# સમર્પણપત્રિકા.

પવિત્ર હૃદયા સ્વર્ગવાસી શ્રાવિકા
રતન બાઈ પૂરબાઈ નિવાસ-કચ્છ.

આપ કચ્છ દેશના વિખ્યાત શ્રાવક કુળનાં એક સદ્ગુણી સુતા હતાં, અને એક ધર્મી કુટુંબના ઘરનાં કુળવધૂ હતાં, સ્વધર્મમાં નિપુણતા દર્શાવી, જૈન વર્ગના જ્ઞાનના ઉત્કર્ષ અર્થે ગ્રંથાદિ સાધનો પ્રચલિત કરવા સદા ઉત્કંઠિત રહેતાં હતાં, સાધર્મી બ્હેનો ધર્મ નીતિવાળી કેળવણી પામી, પોતાના કર્ત્તવ્ય કર્મને સમજીને વર્તે, અને શ્રાવક દંપતી પ્રાચીન સુખદાયિ સ્થિતિમાં આવે, એવું જોવાને સદા ઉત્સુક રહેતાં હતાં, તથા એવા સાધનરૂપ ગ્રંથો પ્રચાર કરવાને ઉત્સાહવાળા હતાં, એ આદિ આપના અનેક ગુણોનું સ્મરણ કરી, તેના સ્મરણના સ્મારક તરીકે આ શ્રાવિકાભૂષણનો દ્વિતીય અલંકાર આપને ઉલ્લાસ સહિત માનપૂર્વક અર્પણ કરી, અમે અત્યાનંદ પામીએ છીએ.

શ્રી જૈન સ્ત્રી વિદ્યા પ્રચારક વર્ગ.



# પ્રસ્તાવના.

" ઉત્સાહી હૃદયવેગ લેખકની લેખનીને અને વક્તાની રસનાને ઉત્તેજિત કરે છે, " તેથી તે લેખક અને વક્તા પોતાના વિચારો હૃદયગ્રાહી ભાષાવડે પ્રકાશ કરી શકે છે, તે મહાવાક્ય પ્રમાણે આ શ્રાવિકાભૂષણના પ્રથમ અલંકારમાં બન્યું છે. જૈન મુનિઓ, વિદ્વાનો અને ગૃહસ્થોના મુખથી એ ગ્રંથની સ્તુતિ વિષે ઉદ્‌ગાર જણાયા છે, અને તેથી આ ગ્રંથના લેખક અને પ્રસિદ્ધ કર્તાનો હૃદય વેગ ઉત્સાહી બન્યો છે. જે ઉત્સાહે આ શ્રાવિકાભૂષણના બીજા અલંકારને સત્વર પ્રગટ કરવાનો અવકાશ આપ્યો છે.

શ્રાવિકાભૂષણ ગ્રંથનો પ્રથમ અલંકાર જૈન ગૃહસ્થોના ઘરમાં સારૂં માન પામ્યો, અને સુજ્ઞ શ્રાવિકાઓએ તેને પ્રીતિથી હૃદયમાં ધારણ કર્યો, તથા તેના બીજા અલંકારની જૈન સદ્‌ગૃહસ્થો તરફથી વારંવાર માગણી થઇ, તેથી આ શ્રાવિકાભૂષણનો બીજો અલંકાર સદ્‌ગુણી શ્રાવિકાઓના ભાવસૌંદર્યને વધારવા સત્વર પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે

ઉજ્જયિની નગરીના વિપ્ર ઝક્ષકની ઓ પ્રેમલાનું અસરકારક દૃષ્ટાંત આપેલું છે, તે પછી પ્રેમનું સ્વરૂપ દર્શાવી સાંભળનારી આ પ્રેમદાના એકાની જાન વિષે માટે વિવેચન કરવામાં આવ્યું છે; તે પ્રસંગે આનંદદાના ગુરુ. પછી મિથ્યાત્વનું સ્વરૂપ બતાવી મિથ્યાત્વના પાંચ ભેદ સ્પષ્ટ રીતે સમજાવવામાં આવ્યા છે. તેમાં અભિગ્રહિક મિથ્યાત્વ ઉપર દેવા નામની શ્રાવિકાની વાત, અનભિગ્રહ મિથ્યાત્વ ઉપર સુંદરાની વાત, અભિનિવેશ મિથ્યાત્વ ઉપર અભયાની વાત, અને સંશય મિથ્યાત્વ ઉપર જયંતીની વાત આપી, દરેક મિથ્યાત્વના સ્વરૂપનું સ્પષ્ટીકરણ સારી રીતે કરવામાં આવ્યું છે પછી મિથ્યાત્વના છ ભેદનું સ્વરૂપ સમજાવી, તેમાં લૌકિક ગુરૂગત મિથ્યાત્વને સ્ફુટ કરવાને તારા નામની એક શ્રાવિકાની કથા આપવામાં આવી છે. પછી લોકોત્તર દેવગત મિથ્યાત્વ અને લોકોત્તર પર્વગત મિથ્યાત્વ ઉપર **રૈવતી** અને **મનોરમા** નામની બે શ્રાવિકાઓની કથા આપી છે, અને તે સુબોધક વિષયોને સારી રીતે પલ્લવિત કરવામાં આવ્યા છે. છેવટે મિથ્યાત્વના પાંચ ભેદ અને છ ભેદની બોધક અને રસિક બે કવિતાઓ આપી, આઠમા દિવસની સમાપ્તિ કરવામાં આવી છે.

નવમા દિવસમાં પૂર્વનું પાત્ર નંદુ કે જે એક સુધારાની હિમાયતી હતી, તેનો અને દીવાળીનો વાર્ત્તાનો પ્રસંગ લાવી, ધર્મની સ્ત્રી કેળવણીથી શો લાભ થાય છે ? અને શ્રાવક માબાપોનું સંતાન પ્રત્યે શું કર્ત્તવ્ય છે ? એ વિષય ઉપર સારૂં વિવેચન કરવામાં આવ્યું છે. તે પછી સ્ત્રીએ પતિની સાથે કેમ વર્ત્તવું

જોઇએ ? એ વિષે બોધ આપી પતિને દુઃખ આપનારી સ્ત્રીની અધમતા દર્શાવવાને એક **ગોમતી** નામની શ્રાવિકાની વાર્ત્તા આપવામાં આવી છે; જે વાર્ત્તામાં ક્ષણે ક્ષણે બોધક પ્રસંગો ગોઠવેલા છે, પછી સ્ત્રીએ સાસરીયામાં કેમ વર્ત્તવું ? એ વિષે ઇસારો કરી રાજગૃહીનગરીની **ધીરા** નામની ઉત્તમ શ્રાવિકાનું અસરકારક દષ્ટાંત દર્શાવવામાં આવ્યું છે, તે પછી પતિ સાથે કલહ કરનારી **સૂરજ** નામની નઠારી શ્રાવિકાનો પ્રસંગ લઇ, તેવીઓને આશ્રય આપનારી સાધ્વી પદ્મશ્રીના અનિષ્ટ આચાર વિષે કેટલુંએક વિવેચન કરવામાં આવ્યું છે, અને તે પ્રસંગે " શ્રાવિકાએ કેવે ઠેકાણે જવું જોઇએ ? " એ વિષેની એક સુંદર ગરબી આપી છે, તે પછી કન્યાવસ્થામાંથી મુક્ત થઇ માતાવસ્થામાં આવેલી શ્રાવિકાએ પોતાનાં સંતાનોને કેવી રીતે કેળવણી આપવી જોઇએ ? એ બાબત દર્શાવી પ્રેમદાસની બ્હેન કંકુ અને તેની દીકરી **પોતી**નો પ્રસંગ કહેલો છે, કે જેમાં મોઢે ચડાવેલાં સંતાનો કેવી સ્થિતિમાં આવે છે ? એ બાબતનું પૂર્ણ દષ્ટાંત દષ્ટિગોચર કરવામાં આવ્યું છે.

દશમા દિવસમાં સુધારા પક્ષની **નંદુ**નો સુધારો પક્ષાપક્ષીનું દિગ્દર્શન કરવાને **મુક્તિમંડપ** અને **વિચારમંડપ** નામના ઉપાશ્રયની યોજના અને પોતીનું ઉપદેશ વાર્ત્તામાં સામેલ થવું—ઇત્યાદિ મુખ્ય વિષય રાખી, તે પ્રસંગે આનંદાના મુખથી બાળ શ્રાવિકાને વિવાહ યોગ્ય વય થાય, ત્યારે શું કરવું જોઇએ ? એ મુખ્ય વિષય લઇ, વય, ગુણ અને સ્વભાવ કજોડાં વિષે સુબોધક વિવેચન કરેલું છે, અને તે વિષયને પુષ્ટ

કરવાને પ્રપંચપુરની હીરા નામની એક નઠારી શ્રાવિકાનું દૃષ્ટાંત આપી, શ્રાવક ગૃહસંસારની સુધારણા વિષે સારૂં વિવેચન કરેલું છે, અને તે વિષયની દૃઢતા કરવાને "શ્રાવિકાને કેવા વરની સાથે પરણાવવી જોઇએ ?" તે વિષે એક રસિક ગરબી પણ સુંદર રાગમાં આપવામાં આવેલી છે. તે પછી "વિવાહિત પુત્રીને સાસરે રાખવી જોઇએ," તે વિષયનો બોધ દર્શાવી સાસરે મોકલતી વખતે માતા, પુત્રીને કેવો બોધ આપે છે, તે વિષેની કવિતા આપવામાં આવી છે, અને પોતીની સુધારણા થવાની વાત દર્શાવી છે.

અગીયારમા દિવસમાં મુખ્ય પાત્ર આનંદાએ પોષહ લીધાની વાત દર્શાવી, લલિતાના મુખથી સતી જયંતીની કથા આપવામાં આવી છે, અને તેમાં અઢાર પાપસ્થાનનું સંક્ષિપ્ત વર્ણન દર્શાવેલું છે; તે પછી લલિતાને મુખે પતિવ્રતાનો પ્રભાવ દર્શાવનારી શાંતા નામની એક બ્રાહ્મણીએ કહેલી સુખદાની અસરકારક વાર્તા આપવામાં આવેલી છે, તે પછી "સ્ત્રીઓને સંસ્કૃત ભાષામાં પણ પ્રવેશ કરવો જોઇએ." એ બાબત જણાવી સંસ્કૃત ભાષાના માધુર્યને માટે શ્રીનગરના રાજા ચંડવર્માની દૃષ્ટાંતરૂપ વાર્તા આપી. "સંસ્કૃત ભાષાના જ્ઞાન વિના શો દોષ થાય છે ?" તે દર્શાવવા પદ્મા નામની શ્રાવિકાનો પ્રસંગ લાવવામાં આવેલો છે.

બારમા દિવસમાં નંદુ પ્રેમદાનો મેળાપ બતાવી, પોતાની સુધારણા થવાનો પ્રસંગ લાવી, આનંદાની ઉપદેશ વાર્તાનું સાફલ્ય દર્શાવ્યું છે. તે પછી પ્રેમ

અને **સુંદરી** નામનું એક નવું પાત્ર ઉમેરી શુભ વેદનીય કર્મના સ્વરૂપનો ઇસારો કરવામાં આવ્યો છે, અને તે પ્રસંગમાંજ શ્રી બોધના સાત વારની મનોહર ગરબી આપવામાં આવી છે. તે પછી જ્ઞાનશ્રી સાધ્વીના ઉપદેશમાં " સ્ત્રીઓએ વ્યાખ્યાન વખતે ગડબડ કરવી ન જોઇએ, " એ વાત જણાવી પવિત્ર સાધ્વી જ્ઞાનશ્રીએ આપેલ નવ તત્વના સ્વરૂપનું વિવેચન આનંદાના મુખે દર્શાવવામાં આવ્યું છે. તે પ્રસંગમાં **દુહિતા** અને **દિકરી** એ શબ્દની ચમત્કારી વ્યાખ્યા આપવાની સાથે નવ તત્વનું સવિસ્તર અને સરલ વિવેચન કરેલું છે; જેમાં યતિધર્મના દશ પ્રકાર, બાર ભાવના અને પંનર સિદ્ધોનું સ્વરૂપ દર્શાવી, તે વિષયને સારી પુષ્ટિ આપેલી છે. છેવટે પ્રભુ સ્તુતિની કવિતા આપી **મોતીચંદ** શ્રાવકની વિધવા પુત્રી **ચંદન**ના વૈધવ્ય દુઃખનો ઇસારો કરી, તે પ્રસંગે વિધવા ધર્મની સૂચના આપી, આ શ્રાવિકાભૂષણનો દ્વિતીય અલંકાર સમાપ્ત કરવામાં આવ્યો છે.

આ પ્રમાણે પાંચ દિવસના ભાગમાં વહેંચીને આ દ્વિતીય ગ્રંથનું બધું સ્વરૂપ ઉભું કરવામાં આવ્યું છે. પ્રથમ અલંકાર કરતાં આ બીજા અલંકારમાં વાંચનારની અધિક યોગ્યતાના અનુમાનથી વિવિધ પ્રસંગને અનુસરી વિષય લગાર કઠિન લીધા છે. તથાપિ જે પદ્ધતીથી ગ્રંથનો આરંભ થયો છે, તે પદ્ધતીનું અવલંબન ઠેઠ સુધી રાખવામાં આવેલું છે, જેથી વાચકોના હૃદયમાં ઉત્તરોત્તર જ્ઞાન રત્નનું અધિક પોષણ થયા કરશે.

પ્રથમ અલંકારમાં મળેલા વાચકોના ઉત્તમ પ્રકારના અભિનંદનથી અમોને હૃદયમાં સારી આશા બંધાય છે કે, આ દ્વિતીય અલંકાર પણ તેવું અભિનંદન સંપાદન કરી શકશે, અને જો તેમ થશે, તો આ ગ્રંથના શ્રમની કૃતાર્થતા પૂર્ણ રીતે પ્રાપ્ત થશે.

છેવટે શ્રાવિકાભૂષણના પ્રથમ અલંકારથી અલંકૃત થયેલી સાધર્મિ બ્હેનોને વિશેષ અલંકૃત કરવાની ઉત્તમ ભાવના લાવનારા સ્વર્ગવાસી શ્રાવિકારત્ન પૂરબાઇના પીતા શેઠ હીરજીભાઈ કાનજીની ૩૫૦ રૂપીઆની મદદથી આ ઉત્તમ ગ્રંથ અમે પ્રગટ કરી શક્યા છીએ. તેથી આ પ્રસંગે અમે તેમનો શુદ્ધ હૃદયથી આભાર માનીએ છીએ, અને ઈચ્છીએ છીએ કે, તેમની પેઠે બીજા જ્ઞાનોપાસક શ્રાવક શ્રાવિકાઓ પોતાના દ્રવ્યનો સદુપયોગ જ્ઞાનક્ષેત્રની પુષ્ટિના માર્ગમાં કરવા પ્રયત્ન કરશે, અને આ વર્ગના શુભ કાર્યોને મદદ કરી, તે દ્વારા આર્હત ધર્મની ઉત્તમ સેવા બજાવશે.

॥ अलमति विस्तरेण ॥

સિદ્ધક્ષેત્ર—પાલીતાણા
વિક્રમાર્ક સંવત્ ૧૯૬૩ શ્રાવણ. } પ્રસિદ્ધ કર્તા.

# श्री श्राविका भूषण.

## દ્વિતીયાલંકાર.

### मंगलाचरण.

#### શાર્દૂલવિક્રીડિત.

જે ધારી [1]વનિતા વપુ જગતમાં [2]વંદ્યત્વને પામિયા,
શ્રી તીર્થંકર નામ કર્મ ધરિને ચારિત્રમાં જામિયા;
તે મલ્લીજિન સુંદરી ચરણને વાંદી વિશેષાદરે,
સર્વે શ્રાવક સુંદરી હૃદયમાં તે બોધ નિત્યે ધરે. ૧

---

#### વસંતતિલકા.

ધારી સ્વધર્મ કરશો નિજ કામ સારાં,
નિત્યે કુકર્મ હરશો જગમાં નઠારાં;
જો ધારશો સકળ સદ્ગુણ બોધ સારો,
તો શ્રાવિકા, સફળ જન્મ થશે તમારો. ૧

---

૧ સ્ત્રીનું શરીર. ૨ વંદના કરવાની યોગ્યતાને.

જો પ્રેમથી પતિવિષે બહુ ભક્તિ રાખો,
તે સાથ રૈ [1]ભવનમાં [2]ભવભોગ ચાખો;
ચિત્તે કદી [3]અવર પૂરૂષને ન ધારો,
તો શ્રાવિકા સફળ જન્મ થશે તમારો. ૨

ભાવે ભણો સરસ પુસ્તક વાંચવાને,
[4]સંસાર ધર્મ સુખ પૂરણ સાધવાને;
જો સ્ત્રીતણી સકળ કેળવણી વધારો,
તો શ્રાવિકા સફળ જન્મ થશે તમારો. ૩

જો સત્ય ટેક ધરિને જગમાંહિ ચાલો,
સંતોષથી પતિગૃહે રહિ નિત્ય મ્હાલો;
પ્રીતિ ધરી પરતણા દુઃખને નિવારો,
તો શ્રાવિકા સફળ જન્મ થશે તમારો. ૪

સાધર્મિ બ્હેન સઘળી ગણિ સંપ રાખો,
સંસાર ઊન્નતિતણાં ફળ [5]મિષ્ટ ચાખો;
કંકાસને [6]કલહ જો મનથી નિવારો.
તો શ્રાવિકા સફળ જન્મ થશે તમારો. ૫

જો પૂજ્યને વડિલની નિત ભક્તિ ધારી,
ને સર્વનું જ બહુ માન કરો વિચારી;
વિદ્યા ભણાવી નિજ સંતતિ જો સુધારો,
તો શ્રાવિકા સફળ જન્મ થશે તમારો. ૬

૧ ઘરમાં. ૨ સંસારના ભોગ. ૩ બીજાં. ૪ સંસાર અને ધ

પ્રાચીન જૈન સતીઓ જગમાં બની જે,
સત્કીર્ત્તિથી સકળ ભારતમાં ગણી તે;
તે સૌ ચરિત્ર સઘળાં મનમાં વિચારો,
તો શ્રાવિકા સફળ જન્મ થશે તમારો. ૭

## श्री श्राविका भूषण.

### द्वितीयालंकार.

### दिवस ८ मो.

પ્રભાત કાળે ગંગા વહેલી ઊઠીને ઊંચે સ્વરે નીચે પ્રમાણે પ્રભાતીયું ગાય છે.

ઝુલણાછંદ.

પ્રાત અરિહંતનું ધ્યાન મંગળ કરી સકળ સંસારનો
પાર પામો. ( એ ટેક )

દેવના દેવ એછે દયા ધર્મમાં દુઃખ દારિદ્રને દૂર કરતા;
શ્રેષ્ટશમતા ધરી શ્રેષ્ટ સુખ આપતા, સ્થાપતા ધર્મમાં કર્મ હરતા.
પ્રાત અરિહંત૦ ૧

જ્ઞાન કેવળ ધરી કેવલી જે થયા, તેતણાં વૃંદમાં મુખ્ય થાતા;
પંચપરમેષ્ટિમાં પ્રથમ પદ ધારતા, મંત્ર નવકારથી જગત ત્રાતા.
પ્રાત અરિહંત૦ ૨

પ્રગટ કરી ગ્રંથ સિદ્ધાંત ઉપદેશના લોક ઊપકારમાં પ્રેમ કીધો;
ભાવના ભાવતા ભક્તને તારવા, એજ છે ધર્મનો પંથ સીધો.
પ્રાત અરિહંત. ૩

નામ જિનનું જપો આચરો વ્રત તપો, શ્રાવિકા સમકિતે સ્નેહ રાખો;
શ્રાવિકાધર્મને સાચવી સર્વદા સુકૃતના શુભ ફળો નિત્ય ચાખો.
પ્રાત અરિહંત૦ ૪

---

**ધર્મદાસ શેઠ**—(ગંગાને) સાંભળ, જરા ધીમે સ્વરે પ્રભાતીયું ગા. આપણે શ્રાવક છીએ અત્યારે ઉંચે સ્વરે પ્રભાતીયું ન ગાવું જોઇએ.

**ગંગા**—સ્વામિનાથ, એનું શું કારણ છે ? હું તો હમેશાં ગાઉં છું. સારો ઉંચો રાગ કાઢી ગાવાથી ઘણો આનંદ આવે છે અને ભક્તિ ભાવ વધતો જાય છે. વળી પરિણામ સારા થતા જાય છે.

**ધર્મદાસ**—હે સુજ્ઞ સ્ત્રી હમેશાં તું મારા પહેલાં જાગી ઊઠે છે, તેથી તારૂં ગાવું મારા સાંભળવામાં કવચિત આવે છે, હું જાગતો નહોતો કે તને ઉંચે સ્વરે ગાવાની ટેવ છે નહીંતો તને ચેતાવી દેત. હવેથી કોઈવખત તેવી રીતે ઉંચે સ્વરે ગાવું નહીં.

**ગંગા**—સ્વામિનાથ, એનું કારણ સમજાવો. [illegible]

[illegible]

**ધર્મદાસ**—પ્રિયા મેં તને તે વિષે સમજાવ્યું નથી. શ્રાવક અથવા શ્રાવિકાએ સવારે કેવી રીતે ઉઠવું જોઇએ ? અને ઉઠયા પછી શું કરવું જોઇએ ? એ વાત બરાબર ધ્યાન દઇને સાંભળજે.

**ગંગા**—સ્વામિનાથ, કૃપા કરી સંભળાવો. તે વાત અમારા ઉપયોગની છે.

**ધર્મદાસ**—પ્રથમ તો શ્રાવક તથા શ્રાવિકાએ અલ્પનિદ્રા લેવી જોઇએ. સૌભાગ્યવતી શ્રાવિકાએ પોતાના પતિની પેહેલાં ઉઠવું જોઇએ. તેમજ પતિના સુતા પછી સુવું એ પતિવ્રતા સ્ત્રીનો ધર્મ છે. જ્યારે એક પોહોર રાત્રિ બાકી રહે ત્યારે શ્રાવિકાએ ઊઠવું જોઇએ. કદિ શરીરની પ્રકૃતિને લઇને એટલું વહેલું ન ઊઠાય તો છેવટે બે ઘડી રાત બાકી હોય ત્યારે તો અવશ્ય ઉઠવું જોઇએ. સવારે વેહેલાં ઉઠવાથી આલોક અને પરલોક સંબંધી કામ સિદ્ધ થાય છે, વળી તે વખતે આપણું મગજ તાજું હોવાથી બુદ્ધિ પણ નિર્મળ હોય છે. પૂર્વાપર વિચાર બહુજ સારી રીતે થઇ શકે છે.

**ગંગા**—સ્વામિનાથ, કદિ [illegible] [illegible] પછી ઉઠાય તો શું નુકશાન થાય ?

**ધર્મદાસ**—પ્રિયા, [illegible] [illegible] પછી ઉઠવાથી આળસ આવ્યા કરે છે જે માણસને વ[illegible] ઉઠવાની ટેવ ન હોય

તે માણુસના શરીરમાં સ્ફુર્ત્તિ રહેતી નથી અને તેથી ધર્મ-નાં અને ઘરસંસારનાં કામ બરાબર થઇ શકતાં નથી. જ્યારે આપણે ઊઠીએ ત્યારે પ્રથમ વિચાર કરવો કે, હું શ્રાવિકા છું. હું કયાં સુતી છું? નીચે સુતી છું કે ઉપર માળે સુતી છું દિવસે સુતી હતી કે રાત્રે સુતી હતી? આ પ્રમાણે વિચાર કરવાથી નીદ્રાનો વેગ મટી જશે. કદિ તેમ કરતાં નીદ્રા ન જાય તો નાક તથા મુખનો શ્વાસ રોકી દેવો એટલે નિદ્રા દૂર થઈ જાય છે પછી જાગી શ-ય્યામાં બેઠા થવું. શુકલપક્ષ હોય તો ડાબો પગ પૃથ્વી ઉપર મુકવો અને કૃષ્ણપક્ષ હોય તો જમણો પગ પૃથ્વી ઉપર મુકવો. ઉઠયા પછી શય્યામાં બેઠાં બેઠાં પ્રભાતમાં મંગળકાર્યે વાસ્તે પંચ પરમેષ્ટી નમસ્કાર રૂપ નવકારમંત્ર મનમાં સંભારવો. તેનો મુખથી ઉચ્ચાર ન કરવો. પણ શય્યા તથા શરીર શુદ્ધી હોય તોજ આમ કરવું. નહિતો શુદ્ધ થઇને કરવું. નહિતો શય્યા નીચે ઉતર્યા પછી પૃ-થ્વી ઉપર બેસી નવકારમંત્રનો ઉચ્ચાર કરવો. તેમાં પણ શરીર શુદ્ધીનો વિવેક રાખવો. પછી પ્રભાતિયાં વિગેરે મં-દસ્વરથી ગાવાં. જો વધારે વેહેલાં ઉઠાયું હોય તો તે મન-માંજ સંભારી જવાં અને સૂર્યોદય પેહેલાં બેઘડીએ ઊ-ઠયાં હોઇએ તો ધીમે સ્વરે પ્રભાતીયાં ગાવાં. પણ ઊંચે સ્વરેથી ગાવાં નહિ. કારણ કે, તે વખતે જો આપણે ઊંચો સ્વર કાઢી ગાઇએ તો આપણા ઘોંઘાટથી બીજા નઠારા કામ કરનારા લોકો આસપાસ રહેતા હોય તે જાગી ઊઠે અને તેઓ પાપ કર્મમાં લાગી પડે. તેમજ કેટલાક હિં-સક જીવો ઢેઢઘરોલી વિગેરે જાગવાથી તે પણ પાપ કર્મ

દરવા માંટે સીવાય બીજા પણ કેટલાક અનર્થ થવા સંભવ છે. તેથી આપણે તેના પાપના હેતુ થઈ પડીએ.

ગંગા—સ્વામીનાથ, એ વાત ખરી છે. પણ આપણા પરોશમાં તેવા લોકો રહેતા નથી. આ મહોલ્લામાં તો શ્રાવકોજ રહે છે તો પછી આપણને તે પાપ કેવી રીતે લાગે ?

ધર્મદાસ—પ્રિયા, એ વાત ખરી છે તે ઉપરથી આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે શ્રાવકે પોતાનું ઘર સારા પારોશમાંજ રાખવું જોઈએ. તથાપિ આપણા પારોશમાં કેટલાએક મિથ્યાત્વીઓ પણ રહે છે, તો વખતે તેથી થોડું ઘણું પાપ થવાનો સંભવ છે, વળી હિંસક જીવો જાગે એ સ્વાભાવિક છે. માટેજ તને કહું છું કે, વધારે ઉંચે સ્વરે પ્રભાતિયાં ગાવાં નહિ.

ગંગા—પ્રાણનાથ, તમારૂં કહેવું સત્ય છે. હવેથી તમારી આજ્ઞા પ્રમાણે વર્ત્તીશ. પણ શ્રાવિકાએ સવારે બીજું શું શું કામ કરવું જોઈએ તે મને કહો.

ધર્મદાસ—હે ધર્મવતી સ્ત્રી, શય્યામાંથી બેઠાં થઇ નવકાર ભણ્યા પછી શ્રાવિકાએ ધર્મ જાગરણ કરવી જોઇએ.

ગંગા—સ્વામિનાથ, ધર્મજાગરણ એટલે શું ? તે મને બરાબર સમજાવો.

ધર્મદાસ—હે સદગુણી શ્રાવિકા. એક ચિત્તે સાંભળજે.

શ્રાવિકાએ ઊઠયા પછી પોતાની જાતને અઢાર પ્રશ્નો પુછવા જોઇએ ? હું કોણ છું ? ૨ મારી કઈ જાતિ છે ? ૩ મારૂં કુળ શું છે ? ૪ મારા ઇષ્ટદેવ કોણ છે ? ૫ મારા પતિ અને ગુરૂ કોણ છે ? ૬ મારો પતિપ્રત્યે શો ધર્મ છે ? ૭ મારે શો અભિગ્રહ છે ? ૮ મારી શી અવસ્થા છે ? ૯ મેં સારાં કામ શાં શાં કર્યાં છે ? ૧૦ મેં નઠારાં કામ શાં શાં કર્યાં છે ? ૧૧ મારાથી શું થઇ શકે તેમ છે ? ૧૨ મારાથી થઇ ન શકે તેવું શું છે ? ૧૩ હું કોના તાબામાં છું ? ૧૪ હું શું ભુલ કરૂં છું, અને મારાથી તે ભુલ કેમ સુધારાતી નથી ? ૧૫ આજ કઈ તિથિ અથવા કયા અરિહંતના કલ્યાણકનો દિવસ છે ? ૧૬ આજે મારૂં કર્ત્તવ્ય શું છે ? ૧૭ હું કયા દેશમાં છું ? ૧૮ હું કયા કાળમાં છું ?

આ અઢાર પ્રશ્નો ઊઠતી વખતે યાદ કરવા. તે યાદ કરવાથી આપણામાં સાવધાની આવી જાય છે. વળી તે યાદ કરવાથી શ્રાવિકા પોતાના કર્ત્તવ્યમાં તત્પર રહે છે. જે વિરૂદ્ધ કાર્ય હોય તેનો ત્યાગ કરે છે. તેમજ એથી કરીને પોતાના નિયમનો નિર્વાહ તથા નવા ગુણોની પ્રાપ્તિ થાય છે. હે સાધ્વી સ્ત્રી, હવેથી આ પ્રમાણે હમેશાં ધર્મ જાગરણા કરતી રહેજે અને બીજી શ્રાવિકાઓને તેમ કરવાની ભલામણ કરજે.

**ગંગા**—પ્રાણનાથ, આજે મને ઘણો લાભ થયો છે. ધર્મ જાગરણાની નવી શિક્ષા મને પ્રાપ્ત થઇ. આ વિષે હું

શ્રાવિકાશાળામાં આવનારી મારી સાધર્મી બ્હેનોની પાસે વાત કહીશ.

**ધર્મદાસ**--બહુ સારૂં ચાલો હવે આપણે આપણી નિત્ય ક્રિયા કરીએ.

(પછી ગંગા ધર્મદાસ શેઠની સેવા કરવામાં ગુંથાઇ. અને બંને દંપતી પોતપોતાની નિત્ય ક્રિયા કરવામાં પ્રવર્ત્યા.)

જ્યારે બરાબર સમય થયો એટલે ધર્મદાસ શેઠ અને ગંગા શ્રાવિકાશાળા તરફ આવવા નીકળ્યા.

રૂપનગરમાં તાપીદાસ કરીને એક શ્રાવક રહેતો હતો. તેને લેહેરી કરીને એક સ્ત્રી હતી. તે ઘણીજ કજીયાખોર હતી. હાલતાં ચાલતાં વઢવાડ કરતી અને લોકોનાં બૈરાંઓને અને પોતાના ધણીને ઘણુંજ પજવતી હતી. તાપીદાસ "બીચારો સ્વભાવે ગરીબ હોવાથી તેણીનાથી ડરતો હતો; તોપણ તે ઘણો ગુસ્સો કરી વારંવાર લેહેરીને સમજાવતો હતો, પણ લેહેરીના મનમાં કાંઇપણ અસર થતી ન હતી. તેને વિજી કરીને એક દીકરી હતી. તેનું નામ વિજ્યા હતું પણ તેને ટુંકા નામથી વીજી કહીને સૌ બોલાવતાં હતાં. વિજીની ઉમર બાર વર્ષની હતી. તે પોતાની મા લેહેરીના સહવાસમાં રહેતી હતી તેથી તેનામાં પણ તેની માના જેવા ગુણ આવ્યા હતા. તે છતાં તેનો સ્વભાવ તેની મા કરતાં ઘણોજ સારો હતો. તે ઘણી હઠીલી ન હતી.

તે વાળી વળે તેવી હતિ જો તેને સારી સંગત અને કેળવણી મળે તો તે એક સુધરી શકે તેવી હતી.

એક વખતે તાપીદાસ બાહેરથી આવ્યો અને તેણે આવી પોતાની સ્ત્રી લેહેરીને કહ્યું.

**તાપીદાસ**—કાં સાંભળે છે? અહિં આવ એક વાત કહું.

**લેહેરી**—બળ્યું, મારે તો તમારી વાત સાંભળવી નથી. તમારી વાતમાં કાંઈ માલ નહીં હોય.

**તાપીદાસ**—અલી, આપણા ગામમાં ધર્મદાસ કરીને એક શ્રાવક રહે છે, તેને ઘેર ગંગા નામે સ્ત્રી છે. તેઓ બંને હમેશાં શ્રાવિકાશાળામાં જાય છે. અને સારી સારી ધર્મની વાર્તાઓ કરે છે. ત્યાં ઘણાં બૈરાંઓ એકઠાં થાય છે, માટે તું ત્યાં જા, તો તને ઘણો લાભ મળશે.

**લેહેરી**—મારી આગળ એવી વાતજ કરશો નહીં. એવા ઢોંગી ધુતારાની આગળ હું જવાને નવરી નથી. ધર્મની વાતો સાંભળવાથી શો લાભ થાય? મને તો તે કાંઈ પણ ગમેજ નહીં. જે રાંડો નવરી હોય તેનું તે કામ છે.

**તાપીદાસ**—અરે મૂર્ખી, વિચાર કર. ધર્મની વાતોની તને ખબરજ નથી. આપણે શ્રાવક છીએ. આપણો ધર્મ પવિત્ર ગણાય છે. દેહેરે ઉપાશરે જવામાં ઘણોજ લાભ છે.

જ્યાં ધર્મ કથા કે વાર્તા થતી હોય ત્યાં જવાથી પણ આપણને મનોજ ફાયદો થાય છે.

લેહેરી—મારે તો દેરે ઉપાશરે જવું નથી. ત્યાં જવાથી નાહકની વઢવાડ થાય. શ્રાવકોનાં ગેરાંઓ બોલકાં વધારે હોય છે. જો કોઇ મને જેમ તેમ કહે તો મારૂં મા-થુંજ ફરી જાય. હું કોઈનું સાંખી શકું તેવી નથી.

તાપીદાસ—અરે, જરા વિચાર કર. તેવી ધર્મની જ-ગ્યામાં તારી સાથે કોણ વઢવાડ કરે ? તુંજ એવી અવ-ળચંડી છું. જે ખરેખરી શ્રાવિકા હોય તે તો કદિ પણ તેવે ઠેકાણે વઢવાડ કરેજ નહીં.

લેહેરી—બસ, હવે તમે વધારે બોલશોમાં. નહીંતો આ વખતે તમારી સાથે જેયા જેવી થશે. મને ત્યાં જવું ગમતું પણ નથી.

તાપીદાસ—તારા જેવી શંખણીના નશીબમાં ધર્મની વાત હોયજ નહીં.

લેહેરી—અરે વિચારીને બોલજો. શંખણી શંખણી કહેવી નહીં. શંખણી તમારી મા હશે. જો વધારે પડતું કહેશો તો મારા જેવી કોઇ ભુંડી નથી.

તાપીદાસ—અરે નીચ. વિચારીને બોલ તારાથી મારી માને શંખણી ન કહેવાય. મારી મા એ તારી મા સમ-

જવી. શ્રાવિકાએ પોતાની સાસુ તરફ કેવી રીતે વર્તવું જોઇએ તે તું જાણતીજ નથી. જો ધર્મકથા સાંભળતી હોત તો તારા મુખમાંથી આવાં નઠારાં વચનો ન નીકળત.

**લેહેરી**—હવે બોલતાં બંધ થાઓ તો ઠીક નહીં તો હજુ એનાથી પણ વધારે સાંભળશો. તમારી માને શંખણી કહેવામાં મારે શું ? તમારી અને મારી મા જુદી છે. જો કદિ મારી મા મને વધારે પડતું કહે તો હું તેને પણ સંભળાવું તેવી છું મારે કોઇની પરવા નથી. મારે ધર્મ-કથા સાંભળવી નથી. કદિ તે સાંભળું તોપણ મારાથી બોલ્યા વિના રહેવાય તેમ નથી.

**તાપીદાસ**—અરે મૂર્ખ સ્ત્રી, તને શું કહેવું ? મારી વાત ઊપર ધ્યાન આપી એક વાર ધર્મદાસ શેઠની ધર્મવાર્ત્તા સાંભળવા તો જા, પછી જો તને ઠીક લાગે તો હમેશાં જજે. નહીં તો ફરીવાર જઇશ નહીં.

**લેહેરી**—તમને હવે શું કહું. જે વાત મને ગમતી ન હોય તે વાત તમારે વારંવાર કહેવી નહીં.

**તાપીદાસ**—તને વિનંતિ કરીને કહું છું કે, તું એક વાર શ્રાવિકાશાળામાં ધર્મવાર્ત્તા સાંભળવા જા. જો તું ત્યાં જવાને કબુલ કર તો જે તું કહે, તે હું કરૂં.

**લેહેરી**—તમારે આટલો બધો આગ્રહ છે, તો હું ત્યાં જાઉં પણ જે હું કહું, તે પ્રમાણે તમારે કરવું પડશે.

**તાપીદાસ**—જે તું કહીશ તે હું ખુશીથી કરીશ.

**લેહરી**—પેહેલા તો તમારે સવારનું ઘરનું બધું કામ કરવું પડશે, તે પછી રસોઇ કરી વાસણ માંજવા વિગેરે બધું કામ કરી મને જમાડવી પડશે.

**તાપીદાસ**—હા, જે તું કહીશ તે હું કરીશ પણ તું એકવાર ધર્મદાસ શેઠની ધર્મવાર્તા સાંભળવા જા. તું મારી પાસે ઘણીવાર ઘરનું કામ કરાવે છે, તો જો આવા ધર્મના કામ માટે કોકાઈ કરાવશે તો મને અપસોષ નહિ થાય.

**લેહરી**—તેમાં અપશોષ શાનો ? જે શ્રાવિકાઓ ધર્મવાર્તા સાંભળવા આવતી હશે. તેમનું કામ તેમના ધણીઓજ કરતા હશે. કાંઇ તમે પાડ કરતા નથી. ઘરનું કામ કરવું અને ધર્મકથા સાંભળવી—એ બે વાત કેમ બને ?

**તાપીદાસ**—બધે ઠેકાણે એમ હોય નહિ. તારા જેવી બીજી શ્રાવિકાઓ ન હોય, તેતો ઘરનું કામ કરી પરવારીને ધર્મવાર્તા સાંભળવાને જાય છે. પોતાના પતિની પાસે ઘરનું કામ કરાવે અને ધર્મવાર્તા સાંભળે—એ વાત ધર્મ વિરૂદ્ધ ગણાય છે. તે છતાં જો તું ધર્મવાર્તા સાંભળવા જતી હોતો તારૂં કામ કરવાને હું તો તૈયાર છું.

તાપીદાસ પોતાના મનમાં જાણતો હતો કે, ધર્મદાસ શેઠની ધર્મવાર્તા સાંભળવાથી ઘણોજ લાભ થાય તેમ છે. જો એક વાર મારી સ્ત્રી તે સાંભળવા જશે તો તેને ફરી

જવાની ઇચ્છા થશે અને પછી દરરોજ ત્યાં જવાથી તે સુધરી જશે. તો મારો સંસાર સુધરશે. આવું વિચારી બીચારા તાપીદાસે ઘરનું કામ કરવાનું પણ માથે લીધું હતું.

**લેહેરી**—ત્યારે હું આજેજ જઈશ. ઊઠો, તમે આ વાસીદું કરો, વાસણ માંજો અને બીજું બધું કામ કરવા માંડો.

**તાપીદાસ**—અરે ભુંડી, અત્યારથીજ મને કામ સોંપી દેછે. હજી તો ધર્મવાર્તા સાંભળવાનો વખત થયો નથી. જયાં સુધી વાર હોય ત્યાં સુધી તો ઘરનું કામ કર તો વધારે સારૂં.

**લેહેરી**—ના, જરા પણ ઘરનું કામ નહીં કરૂં. અત્યારે તો શેની કરૂં પણ આજે આખો દિવસ નહિ કરૂં જો તમારી મરજી હોય તો મને ધર્મવાર્તા સાંભળવા મોકલો.

તાપીદાસે વિચાર્યું કે, જો હું કામ કરાવવાનો મમત રાખીશ તો આ હઠીલી સ્ત્રી ધર્મવાર્તા સાંભળવા નહિ જાય, તેથી આજનો દિવસ દુઃખ વેઠીને પણ તેને ધર્મવાર્તા સાંભળવા મોકલવી. આવો વિચાર કરી તાપીદાસ બોલ્યો. બહુ સારૂં, આજે આખો દિવસ ઘરનું બધું કામ હું કરીશ. જો તને મારી ઉપર દયા આવે તો મદદ કરજે, નહિ તો પછી તારી મરજી.

**લેહેરી**—એવી દયા શેની આવે ? ધર્મવાર્તા સાંભળવા મોકલવી હોય તો કામ કરવું પણ પડે. નહિ તો મારે

તે સાંભળવાની જરૂર નથી. ઘરનું કામ કરવું પડે અને ધર્મવાર્તા સાંભળવી—એ બંને કામ કરવા હું નવરી નથી.

**તાપીદાસ**—ભલે, હું ઘરનું કામ કરીશ. તું આજે સુખેથી ધર્મવાર્તા સાંભળવા જા.

તરતજ લેહેરી નીરાંત કરીને બેઠી અને તાપીદાસ બીચારો ઘરના કામમાં જોડાયો. ઘરનું વાસીદું કર્યું, વાસણ માંજ્યાં. પાણી ગળ્યું. અને રસોઈની તૈયારી કરવા માંડી. લેહેરી નવરી થઈને ઘરની ખડકીએ બેઠી. આ વખતે પોળી કરીને એક પાડોશણ ત્યાંથી જતી હતી, તેણીએ કહ્યું, કેમ લેહેરી ભાભી, આજે નવરાં થઈ બેઠા છો?

**લેહેરી**—આજતો પેલા ધર્મદાસ શેઠની ધર્મવાર્તા સાંભળવા જવું છે, તેથી ઘરનું કામ તમારા જેઠ કરે છે.

**પોળી**—હા, હું પણ ત્યાં હમેશાં જાઉં છું. ઘણી સારી ધર્મકથા થાય છે. પણ તેમાં મારો જેઠ ઘરનું કામ શા માટે કરે છે? ધર્મવાર્તાનો વખત તો મોટો છે. આપણે બધું કામ કરીને જઈ શકાય તેવું છે.

**લેહેરી**—અરે બાઇ, તું તો કાચી લાગે છે. ધર્મવાર્તા સાંભળવા જઈએ ત્યારે ઘરનું કામ શું કામ કરીએ. ભાઈડાને ગરજ હોય તો મોકલે. હું તારા જેવી હૈયાકુટી નથી. કે ઘરનું કામ કરૂં અને ધર્મવાર્તા સાંભળવા જાઉં. મારાથી એ વાત બને તેમ નથી.

**પોળી**—લેહેરી ભાભિજી, તમને કહેતાં મને બીક લાગે

છે. કારણ કે, તમારો તીવ્ર (તાઉ) સ્વભાવ છે, તેથી વખતે મારી સાથે વઢવાડ કરો.

**લેહેરી**—તારે કહેવું હોય તો કહેને તેમાં વઢવાડ શેની થાય?

**ધોળી**—ત્યારે કહું છું, સાંભળો તમે જે ધર્મવાર્તા સાંભળવા જવાના છો, તેમાં તો એવું આવે છે કે, સ્ત્રીએ પોતાના પતિની સેવા કરવી જોઇએ. અને તમે તો પતિની પાસે ઊલટી સેવા કરાવો છો.

**લેહેરી**—ત્યારે એવી કથા સાંભળીને શું કરવી છે? પતિની સેવા કરવી એ ભાઈડાઓ પોતાના લાભ માટે કરે છે. જેવાં આપણે છીએ, તેવો પતિ છે. આપણા કરતાં પતિમાં શો વધારે ગુણ છે? જો ધર્મવાર્તામાં એવું આવતું હોય તો મારે સાંભળવાજ જવું નથી. તું કહે છે, એ ખરી લાગે છે. કારણ કે, ધર્મદાસ શેઠ પોતે ભાઈડો છે. એટલે ભાઈડાના લાભનીજ વાતો કરે; તેમાં શી નવાઇ?

**ધોળી**—એવું શું બોલો છો? ધર્મદાસ શેઠ તેવા નથી, તો તે આપણા માવતર જેવા છે. તેઓ કાંઇ માત્ર સ્ત્રીઓને માટેજ એમ કહેતા નથી. પણ પુરૂષોને માટે પણ એમ કહે છે. પુરૂષોએ સ્ત્રીઓને કેવી રીતે રાખવી જોઇએ? એ વાત પણ તેઓ જણાવે છે. લેહેરી ભાભીજી, એટલા ઊપરથી તમે એમની ધર્મવાર્તા ઊપર અભાવ લાવો નહીં. આજે તો જરૂર જાજો.

**લેહેરી**—તારી વાત ઊપરથી તો મને જવાનું મન

મનું નથી, પણ જો ન જાઉ તો આજે ઘરનું કામ કરવું પડે, માટે આજતો જઈશ. જો ઠીક પડશે તો ફરીવાર જઈશ, નહીંતો પછી જઈશજ નહીં."

ઘોળી—લેહેરી ભાભીજી, તમે કામ કરવાની કાયરથી ત્યાં જવા ધારો છો, એ વાત મને યોગ્ય લાગતી નથી પણ તમારી સાથે વઢવાડ કરવાની મારે શક્તિ નથી એટલે મ-ધારે બોલતી નથી.

લેહેરી—અરે બાઈ, તું કેવી નઠારી છું કે વારંવાર મને વઢવાડ કરવાનું કહ્યા કરે છે હું કાંઈ હાલતાં ચાલતાં વઢવાડ કરૂં તેવી નથી.

ધોળી મનમાં સમજી ગઈ કે, આ બાઈ અજ્ઞાન છે, તેથી વધારે બોલવાથી વાંધો પડતાં વાર લાગશે નહીં તેથી ચુપ રહીને અહીંથી ચાલ્યા જવું સારૂં છે.

ધોળી—લેહેરી ભાભિજી, તમે કહો છો, તે વાત ઠીક છે. જેને જે ગમે તે ખરૂં પણ આજે ધર્મવાર્તા સાંભળ-વાને જરૂર આવજો. હું પણ ત્યાં આવીશ. એમ કહીને ધોળી ચાલી જાય છે. તેવામાં તાપીદાસે ઘરમાંથી બુમ પાડી કે, અરે સાંભળ્યું, અહિં આવ જમવાને રસોઈ તૈયાર થઇ ગઇ છે.

લેહેરી—ચાલો આવું છું મારે માટે પીરસો અને પાણી વિગેરે ભરી તૈયાર કરો.

તાપીદાસ—(જરા ગુસ્સાથી) અરે મૂર્ખી, જરા મનમાં

આવીશ ત્યારે મારે જમવું પડશે.

**તાપીદાસ**—બહુ સારૂં, તું જેમ કહીશ, તેમ હું કરીશ. ભલી થઇને ધર્મવાર્તા સાંભળવા જા.

પછી હેહેરી તૈયાર થઇ ધર્મવાર્તા સાંભળવા જાય છે. બરાબર વખત થયો એટલે ધર્મદાસ શેઠ અને ગંગા શ્રાવિકાશાળામાં આવે છે. બધી શ્રાવિકાઓ ભરાય છે. જ્યારે વ્યાખ્યાનનો વખત થયો એટલે ધર્મદાસ શેઠે નીચે પ્રમાણે મંગળાચરણ કર્યું.

## શાર્દૂલવિક્રીડિત.

વંદું શ્રીયુત વીરના ચરણને સદ્ભાવ ભક્તિ ધરી,
સંભારૂં પરમેષ્ટિ પંચ મનથી આનંદ અંગે કરી;
શ્રી વિદ્યા જગમાં વધો વિજયથી ગાજો મહા ગર્જથી,
ઇચ્છું અંતર એ સદા સુખ ધરો શ્રી શ્રાવિકા સર્વથી. ૧

મંગળાચરણ થઈ રહ્યા પછી શ્રાવિકાસમાજમાંથી ( આદીશ્વર ભગવાનની જય ) એવો મોટો ધ્વનિ નીકળ્યો.

ધર્મદાસ શેઠ કહે છે—હે સાધર્મી ભાતાઓ અને સાધર્મી બેનો, સાવધાન થઇ સાંભળો. જ્યારે આનંદા પોતાની પુત્રી લલિતાને બોધ આપવા બેઠી ત્યારે ચંચળ, પ્રેમ અને પુતળી, તૈયાર થઇને આવ્યાં. એટલે લલિતા બોલી–બ્હેનો, તમે બધાં આવ્યાં પણ મારાં જયા બ્હેન કેમ ન આવ્યા? ચંચળે વિનયથી નીચે પ્રમાણે કહ્યું.

**ચંચળ**—આનંદા કાકી, જયા બ્હેન મને મળ્યાં હતાં.

તેઓએ મારી સાથે કહેવરાવ્યું છે કે, આજે તેમના પતિ સોભાગચંદભાઈની તબીયત કાંઇ ઠીક નથી તેથી તેઓ તેમની સારવારમાં રોકાએલાં છે. માટે આવી શકશે નહીં.

**આનંદા**—એવી અડચણ હોય તો શી રીતે અવાય ? ચાલો આપણે આપણી વાત આગળ ચલાવીએ.

**પુતળી**—આનંદા માસી, આજે જયાને આપણી ઉપદેશવાર્તાનો લાભ નહીં મળે. તે બીચારી બીકણ છે. મારા જેવી હોય તો પતિને સમજાવી દીલાસો આપી ચાલી આવે. શરીર છે, સાજું માંદુ રહ્યા કરે, એથી શું કાંઇ ઉપદેશની વાતો ન સાંભળવી. ?

**આનંદા**—પુતળી, હજુ તારા વિચારો જોઇએ તેવા સારા થયા નથી. પતિની તબીયત બગડી હોય ત્યારે સ્ત્રીએ હજાર કામ પડતાં મુકવાં જોઇએ. ધર્મવાર્તા કે ઉપદેશવાર્તા સાંભળીને સ્ત્રીને પોતાનું કર્તવ્ય કરવાનું છે તે સ્ત્રીનું ખરૂં કર્તવ્ય પતિની સેવા છે. બ્હેનો, પતિ, અથવા પોતાનાં સંતાન કે સાસુ સસરો તથા માબાપની તબીયત સાચવવી એ સ્ત્રીઓનો આલોકનો મુખ્ય ધર્મ છે. જ્યારે તેઓમાંથી કોઇ આજારી થાય, ત્યારે સ્ત્રીઓએ ઘણી સંભાળથી તેમની સારવાર કરવી જોઈએ. રોગથી પીડાતા બીજા ગમે તે પ્રાણીની સારવાર કરવામાં ધર્મ છે, તો પોતાના સંબંધી અને પોતાના મહાન્ ઉપકારી માણસોની સારવાર કરવામાં ઘણો ધર્મ હોય, તેમાં શું કહેવું ? વળી પોતાનો પતિ કે જે આપણું પાલણપોષણ કરનાર અને

સર્વ પ્રકારે રક્ષા કરનાર છે, તેની સારવાર કરવામાં પ્રમાદ કરવો તે સ્ત્રીની મોટામાં મોટી ભુલ ગણાય છે. પુત્રીઓ, તમે હમેશાં પતિની તન, મન અને ધનથી સારવાર કરજો. તેમને વખત પ્રમાણે દવા વિગેરેના ઉપચાર કરવા; જે કાંઈ તેમને ઇચ્છા થાય, તે રાંધી આપી તેમને ખવરાવવું, તેમનું શરીર દાબવું, તેમને પવન નાખવો, અને તેમની પાસે રાતદિવસ હાજર રહેવું, એ સદગુણી શ્રાવિકાનો પરમધર્મ છે, તે વિષે એક પ્રમત્તા બ્રાહ્મણીની કથા જાણવા જેવી છે.

ઉજ્જયિની નગરીમાં વિષ્ણુ નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તે હમેશાં સંતોષ વૃત્તિથી વર્તતો હતો. ઘણું કરી બ્રાહ્મણોની જાતિ અસંતોષી હોય છે, પણ વિષ્ણુ બ્રાહ્મણની પ્રકૃતિ તેથી ઊલટી હતી. આથી ઉજ્જયિની નગરીના લોકો તેની પ્રશંસા કરતા હતા. વિષ્ણુને પ્રમત્તા નામે એક સ્ત્રી હતી. અને કપિલ તથા કેશવ કરીને બે છોકરાઓ હતા. કપિલની ઉમર દશ વર્ષની હતી અને કેશવ ત્રણ વર્ષનો હતો. આ બંને છોકરાઓને કર્મયોગે મૂર્છાનો વ્યાધિ લાગુ પડયો હતો. જ્યારે મૂર્છા આવે ત્યારે તેઓ હાથ પગ ઘસતા ને જમીન ઉપર પડી જતા હતા. આ મૂર્છાના વ્યાધિને લોકો વાઈનો રોગ કહેતા હતા. વિષ્ણુ અને પ્રમત્તા તે બંને છોકરાનો મૂર્છાનો રોગ દૂર કરવાના અનેક ઉપાયો કરતા હતા, પણ તે રોગ કોઇ રીતે મટતો ન હતો. વિષ્ણુ પોતાના છોકરા દુઃખી થાય છે, એવું જોઇ તેમને દુઃખમાંથી મુક્ત કરવાને હમેશાં ઉપાયો

કર્યા કરતો હતો. પ્રમત્તા પણ તે છોકરાઓની ઘણી સં-
ભાળ લેતી પણ તે સ્વાર્થ બુદ્ધિથી તેની સારવાર કરતી
હતી. તેના મનમાં એમ હતું કે, વખતે હું વિધવા થાઉં
અથવા મારો ધણી મારી ઉપર નારાજ થઈ બીજી સ્ત્રી
કરે તો તે વખતે મારે છોકરા હોય તો તેની જરા પણ
દરકાર રહે નહિ. આવા વિચારથી તેણી ઘણી મહેનતે
છોકરાઓનો વ્યાધિ મટાડવા ઉપાય કરતી હતી. આવા
હલકા વિચારથી તે પ્રમત્તા પોતાના છોકરાની વધારે સા-
રવાર કરતી હતી. ઘણી વાર તે કોઇ બ્રાહ્મણ, જોગી, જતિ,
સંન્યાસી કે ભુવાઓને પૂછતી અને જે ઉપાય કહે તે
કરવાને દોડતી હતી.

એક વખતે કોઇ તાપસ વિષ્ણુને ઘેર ભિક્ષા માટે
આવી ચડયો. તે તાપસ સ્વભાવે દયાળુ હતો. અને ઢોં-
ગથી દૂર રહેનારો હતો. તાપસ વિષ્ણુના આંગણામાં ઉભો
રહ્યો, તે વખતે તેના મોટા દિકરા કપિલને વાઇ આવી.
તેથી કપિલ ઘરના ફળીયામાં જમીન ઉપર પડી ગયો.
તેને પડતો જોઇ તાપસને દયા આવી તરતજ તાપસે ક-
પિલને પોતાના ખોળામાં લીધો અને તેની આંખો દબાવી.

ક્ષણવાર પછી કપિલને મૂર્છા ઉતરી ગઇ. એટલે તે
સાવધાન થઈ બેઠો થયો અને પોતાના ઉપકારી તાપસનાં
ચરણમાં નમી પડયો. તાપસે તેને આશીષ આપી. તે વખતે
વિષ્ણુ અને પ્રમત્તા ઘરમાં ન હતાં. ઘડીવાર પછી તેઓ
બાહેરથી આવ્યાં, કપિલે પોતાને મૂર્છા આવવાની અને તે

તાપસે કરેલી મદદની બધી વાત પોતાના માતાપિતાને જણાવી; વિષ્ણુએ તથા પ્રમત્તાએ તે તાપસને પ્રણામ કર્યા અને અંતઃકરણથી તેનો આભાર માન્યો. અને વિનંતિ કરી જણાવ્યું કે, મહાનુભાવ, આપે અમારા પુત્રને સહાય આપી તે ઉપરથી અમને ખાત્રી થાય છે કે, આપ પરોપકારી છો. અને આપના હૃદયમાં કરૂણાનો પ્રવાહ વહ્યા કરે છે. પણ જો આ મહાવ્યાધિનો કોઇ ઉપાય જાણતા હોતો આપ બતાવો, આ અમારા બંને બાળકો આ વ્યાધિથી બહુ દુઃખી થાય છે. એ દુઃખમાંથી જો તેઓ મુક્ત થાય, તો અમારૂં જીવન સુખી થાય. તેમની આ પ્રમાણે વિનંતિ સાંભળી તે તાપસને તે બંને બાળકો ઉપર દયા આવી ગઈ. તરતજ તે બોલ્યો—ગૃહસ્થો, તમે વિનંતિ કર્યા પેહેલાંજ મારા હૃદયમાં આ બાળકોને માટે દયા ઉત્પન્ન થઇ છે. તેમને દુઃખમાંથી મુક્ત કરવાના ઉપાયનો તરતજ મેં વિચાર કર્યો હતો તે તમને બતાવું છું, તે ધ્યાનપૂર્વક સાંભળો. આ નગરની બાહેર એક યક્ષનું મંદિર છે, તે મંદિરમાં હમેશાં પ્રાતઃકાળે વેહેલા ઊઠી દર્શન કરવાનો તમારે નિયમ રાખવો અને યક્ષના કંઠમાં એક જાસુદના પુષ્પનો હાર ચડાવવો. આ પ્રમાણે એક વર્ષ સુધી કરવાથી તમારા બંને પુત્રોનો આ વ્યાધિ દૂર થઇ જશે. આ પ્રમાણે કહી તે તાપસ પોતાના સ્થાન તરફ ચાલ્યો ગયો.

પુત્રોથી પોતાનો સ્વાર્થ સાધવાની આશા ધારનારી પ્રમત્તાએ પોતાની જાતે દરરોજ યક્ષનું દર્શન કરવાનો નિ-

યમ ગ્રહણ કર્યો. પછી હમેશાં નિયમ પ્રમાણે તે પ્રમત્તા યક્ષનાં દર્શન કરવાને જવાલાગી. એમ કરતાં અગીયાર માસ વીતી ગયા. હવે માત્ર એકજ માસનો નિયમ બાકી રહ્યો.

એક વખતે અર્ધરાત્રે વિષ્ણુ સુતો હતો, તેવામાં તેના પેટમાં ભારે દુઃખાવો થઇ આવ્યો. બધા શરીરમાં શીતળતા આવી ગઈ અને તે પોકારકારી રડવા લાગ્યો. આ વખતે પ્રમત્તા જાગ્રત થઇ. પોતાના પતિના પોકાર સાંભળી તે ગભરાઇ ગઈ પણ તેના મનમાં જેવી લાગણી થવી જોઇએ તેવી થઇ નહીં. એમ કરતાં પ્રાતઃકાળ થવા આવ્યો ત્યારે વિષ્ણુના માથામાં વેગ આવવા લાગ્યા. વિષ્ણુએ પોકાર કરી કહ્યું, અરે પ્રમત્તા, મારા માથામાં બહુ વેદના થાય છે. પેટના દુઃખાવા કરતાં માથાની વેદના ઘણી થઈ પડી છે. જો કૃપા કરી માથું દબાવ તો મને ક્ષણવાર શાંતિ મળે. પ્રમત્તા બોલી અત્યારે મારે ઘણું કામ છે, આખી રાત પોકાર કરી કરી મને ઉજાગરો કરાવ્યો છે; તેથી મારી આંખો બળે છે; શરીર ભાંગે છે અને બીજી ઘણી પીડા થયા કરે છે, માટે મારાથી માથું દબાવાય તેમ નથી. વળી મારે તૈયાર થઇને યક્ષનાં દર્શન કરવાને જવું છે. તમને ગમે તે થાય, તોપણ હું મારો નિયમ ચુકીશ નહીં. વિષ્ણુ બોલ્યો. અરે ભુંડી, એક જરાવાર મારૂં માથું દબાવ. મને બહુ પીડા થાય છે. યક્ષનાં દર્શનમાં કદિ વિલંબ થશે તો હરકત નથી; પણ મારો જીવ અત્યારે નીકળી જાય છે. પ્રમત્તાએ છણકો કરી કહ્યું, ઢોંગ શું કરો છો ? બાળકની પેઠે બરાડા

પાડી શું રૂવો છો ? એટલામાં શું મરી જાઓ છો ? તમારે મારે હું કાંઈ મારો નિયમ છોડીશ નહીં. તમારાથી મારો શો સ્વાર્થ સરે તેમ છે ? મારો સ્વાર્થ તો યક્ષ ભગવાન્ પ્રસન્નથવાથી સિદ્ધ થવાનો છે. જો યક્ષભગવાન્ મારા બે પુત્રોને નીરોગી કરશે તો હું સંસારમાં સુખી થઈશ. છોકરાઓ હશે તો કમાવી ખવરાવશે હવે તમારી કાંઈ મારે જરૂર નથી.

પ્રમત્તાનાં આવાં વચન સાંભળી વિષ્ણુને ઘણુંજ ખોટું લાગ્યું. તેના નેત્રમાંથી આંસુની ધારાઓ ચાલવા લાગી અને તે ગદગદ કંઠે બોલ્યો. અરે ભલી સ્ત્રી, જરા હૃદયમાં દયા લાવ. મારા પૂર્વના ઉપકારને સંભારી મારી જરા સંભાળ લે. માત્ર એક થોડીવાર ઉત્સંગે મારૂં માથું દાબ. તેથી મને શાંતિ થશે. મેં ઘણીવાર તારી સારવાર કરેલી છે. તારા મુખમાંથી જે નીકળે, તે ચીજ લાવી આપી છે. તે બધી વાત યાદ કરી મારા આ મહાદુઃખમાં જરા ભાગ લે. મારા જેવા પીડિત પુરૂષને આવાં કઠોર વચન કહે છે, તે સારૂં ન કહેવાય, પછી તારી મરજી. અરે સ્ત્રી, હું તારો પતિ છું, કદિ બીજો કોઈ સંબંધ વગરનો માણુસ આ પ્રમાણે પીડાતો હોય તો તેની ઉપર પણ માણસને દયા આવે છે. તો મારા ઊપર તને દયા કેમ નથી આવતી ? પ્રમત્તા જુસ્સાથી બોલી—નહીં મારાથી કાંઈ બનશે નહીં. હવે મારી સાથે વધારે વાતચિત કરશો નહીં. અને મને નાહક રોકશો નહીં. કારણ કે, મારે યક્ષના મંદિરમાં દર્શન કરવા જવાનો વખત થઈ ગયો છે. આ હું ચાલી. આ પ્રમાણે કહી પ્રમત્તા તૈયાર થઇ યક્ષના મંદિર તરફ ચાલી નીકળી.

યક્ષનું મંદિર ગામથી થોડેજ દૂર આવેલું હતું ગામન
લોકો રોજ ટોળેટોળે તેનાં દર્શન કરવાને જતા હતા. યક્ષ
ઘણો પ્રભાવિક હતો. તે દેશની આસપાસના લોકો મોટ
મોટી માનતાઓ લઇ તેના મંદિરમાં આવતા હતા.

પ્રમત્તા યક્ષના મંદિર પાસે આવી ઊભી રહી. તે વ
ખતે તેના મંદિરમાં કોઇ માણસ હતું નહીં ફક્ત તેન
પૂજારી મંદિરની પાસે આવેલી એક પર્ણકુટીમાં બેઠો હતો
પ્રમત્તા યક્ષના મંદિર આગળ આવી, ત્યાં અચાનક મંદિરન
કમાડ બંધ થઇ ગયાં. અને તેના અવાજથી પ્રમત્તા ચ
કીત થઇ અને મોટા સંભ્રમમાં આવી પડી. તે વખ
કમાડ બંધ થવાનો શબ્દ સાંભળી તેનો પૂજારી દોડી આ
વ્યો અને તેણે ત્યાં પ્રમત્તાને બાહેર ઊભેલી જોઇ. પૂજ
રીએ પ્રમત્તાને પુછયું; બહેન, આ કમાડ કોણે બંધ કર્યા
પ્રમત્તા બોલી—ભાઇ, મને કાંઇ ખબર નથી. મંદિર
અંદર કોઇ માણસ મારા જોવામાં આવ્યું નથી. પછી ત
જારીએ કમાડ ઉઘાડવાને ઘણી મેહેનત કરવા માંડી પ
મંદિરનાં કમાડ ઉઘાડયાં નહીં. આખરે પૂજારીના જાણવામ
આવ્યું કે, આમાં કાંઇક ચમત્કાર છે. યક્ષ દેવતા ક
ઇક ઊપર નારાજ થયા લાગે છે. પછી તેણે ભક્તિપૂર્વ
યક્ષની સ્તુતિ કરી એટલે મંદિરમાંથી યક્ષે જવાબ આપ્યો
કે અરે પૂજારી, જે આ પ્રમત્તા ત્યાં ઊભી છે, તેને મ
દિરની બાહેર કાઢી મુક એટલે હું મંદિરનું દ્વાર ઉઘાડી
ને દુરાચારિણી. એનું મુખ મારે જોવું નથી. તે સાંભળ
પ્રમત્તા બોલી—હે અનુકુળ યક્ષદેવ, મારી ઊપર આપ

કોપ કેમ કરો છો? હું તમારી ભક્ત છું. આજે અગી ચાર માસ થયાં તમારાં દર્શન કરવાને હું હમેશાં પ્રાતઃકાળે આવું છું. મારી પૂર્ણ ભક્તિનું મને આવું ફળ ન મળવું જોઇએ. મારો શો અપરાધ થયો છે? જે અપરાધ થયો હોય તે માફ કરો. દયાળુ દેવતાઓ હમેશાં ભક્તોના અપરાધ ક્ષમા કરે છે. યક્ષ રોષના આવેશમાં બોલ્યો. અરે અધમ અબળા, અહીંથી દૂર જા તારૂં મુખ મને કદિ પણ બતાવીશ નહીં. તેં મોટામાં મોટો અપરાધ કર્યો છે. તારાં જેવી પતિનો અનાદર કરનારી દુષ્ટ સ્ત્રી મેં કોઇ પણ જોઇ નથી. તારો પતિ વિષ્ણુ શય્યામાં મસ્તકની વેદનાથી પીડાય છે, તેની સંભાળ લીધા વગર તું અહિં મારી ભક્તિ કરવાને આવી, તેજ તેં મોટો અપરાધ કર્યો છે. પતિનો અનાદર કરનારી સ્ત્રીનું મુખ હું જોતો નથી. તેમાં પણ તારો પતિ હાલ દુઃખમાં છે તેને છોડી તું અહિં મારી ભક્તિ કરવા આવી, માટે તું અધમ છે. આવી અધમ સ્ત્રીને જોવાથી અમે દેવતા પણ અપવિત્ર થઈ જઇએ છીએ. પતિનો અનાદર કરનારી અબળા દેવની ગમે તેટલી ભક્તિ કરે તોપણ તેની ઉપર દેવતા પ્રસન્ન થતાં નથી. જે સ્ત્રી પતિને દુઃખી થતો છોડી ધર્મ કરવા જાય છે, તે સ્ત્રીને ધર્મને બદલે અધર્મ થાય છે. પ્રમત્તા, તું ખરેખર પ્રમત્તા છું. તારી ભક્તિ કેવળ સ્વાર્થી છે. તું તારા પુત્રોને માટે મારી ભક્તિ કરે છે. તેં તારો સ્વાર્થ પુત્રમાંજ માની લીધો છે, પતિનું ગમે તે થાય, તેની હવે તને કાંઇ દરકાર નથી. "મારે બે પુત્રો છે; તેઓ મારૂં સારી રીતે પોષણ કરશે." આવા અધમ વિચારથી તેમને નિરોગી કરવા તું મારી

ભકિત કરે છે, એ વાત હું સારી રીતે જાણું છું.
સ્વાર્થી સ્ત્રીઓના જીવનને ધિક્કાર છે. તેવી સ્ત્રીની ભકિ
દેવતાઓ પ્રસન્ન થતાં નથી. અરે પ્રમત્તા, હવે તું અહ
સત્વર ચાલી જા. તારૂં કલંકિત મુખ મને બતાવીશ ન
તારા જેવી નીચ સ્ત્રીની સાથે ભાષણ કરવાથી પણ અપ
થવાય છે. પુત્ર માટે પતિને પીડનારી, પતિનો અનાદર
રનારી, પતિને તૃણસમાન ગણનારી અને પતિનું સદા
શુભ ચિંતવનારી અધમ સ્ત્રીઓ નરકનીજ અધિકારિણી
તેવી સ્ત્રીઓ ધર્મના કે દેવના મંદિરમાં પેસવાને યોગ્ય ન

યક્ષનાં આવાં વચન સાંભળી પ્રમત્તા કંપી ઉઠી.
ગદ્‌ગદ્ સ્વરે બોલી—ભગવન્, કૃપા કરી મારો અપ
ક્ષમા કરો. મેં સ્વાર્થને લઇને તમારી ભકિત કરી હતી,
મારો મોટો અપરાધ થયો. હવે હું એવી સ્વાર્થ બુદ્ધિ
ખીશ નહીં. મારા પતિ તરફ ભકિત રાખીશ. મન, વ
અને કાયાથી તેમની સેવા કરીશ. હે દેવતા, પ્રસન્ન થા
અને મારા મોટા અપરાધને માફ કરી મને દર્શન આ
તે વખતે યક્ષના પૂજારીના હૃદયમાં પ્રમત્તા ઊપર દયા આ
ગઇ એટલે તે અંજલિ જોડી બોલ્યો–ભગવન્, આ ગરીબ
ગુનેગાર અબળા ઉપર દયા કરો. આપ દયાળુ દેવ છો.
અલ્પ બુદ્ધિવાળી સ્ત્રીના દોષ તરફ જોશો નહીં. હું
મનો પૂજા કરનાર છું. મારી આજ દિન સુધીની પૂજ
જો આપ પ્રસન્ન હોતો આ પ્રમત્તાનો અપરાધ ક્ષમા
તેને દર્શન આપો.

પૂજારીની આવી પ્રાર્થનાથી યક્ષના હૃદયમાં તરતજ

રૂણા ઊત્પન્ન થઈ, યક્ષે જરા શાંત સ્વરે કહ્યું, પૂજારી, એ પ્રમત્તાને કહે કે, તે પાછી પોતાને ઘેર જાય. ત્યાં જઈ મસ્તકની પીડાથી પીડાતા તેના પતિ વિષ્ણુત ઓશુ દાબે અને જ્યારે તેને શાંતિ થાય અને તે રજા આપે ત્યારે તે મારાં દર્શન કરવાને આવે તો હું તેને દર્શન આપીશ. હે વેથી તે કેવળ સ્વાર્થી ન બને. પોતાના પતિને પ્રાણ સમાન ગણી તેની પ્રસન્નતા મેળવી મારી ભકિત કરશે તો હું તેના પુત્રોને નીરોગી કરીશ.

યક્ષનાં આવાં વચન સાંભળી પૂજારીએ પ્રમત્તાને કહ્યું કે, બાઈ પ્રમત્તા, તું તારે ઘેર જા અને આ યક્ષદેવના કહેવા પ્રમાણે કરી પાછી આવજે એટલે તને યક્ષ પ્રસન્ન થઈને દર્શન આપશે.

પૂજારીનાં વચન સાંભળી પ્રમત્તા તરત યક્ષ દેવની સ્તુતિ કરી પોતાને ઘેર આવી. ત્યાં વિષ્ણુ મસ્તકની પીડાથી પોકાર કરતો હતો અને તેના બંને પુત્રો તેની પાસે બેસી રૂદન કરતા હતા. પ્રમત્તા તત્કાળ વિષ્ણુની પાસે આવી અને તેણે અંજલિ જોડી કહ્યું, પ્રાણનાથ, તમને પીડા પામતા છોડીને હું યક્ષ મંદિરમાં દર્શન કરવા ગઈ, તે મેં મોટું પાપ કર્યું છે. હું તમારા મોટા અપરાધમાં આવી છું. સ્વામિનાથ, મારો અપરાધ ક્ષમા કરો. આ અધમ સ્ત્રીએ પોતાના સ્વાર્થને માટે આપનો અનાદર કર્યો છે, હવે હું કદિ પણ તેવું અધમ કામ કરીશ નહીં. મેં કરેલાં અપરાધોને માટે હું આપને વારંવાર ખમાવું છું. આ પ્ર-

માણે કહી પ્રમત્તા પોતાના પતિનું મસ્તક દબાવા બેઠી. અંતઃકરણપૂર્વક સેવા કરવાથી વિષ્ણુના હૃદયને શાંતિ થઈ આવી અને તે સાથે તેના મસ્તકની વેદના પણ શાંત થવા લાગી.

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આનંદાએ પોતાની પુત્રીઓને કહ્યું કે, બ્હેનો, જયા પોતાના પાત સોમચંદની સેવા કરવામાં રોકાણી છે, તે તેણે પોતાનો ખરો ધર્મ બજાવ્યો છે. પતિને દુઃખ થતું હોય તો બીજા ધર્મના પવિત્ર કામમાં પણ સ્ત્રીએ ભાગ ન લેવો જોઈએ. પતિની આજ્ઞા હોય તોજ સ્ત્રીએ ધર્મ તથા વ્યવહારનાં કામ કરવાં જોઈએ. બ્હેનો યક્ષના કહેવા પછી પ્રમત્તા પોતાના પતિ વિષ્ણુની મન, વચન અને કાયાથી સેવા કરવા લાગી. એથી કરીને છેવટે યક્ષદેવ તેના ઉપર ઘણાજ પ્રસન્ન થયા. યક્ષદેવની કૃપાથી પ્રમત્તાનો પતિ વિષ્ણુ નીરોગી થયો. તેમજ તેના બંને પુત્રો મૂર્છાના વ્યાધિથી મુક્ત થઈ ગયા. અને છેવટે વિષ્ણુ અને પ્રમત્તાનો સંસાર સુખમય થઈ ગયો.

આનંદા કહે છે—હે બ્હેનો, આ વાર્તા ઉપરથી તમારે ઘણો બોધ લેવાનો છે. તમારા ઘરમાં પતિ, પુત્ર કે કોઈ વડિલ વ્યાધિથી પીડિત હોય ત્યારે તમારે કદિપણ તેમને છોડી બીજાં કામ કરવા નહીં. આજે આપણી ધર્મવાર્તા સાંભળવાને જયા આવી નથી. તે જયાએ ઘણું સારૂં કર્યું છે. જો કદિ જયા પોતાના પતિને દુઃખી મુકી

અહીં ધર્મવાર્તા સાંભળવાને આવી હોત તો હું તેને પતિની સેવા કરવાને પાછી મોકલત.

આનંદાનાં આવાં વચન સાંભળી ચંચળ બોલી—આનંદા કાકી, તમે અમને આ બોધ ઘણો સારો આપ્યો. તમે ઊપરનું દ્રષ્ટાંત આપી અમને સારી રીતે સમજાવ્યાં છે. પતિને દુઃખી અવસ્થામાં મુકી સ્વાર્થ સાધવા ઇચ્છા રાખનારી સ્ત્રીઓની ઉપર દેવતાઓ પણ પ્રસન્ન થતા નથી પણ ઊલટા નારાજ થાય છે, એ વાત અમે હમેશાં યાદ રાખીશું.

આ વખતે જયા આનંદાની પાસે આવે છે, તેને જોઇ બધી સ્ત્રીઓ ખુશી થાય છે. જયાને આવેલી જોઇ આનંદા બોલી–કેમ જયા, તારા પતિની તબીયત કેવી છે ?

જયા—આનંદા કાકીજી, તેમની તબીયત અત્યારે સારી છે. ગઇ રાત્રે તેમની તબીયત બગડવાથી હું આટલી વાર રોકાણી હતી. સવારે તેમને દવા લાવી આપી, પાછી તેમને ભાવતું ભોજન કરાવી સુવાડી તેમની આજ્ઞા લઇને હું આવી છું. તેઓ શાંતિથી સુઈ ગયા છે. કાકાજી, હવે જરા પણ ચિંતા કરવા જેવું નથી.

આનંદા—જયા વહુ, તેં બહુ સારૂ કર્યું. તેમ કરતાં કદિ જો તેમની પાસે તારે હાજર રહેવાની જરૂર હોય તો, તું પાછી જા. આ ધર્મની વાર્તા સાંભળવાનો હેતુ, પતિની ભક્તિ કરવાનોજ છે.

ચંચળ—જયા ભાભી, હમણાં તમારો કહેલો. સદ્‌.

શો મેં આનંદા કાકીને કહેલો, તે ઉપર તેમણે એક સારૂં દૃષ્ટાંત આપી અમને ઘણો સારો બોધ કર્યો છે. જે ઉપરથી આપણે સ્ત્રીઓને ઘણી સારી શિખામણ લેવાની છે.

**જયા**—આનંદા કાકીજી, મને તો એ દૃષ્ટાંત સાંભળવાનો લાભ મળ્યો નહીં.

**ચંચળ**—જયા ભાભી, તે દૃષ્ટાંતની વાત મને બરાબર યાદ રહી છે, તે હું તમને પછી કહી સંભળાવીશ.

**જયા**—ચંચળબા, મને જરૂર કહેજો. એ દૃષ્ટાંતની વાત ઘણી સમજવા જેવી હશે અને તેમાં ઘણું જાણવા જેવું હશે. સ્ત્રીએ ધર્મનાં કે વ્યવહારનાં હજારો કામ પડતા મુકી પતિની સેવા કરવી જોઇએ એ વાત ઉપર આનંદા કાકીએ આગળ થોડું વિવેચન કરી બતાવ્યું હતું, એથી કરીનેજ મેં અહીં આવવાનું બંધ રાખીને પતિની સેવા કરવામાં રોકાવું એ વધારે સારૂં ધાર્યું.

**ચંચળ**—જયા ભાભી, હવે તો મારા સોમચંદ ભાઇની તબીયત તદન સારી છે કે ?

**જયા**—હા, હવે તેઓ જરા જમીને સ્વસ્થ થઇ સુઇ ગયા છે.

**ચંચળ**—તોપણ તમે તેમની તબીયત જાળવતાં રહેજો. જે તેમને રૂચે તે કરીને જમાડજો અને વધારે મહેનત પડે તેવું કામ કરવા દેશો નહીં.

**જયા**—ચંચળબા, તેમાં મને કહેવું પડે તેમ નથી. મારાથી બનશે તેટલું કરીને તેમની તબીયત સાચવીશ.

**ચંચળ**—જયા ભાભી, તમે સમજુ અને શાણાંછો. પતિની સેવા કરવી એ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે તે તમે જાણો છો. તેથી તમને કાંઇ કહેવું પડે તેમ નથી.

**જયા**—ચંચળબા, હું તો કાંઇ પણ જાણતી નથી. અને જે કાંઇ જાણ્યું છે તે આ આનંદા કાકીનો પ્રતાપ છે. એ પરમપૂજ્ય કાકીએ મારા સંસારને સુધારી દીધો છે. તેમાં પેહેલો ઉપકાર લલિતાબાનો છે. જો લલિતાબાએ તેમના ભાઇને અને મને ન કહ્યું હોત તો હું આ સ્થિતિમાં આવત નહીં.

**લલિતા**—જયા ભાભી, અમસ્થાં મને ફુલ શામાટે ચડાવો છો. જો કાંઇ પણ ઉપકાર માનો તો મારી બાનો ઉપકાર માનો, એમાં મારાથી શું બન્યું છે. તેમાં પણ તમારાં પૂર્વના પુણ્યનો પ્રભાવ છે. તમે પર્વે સારાં પુણ્ય કરેલાં હશે, તેથી તમે સમજી ગયાં, નહીંતો મારાંબા તથા હું ગમે તેટલું કરીએ તોપણ તમારામાં સમજણ કયાંથી આવે?

**પુતળી**—બેન લલિતા, તારૂં કેહેવું ખરૂં છે, પણ સારા કામમાં પ્રેરણા કરનારનો તેમાં ઉપકાર ગણાય છે.

**પ્રેમ**—હા, બા, એ ખરી વાત છે. જે આપણને સારા કામમાં જોડે, તેનો ઉપકાર ગણાય તેમાં નવાઇ શી?

લલિતા—બ્હેનો, તમારૂં કહેવું સત્ય છે. મારી બાએ એક વાર કહ્યું હતું કે, સારૂં અથવા નઠારૂં કામ કરવામાં ત્રણ જણ ભાગીદાર ગણાય છે, કરનાર, કરાવનાર અને કરતું હોય તેને અનુમોદન આપનાર, આ ત્રણે સારા અથવા નરતાં કામના ભાગીદાર થાય છે.

ચંચળ—બ્હેન લલિતા એ વાત તો આપણા જૈન શાસ્ત્રમાં ઠેકાણે ઠેકાણે આવે છે અને મારાં આનંદા કાકીએ આપણને તે વિષે ઘણી વાર સૂચવેલું પણ છે. બેનો, હવે તે આડીઅવળી વાત બંધ કરો અને આનંદા કાકીના મુખની વાણી સાંભળો.

ધર્મદાસ શેઠ કહે છે, હે શ્રાવિકાઓ, પછી આનંદાએ પોતાની પુત્રી લલિતાને અને બીજી શ્રાવકની સ્ત્રીઓને નીચે પ્રમાણે ધર્મવાર્તા કહેવા માંડી.

આનંદા કહે છે—બ્હેનો, તમે બધાં એક ચિત્તથી સાંભળજો. આજે કાંઇ જાણવા જેવી નવી નવી વાતો કહીશ. બ્હેન લલિતા. હવે તારે થોડા દિવસમાં સાસરે જવાનું છે, માટે સાસરીયામાં કેવી રીતે વર્તવું જોઇએ? એ વિષે મેં જે કહ્યું છે, તે બધું યાદ રાખજે. તેમાં સર્વથી તારે વધારે કરવાનું, વધારે જાણવાનું, વધારે આદરવાનું અને વધારે સમજવાનું એક કર્તવ્ય છે, તે આજ હું તને કહું છું તે તું હૃદયમાં ધારણ કરજે. દરેક સ્ત્રી અને દરેક પુરૂષે એ કર્તવ્ય કરવાનું છે, તે કર્તવ્ય પ્રેમ રાખવો એ છે. પ્રેમ એ અદ્ભુત વસ્તુ છે. જેનામાં પ્રેમ

નથી, તેનું જીવન નકામું છે. તે પ્રેમ ખાસ કરીને સ્ત્રી પુરૂષની વચ્ચે તો અવશ્ય હોવો જોઇએ. પ્રેમથી બધા સુખી થાય છે. માણસ, પશુ, બાળક, જુવાન બધા પ્રેમના ભીખારી છે. જેમ તરષ્યાં હરણ ઝરાની શોધમાં ચારે તરફ ભમ્યા કરે છે, તેમ જીવ પ્રેમની તૃષાથી આકુળ વ્યાકુળ થઈ પ્રેમની શોધમાં ફર્યા કરે છે. જેના જીવનમાં પ્રેમનો સ્વાદ મળ્યો નથી, તેનું જીવન નકામું છે. મા, બા, ભાઇ, બ્હેન, ધણી, સ્ત્રી, પુત્ર, કન્યા વિગેરે સર્વ પ્રત્યેનો પ્રેમ—એ હૃદયમાંથીજ નીપજે છે. જેમ સૂર્યના કિરણો સાત ભાગે થઇને ઇંદ્ર ધનુષમાં શોભે છે, તેમ માણસના હૃદયમાં પ્રેમ પ્રતિબિંબરૂપે થઈ વાત્સલ્ય વિગેરે જાતજાતના રંગમાં શોભે છે. બ્હેનો, એ પ્રેમનું સ્વરૂપ જાણવા જેવું છે. પ્રેમ વસ્તુ એ એક છે, પણ તેનાં જુદા જુદા રૂપો પ્રગટ થઇ તે વિવિધ પ્રકારના ભાવ ઉત્પન્ન કરે છે. એ પ્રેમ શાંતિ, દાસપણું, સખાપણું અને વત્સલતા–એવા પ્રકારના વેષ આત્માની નાટકશાળામાં ભજવે છે. બ્હેનો પ્રેમરૂપ અમૃતરસનું પાન કરી તમે તમારા જીવનને સુધારજો. પ્રેમનું સ્થાન હૃદયના ઉંડા પ્રદેશમાં રહેલું છે. રૂપું, સોનું એ સંસારિક ધન છે અને પ્રેમ એ સ્વર્ગીય ધન છે, પ્રેમ અમૂલ્ય નિધિ ગણાય છે. એ પૈસા આપવાથી મળી શકતો નથી. પણ પ્રેમરૂપ ધન આપતા આપતાંજ પોતે ધનવાન્ થઈ જવાય છે, એ પ્રેમરૂપ ધન જેમ જેમ આપવામાં આવે તેમ તેમ તે વધતું જાય છે. જેઓ પ્રેમરૂપ ધનથી ધનવાળા છે, તેઓ આ સંસારમાં સદાકાળ સુખી રહે છે. સૌંદર્ય એ પ્રેમનો પિતા

( ઉત્પન્ન કરનાર ) છે, પ્રેમ અને પ્રીતિ એકજ છે, તે પ્રીતિ ભક્તિની કન્યા છે. આશા પ્રેમની મોટી બ્હેન છે અને વિચારબુદ્ધિ એ પ્રેમની સખી છે. બ્હેનો, હમેશાં પ્રેમની આંખે જોતા રહેજો. માબાપ, સાસુ સસરો, ભાઈ બ્હેન, દેરાણી જેઠાણી, દીયર જેઠ અને દેવ તથા ગુરૂ—એ જુદી જુદી જોડ ઊપર પ્રેમ દ્રષ્ટિ કરી અવલોકન કરજો. એ બધા ઉપર પ્રેમના જુદા જુદા રૂપ બંધાશે. એ સર્વ કરતાં પ્રેમનું સ્થાન તમારા પતિ ઉપર કાયમ રાખજો. પ્રેમ જુદે જુદે રૂપે ગમે ત્યાં ફરે પણ પાછો તે પતિની ઉપર આવી વિશ્રાંત થાય, એવી સંકલના કરજો.

બેનો, જો તમારે પ્રેમને ઓળખવો હોય તો તમારા હૃદયને પુછી ઓળખી લેજો: જ્યાં ખરો પ્રેમ છે, ત્યાં વિનોદ, સુખ અને સંતોષ વાસ કરીને રહે છે. પ્રેમ બીજું કાંઈ ચાહતો નથી, બીજું કાંઇ ઇચ્છતો નથી. કેવળ જેને હૃદય અર્પણ કર્યું છે, તેનેજ ચાહે છે. જે પ્રેમને લઇને ઘણીવાર જોતાં પણ આશા દૂર થતી નથી. જેથી કરીને જ્યાં પ્રેમ બંધાયો હોય તેને છોડીને જવાને પગલાં પણ ઉપડતાં નથી; તેના સંગ વિના શીરીતે જીવન શાંત થાય? જ્યાં પ્રેમ હોય ત્યાં નરક પણ સ્વર્ગના સરખું જણાય છે; દુઃખનો બોજો પણ આનંદની સાથે વહન કરાય છે.

બ્હેનો, એવા પ્રેમથી તમે હંમેશાં વર્તજો. શ્રૃંગારરસથી તમારા પતિની સાથે પ્રેમ બાંધજો, વાત્સલ્યરસથી તમારાથી નાના સંબંધીઓ, સગાઓ અને તમારા બાળકોની સાથે પ્રેમ બાંધજો અને ભક્તિરસથી તમારા દેવ, ગુરૂ, ધર્મ

અને તમારાથી મોટેરાં તમામ વડિલ કે પૂજ્ય વર્ગની સાથે પ્રેમ બાંધજો. જેનામાં પ્રેમ નથી તે શુષ્ક અને કઠોર છે. પ્રેમ વગરનું જીવન શ્રાવિકા ધર્મની વિરૂદ્ધ છે. આપણે જૈન છીએ. આપણા ધર્મનું બીજ દયા છે અને પ્રેમ દયાને ઉત્પન્ન કરનારો છે. દુઃખી પ્રાણીને જોઇ દયા આવવાનું કારણ પણ પ્રેમ છે. દયાના ઉંડા તત્વમાં પ્રેમનો પ્રભાવ રહેલો છે. જે નિર્દય, કઠોર અને જીવહિંસા કરનારા છે, તેઓ પ્રેમના માર્ગથી દૂર છે. બ્હેનો, આ વાત ધ્યાનમાં રાખી તમે પ્રેમના પવિત્ર માર્ગે ચાલજો. જો તમારામાં પ્રેમ હશે તો તમને જોઇને બીજાઓને પણ પ્રેમ ઉત્પન્ન થશે, કારણ કે, પ્રેમ પ્રેમને ઉત્પન્ન કરે છે અને દ્વેષ દ્વેષને ઉત્પન્ન કરે છે.

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આનંદા આ પ્રમાણે પોતાની પુત્રી લલિતાને અને બીજી શ્રાવકોની સુતાઓને બોધ આપતી હતી, ત્યાં ચંચળની મા આવી ચડી અને તેણીએ ચંચળને બોલાવીને કહ્યું કે, ચંચળ, ઘેર ચાલ તારૂં કામ છે.

આનંદા—( ચંચળની માને ) આવો, બેસો ચંચળનું શું કામ છે?

ચંચળની માનું નામ પ્રેમદા હતું. તે સ્વભાવે સારી હતી, પણ તે ઘણી વેહેમીલી હતી અને ધર્મ ઉપર દ્રઢ મનવાળી ન હતી. પોતે શ્રાવિકા છે, એટલુંજ તેને જ્ઞાન હતું. પણ શ્રાવિકાનો શો ધર્મ છે? એ વાતથી તે ——

અજ્ઞાન હતી. તે સાથે વેહેમને લઇને તેણીનામાં કેટલી-એક મિથ્યાત્વની ક્રિયા પ્રવર્ત્તી ગઇ હતી. આટલું છતાં તેનું હૃદય સારૂં હતું. જો કોઇ તેને બોધ આપનાર હોય તો તે સુધરી શકે તેવી હતી.

પ્રેમદાએ આનંદાને કહ્યું, બ્હેન આનંદા, ચંચળને તે-ડીને એક ઠેકાણે જવાનું છે; માટે હું તેને તેડવા આવી છું.

**ચંચળ**—બા, અત્યારે તો મારે આનંદા કાકીની પાસે ધર્મની વાર્તા સાંભળવી છે, માટે હું પછીથી આવીશ.

**પ્રેમદા**—ના, અત્યારેજ ચાલ. જે કામ માટે તને તે-ડી જવી છે, તે કામ અત્યારનુંજ છે, પછીનું નથી. અમ-સ્તી માથાકૂટ કરાવ નહીં, ચાલ ઊભીથા પછી વખત ચા-લ્યો જાય છે.

**ચંચળ**—બા, જો હમણાં મારા વિના ચાલે તેવું હોય તો ચલાવો. થોડીવાર પછી હું વેહેલી વેહેલી આવીશ.

**પ્રેમદા**—તને વધારે શું કહેવું. સમજતીજ નથી. જ્યારે જરૂરી કામ હશે ત્યારેજ તને બોલાવા આવી છું, નાહક હઠ કરવી તે તારા જેવી ડાહી દીકરીને ઘટતું નથી.

**ચંચળ**—બા, એવું શું કામ છે ? તે મને જણાવા જેવું હોય તો જણાવો. તમારી આજ્ઞા માનવી એ મારો ધર્મ છે.

**પ્રેમ તથા પુતળી**—પ્રેમદાબા, જે હોય તે કહીદોને. જરૂરી કામ હશે તો ચંચળ બ્હેન જરા પણ રોકાશે નહીં.

લલિતા--પ્રેમ અને પુતળીને તમારે કામ પુછવાની શી જરૂર છે ? ખાનગી ઘર કામ હોય, તે આપણી આગળ શીરીતે કહેવાય ? બ્હેનો, એટલી વાત યાદ રાખજો કે, કોઈ પણ માણસને તે પોતાની જાતે ન કહે, ત્યાં સુધી તેના કામને માટે જાહેર રીતે પુછવું નહીં. કેટલીએક સ્ત્રીઓનો એવો સ્વભાવ હોય છે કે, બીજાનું કામ જાણી લેવું. અને તે જાણીને પછી પ્રખ્યાત કરવું. આ સ્વભાવ ઘણો નઠારો ગણાય છે. કોઇ માણસ આપણને પોતાની મેળે પોતાના કામ વિષે વાત કહે નહીં, તો તેને તે કામ વિષે પુછવું નહીં. કારણ કે, તેમ પુછવાથી તે માણસને ખોટું લાગે છે. અને પોતાનું ખાનગી કામ કહેવાની તેની ઇચ્છા ન હોવાથી તેને શરમને લઇને જુઠું બોલવાની ફરજ પડે છે. તેથી બીજા માણસને મૃષાવાદ બોલાવવામાં આપણે કારણભૂત થઇએ છીએ. તે સર્વ રીતે અયોગ્ય છે. બ્હેનો, તમારે એ નઠારી ટેવ કદિ રાખવી નહીં. કહ્યા વિના બીજાને તેના કામને માટે પુછયાં કરવું, એ હલકા માણસની રીત છે. કદિ જો કોઈ આપણને કહે કે, ચાલો, મારે તમારૂં કામ છે, તો તેને પણ એકાંતે જઇને તે કામ પુછવું જોઇએ. જાહેરમાં ન પુછવું જોઇએ. તો જે માણસ બીજાને કામ કહી બોલાવા આવે, તેને આપણે કામને માટે પુછવું, એ કેવું અઘટિત ગણાય ? બ્હેનો, આવો નઠારો સ્વભાવ કદી પણ રાખશો નહીં. આવો સ્વભાવ ન રાખવાને માટે મારી બાએ મને ઘણીવાર કહેલું છે, માટે મેં તમને કહ્યું છે. જો કાંઈ વધારે પડતું કહ્યું હોય તો માફ કરજો.

**પ્રેમ અને પુતળી**—લલિતા બ્હેન, એ શું બોલો છો ? તમે અમારા હિતની વાત કહી છે. અમે ઉલટો તમારો ઉપકાર માનીએ છીએ. હવેથી અમે કોઇને ઉતાવળાં થઇને કામને માટે પુછીશું નહીં. આ તમારી શિખામણ માથે ચડાવીએ છીએ. બીજું કાંઇ કહેવું હોય તોપણ ખુશીથી કહો. બ્હેન લલિતા તમારો અને તમારી બાનો અમારી ઊપર ઘણો ઊપકાર છે.

**લલિતા**—બ્હેનો, મારો ઉપકાર શેનો છે ? જો ઉપકાર ગણો તો મારી બાનોજ છે. આપણે બધા તેના આભારી છીએ.

**પ્રેમદા**—લલિતા, તમે પ્રેમ તથા પુતળીને કહ્યું, તે બરાબર છે, કોઇને કોઈની વાત પુછવાની જરૂર નથી. મારી વાત જો કે કાંઇ ખાનગી નથી. એતો ઉઘાડીજ છે. તોપણ બીજાને પુછવાની કાંઇ જરૂર નથી.

**ચંચળ**—બા, જો ખાનગી વાત ન હોય તો મને કહે. તું શામાટે મને બોલાવવા આવેલ છે ? અને મારૂં એવું શું જરૂરી કામ છે ?

**પ્રેમદા**—બેટા ચંચળ, આજે આપણે એક માનતા કરવાને દેવચંદજી ગોરજીની પાસે જવાનું છે. જ્યારે તારો ભાઈ ગજપાળ પેટમાં હતો, ત્યારે દેવચંદજીની બાધા મેં લીધી હતી. તે બાધા પૂરી આજેજ કરવાને જવાનું છે. ગજપાળ પાંચ વર્ષનો થયો તોપણ આપણાથી તે બાધા

થઇ નથી. માટે આજે મારે અને તારે ત્યાં જવાનું છે, માટે ઉભીથા.

પોતાની માં પ્રેમદાનાં આવાં વચન સાંભળી ચંચળ વિચારમાં પડી તેણીએ પોતાના મનમાં વિચાર્યું કે, મારી મા ગોરણીને ઘેર માનતા કરવા જાય છે, એ મિથ્યાત્વ છે, તે સાથે વળી તે વાત ઘણી વ્હેમ ભરેલી છે, એવા વ્હેમના કામમાં ભાગ લેવાથી મને પણ મિથ્યાત્વ લાગે તેમ વળી અત્યારે આનંદા કાકીની ધર્મવાર્તા સાંભળવામાં પણ વિઘ્ન થશે. આ વખતે જો હું મારી માને આગ્રહથી ના કહીશ તો તે મારી ઉપર નારાજ થઇ જશે અને તેના મનમાં ઘણુંજ દુઃખ લાગશે. જેનું પરિણામ એવું આવશે કે, મને અહિં ધર્મવાર્તા સાંભળવા આવવાને પણ અટકાવશે; તેથી મોટામાં મોટો અંતરાય થશે. વળી માતાની રજા વગર દીકરીએ બાહેર નીકળવું, તે અયોગ્ય ગણાય; માટે મારી માને શાંતિથી સમજાવવું અને પછી આનંદા કાકીની પાસે બોધ અપાવું એટલે મને કોઇ જાતનો અંતરાય થશે નહિ.

ચંચળ—મા, તમે કહ્યું તે ખરૂં છે. આપણે જે માનતા કરી છે, તે કરવી જોઇએ. પણ જો ઘડીવાર અહીં રોકાઈ જાઓ, તો પછી મને આવવું ગમશે. તેમ છતાં જો તમારો આગ્રહ હોય તો મારી કાંઇ ના નથી. માતાની આજ્ઞા પ્રમાણે ચાલવું, એ દીકરીનો ધર્મ છે.

પ્રેમદા—ચંચળ, હું જો રોકાઇશ તો પછી વખત

થઇ જશે અને ગોરજી દેવચંદજીનો મેળાપ નહિ થાય. માટે મારે રોકાવું ઠીક નથી, ચાલ ઉભી થા.

**ચંચળ**—બા, હું વધારે રોકીશ નહિ. પણ આનંદા કાકીના મુખની વાણી સાંભળવાની મારી ઘણી મરજી છે. તે સાંભળ્યા વિના જો મને લઇ જશો તો મારો જીવ દુઃખાશે. માતા મારો જીવ દુઃખાવશો નહિ. આજ સુધીમાં તમે કદિ પણ મારો જીવ દુઃખાવ્યો નથી. તમારા જેવી માયાળુ માતા કોઇકજ હશે.

આ પ્રમાણે કહેતાં ચંચળે પ્રેમદાના ખોળામાં પોતાનું મસ્તક નાખ્યું અને કેટલાએક લાડનાં ચાળા કરી માને ખુશી કરી દીધી.

માતાની પ્રીતિ દીકરી ઉપર ઘણી હોય છે. દીકરીના લાડ પૂરા કરવાને માતાનું હૃદય ઉત્સુક રહે છે. આ સંસારમાં માતા અને દુહિતાનો પ્રેમ અપૂર્વ હોય છે. પિતાનો પ્રેમ પુત્રમાં અને માતાનો પ્રેમ પુત્રીમાં સ્વભાવિક રીતેજ હોય છે. દીકરીના કોડ પૂરા કરવામાંજ જનેતા પોતાનું જીવન સાર્થક માને છે. માતા ગમે તેવી ક્રોધી, ગમે તેવી અજ્ઞાન અને ગમે તેવી ઉન્મત્ત હોય તોપણ તેનું હૃદય પુત્રી તરફના પ્યારથી ભરપૂર હોય છે. આ સંસારમાં દુહિતાનો સર્વ આધાર માતાની ઉપર રહેલો હોય છે. દુહિતાને દુઃખી જોઈ પિતાના કરતાં માતાના હૃદય ઉપર વધારે અસર થાય છે.

ચંચળનાં લાડ ભરેલાં વચન સાંભળી પ્રેમદા પીગળી ગઇ. તેના હૃદયમાં દીકરીની ઇચ્છા પૂરી કરવાની પૂરેપૂરી વૃત્તિ થઈ ગઇ. તરતજ તે હસતી હસતી નીચે પ્રમાણે બોલી.

**પ્રેમદા**—બેટા ચંચળ, તારી મરજીમાં આવે તેમ કર. સાંભળ્યા પછી તરત વેહેલી આવજે, હું તારી રાહ જોઇને ઘેર બેઠી છું.

**ચંચળ**--ના બા, તમે પણ મારી સાથે સાંભળો. આનંદા કાકીની વાણી સાંભળવા જેવી છે. જો એકવાર સાંભળશો તો ફરીવાર સાંભળવાનું મન થશે.

**પ્રેમદા**—ના બાઇ, મારે તો કાંઇ સાંભળવું નથી. હવે આટલી ઊમરે સાંભળીને શું કરવું છે?

**પુતળી**—ચંચળ બેન, તમારી બાને નકામો આગ્રહ શામાટે કરો છો.? સારા ભાગ્ય વિના ધર્મની કે બોધની વાર્તા સંભળાતી નથી. જેનાં સારાં ભાગ્ય હોય તેજ તેવી વાતો સાંભળી શકે છે. બીજાને તો તે સાંભળવામાં ઉલટો કંટાળો ઊપજે છે.

**પ્રેમદા**—(જરા રોષ કરી) પુતળી, તું વળી વધારે ડાહી થઇ લાગે છે. નાને મોઢે આવું વધારે પડતું શું બોલે છે? ભલે તારાજ ભાગ્ય સારાં હોય અને અમારાં ભાગ્ય નઠારાં. આજકાલની તું છોકરી ધર્મમાં ભારે સમજણવાળી થઇ ગઇ.

**પુતળી**—ના બાઇ, હું તો અગસ્તી હિતારથની વાત કહેતી નથી. તેમાં તમને માઠું લાગી ગયું. મારો ગુનો માફ કરજો. તમારો ભાવ હોય તો સાંભળો. પછી તમારી જેવી મરજી.

**લલિતા**—પુતળી બેન, તમારે બોલવું ન જોઇએ. ગમે તેમ તો આપણે તેમનાથી નાનાં છીએ. પ્રેમદા ભાભુ આપણાથી મોટાં છે, માટે તે આપણાં વડિલ છે. વડિલનું માન રાખવું, એ આપણો ધર્મ છે.

આ વખતે ચંચળે વિચાર્યું કે, પુતળીના કહેવાથી મારી બાને ખોટું લાગ્યું છે. માટે હવે તેમને શાંતિથી સમજાવી દઉં અને પછી આનંદા કાકીની ધર્મકથા સાંભળવા બેસારૂં તે સાથે જો આનંદા કાકીને સૂચના કરૂં કે તેઓ એવો બોધ આપે કે, મારી બાના હૃદયમાં સારી અસર થઇ જાય, અને તે પછી તેઓ ગોરજીની પાસે માનતા કરવાનું છોડી દે. આવો વિચાર કરી ચંચળ નીચે પ્રમાણે બોલી.

**ચંચળ**—બા, પુતળી તો તમારૂં છોકરૂં કહેવાય, તેના કહેવા સામું ન જોવું જોઇએ. અમે બધાં હજુ તમારી આગળ છોકરાં ગણાઇએ. છોકરાંના ગુના મોટાઓએ માફ કરવા જોઇએ.

**પ્રેમદા**—ચંચળ, એ વાત ખરી પણ આજ કાલનાં છોકરાં જુદી રીતનાં થાય છે. તેમને બોલવાનું ભાનજ હોતું નથી. જાણે પોતે સમજુ અને ડાહાપણવાળાં છે,

ને બીજાં મૂર્ખ છે, એમ તેઓ માને છે. આજકાલની કરીઓ બે દિવસ થયાં દેરે, અપાસરે કે ધર્મની વાતો મળવા જવા શીખી એટલે જાણે મોટી ધર્મની જાણનારી હોય, બતાવે છે. નાની ઊમરમાં વળી ધર્મ શો? હજુ તો ને ઊભી થઈ ત્યાં દેહેરે અપાસરે દોડાદોડ કરવા ી જાય છે અને ચાવળી ચાવળી ધર્મની વાતો કરે છે. ર પણ એમના જેવડાં હતાં, ત્યારે કાંઇ સમજતાંજ . હજુ આવડાં મોટાં થયાં તોપણ પાંચમ, આઠમ, શ અથવા પજોસણ કે કોઈ પર્વનો દિવસ હોય, ત્યારે ઊપાસરે જઈએ છીએ. તેમાં મનેતો તેવા ધર્મના આવાતા નથી. અમારે તો આપણે ભલાં અને ઘર.

ચંચળ—બા, તમે ખરૂં કહો છો. તમારા જેવાં ઘ- માણુસોની વાત તો જુદીજ છે. તમે ડાહાપણવાળાં ઓ અને અમે હજુ છોકરાં ગણાઇએ. બા, હવે ચો પતી મુકો. પછી આપણે વિલંબ થતો જાય છે. આનંદા કાકીના મુખથી એ વચન સાભળી હું પણ રી સાથે આવીશ. થોડી વાર અહીંજ બેસો.

પ્રમદા—ના, હવે હું તો જઇશ. તું વહેલી આવજે.

ચંચળ—બા, થોડી વાર બેસોને આપણે સાથેજ એ.

આનંદા—પ્રેમદા જેઠાણી, મરજી હોય તો બેસવા. હરકત નથી.

**પ્રેમદા**—આનંદા ભાભીજી, અમસ્તી શામાટે બેસારો છો? મારૂં શું કામ છે? તમારી ધર્મવાર્તામાં મને સમજણ પડશે નહિ અને હું નકામી બેસી રહીશ.

**લલિતા**—પ્રેમદા ભાભુ, કોઇ વાર આવો ત્યારે બેસો પણ નહિ. આખો દિવસ ઘરના કામમાંજ ગુંચવાઈ રહો છો. કોઇ દિવસ થોડી વાર બેસવા પણ આવતાં નથી. આજે જ્યારે આવી ચડયાં છો, ત્યારે તો બે ઘડી બેસો.

**પ્રેમદા**—લલિતા, શું કરીએ? ઘરનાં કામકાજ કરવાં જોઇએ. જે નવરાં બેરાં હોય, તે આખો દિવસ ધર્મની કે બીજી વાર્તા કરી શકે, અમારાથી તો તેમ બને નહિ.

**લલિતા**—ભાભુ, આજ તો નવરાશ લઇને જરા મેહેરબાની કરી બેસો. જો તમને આ ધર્મવાર્ત્તા સાંભળતાં પ્રીતિ ઉપજે તો વધારે બેસજો, નહીંતો બે ઘડી બેસિને ચાલ્યાં જજો.

**ચંચળ**—બા, લલિતા બેન કહે છે, તેમ કરો. જો હું તમને વાહાલી લાગતી હું તો ઘડીવાર બેસો, નહીં તો ચાલ્યા જાઓ.

**પ્રેમદા**—બેટા ચંચળ, એમ બોલ નહીં. તું મને વાહાલીજ છું. હવે મારે બેસવુંજ પડશે.

પછી પ્રેમદા ચંચળની પાસે બેસે છે, તે વખતે ચંચળ આનંદાને અસરકારક બોધની વાર્ત્તા કરવાની સૂચના કરે છે. આનંદા તે વાત સમજીને ધર્મવાર્ત્તા કહેવાનો આરંભ કરે છે.

પ્રેમદાસ શેઠ કહે છે—હે સદ્‌ગુણી સાધર્મી બ્હેનો આનંદાએ પોતાના મનમાં વિચાર્યું કે, આ પ્રેમદાને ધર્મનો બીલકુલ બોધ નથી. તે બીચારી ભોળાદીલની અને અજ્ઞાન છે. તેથી કરીને તે ગોરજીની પાસે પોતાના દીકરાની માનતા પૂરી કરવા જાય છે. આ વાતની તેના પતિ લક્ષ્મીચંદ્રને ખબર નહીં હોય, નહીંતો તે આવું મિથ્યાત્વ કરવાદે નહીં. કારણ કે; લક્ષ્મીચંદ્ર જૈન ધર્મનો જ્ઞાતા છે; હવે આ વખતે તો મારાથી બને તેમ એવો અસરકારક બોધ તેને આપવો કે; જેથી તેનામાં મિથ્યાત્વજ રહે નહીં, વળી લક્ષ્મીચંદ્ર શેઠ આ વાત જાણે છે કે નહિ તેની પણ ખાત્રી કરી લઉં"

આ પ્રમાણે મનમાં વિચારી આનંદા નીચે પ્રમાણે બોલી.

**આનંદા**—પ્રેમદા જેઠાણી, મારા જેઠ લક્ષ્મીચંદ્ર ઘેર છે કે નહિ.

**પ્રેમદા**—ના બ્હેન, તેઓ બાહેર ગયા છે, જો તેઓ ઘેર હોય તો મને માનતા કરવા જવા દેજ નહીં. તેઓ મને વેહેમી ગણી કાઢે અને આપણે શ્રાવકને આવું કાંઇ હોય નહીં એમ કહ્યા કરે; માટે આ માનતા મેં છાની રાખેલી છે અને છાની રીતે કરવાની છે.

**પુતળી**—લલિતા બ્હેન, મને આકુળી કહો કે, ગમે તેવી કહો પણ મારાથી બોલ્યા વગર રહેવાશે નહીં. પોતાના ધણીથી છાનાં કામ કરવાં એ સારી સ્ત્રીને ઘટે નહીં. બાઇડા બીચારા વિશ્વાસથી બાહેર ફરતા ફરે અને ઘેર

બૈરાંઓ છાનાં છાનાં કામ કરે, એ કેવો વિશ્વાસઘાત
કહેવાય ?

**પ્રેમદા**—પુતળી, તારે કાંઇ ડાહાપણ કરવાની જરૂ
નથી. તારી માને પુછી જોજે એટલે ખબર પડશે કે કેટ
લાંએક કામ તો બાયડીએ છાનાં પણ કરવા પડે છે. ભાઇ
ડાને ખબરજ શી પડે ? તે તો ફક્ત કમાવામાંજ જાણે. ઘ
રનો વંશ રાખવો હોયતો કાંઇ અમસ્તો રહેતો નથી. મા
નતાઓ માનવી પડે, દોરા ધાગા કરાવવા પડે અને પાણ
એટલા દેવ કરવા પડે. ઘરની વાત ભાઇડા શું જાણે. તારી
મા પણ તેમ કરતી હશે તેની તને ખબર શાની હોય
તું આજકાલનું છોકરૂં તેમાં શું સમજે ? આનંદા ભાભીજી
આવી છકેલી છોકરીઓને ભેગી કરી શું બોધ આપો છો
ચંચળ બેઠી થા, મારે તો અહીં રહીને કાંઇ સાંભળવું નથી
અહીંતો ધર્મકથાને બદલે કર્મ કથા થશે.

**લલિતા**—પુતળી બ્હેન, તમે હવે શાંતિ રાખો તે
સારૂં આપણી ધર્મવાર્તામાં અંતરાય થાય છે. (પ્રેમદાની ત
રફ જોઇને) ભાભુ, એ તો વધારે બોલકી છે તેને માં
મનમાં કાંઇ શું કામ લાવો છો ? તમે મોટાં સમજું અ
વડિલ છો.

**ચંચળ**—આનંદા કાકી, તમે હવે ધર્મવાર્તા શરૂ ક
રો. આપણો વખત નકામો ચાલ્યો જાય છે. ( પ્રમદા તર
ફ જોઇને ) બા, હવે થોડીવાર મારા ઉપર મેહેરબાની ક
બેસો. મારા આનંદા કાકી ધર્મવાર્તા શરૂ કરે છે.

પ્રેમદા—બ્હેન, શું કામ ફોકટની વાર લગાડે છે? હમણાં ઘરે આપણે એકલા છીએ; પછી તારા બાપા ઘેર આવી જશે ને ગોરજી પણ બાહેર ચાલ્યા જશે.

ચંચળ—મા, ચિંતા શામાટે રાખો છો? બધાં સારાંવાનાં થશે. ફકત તમારી દીકરીને ખુશી કરવાને માટે તમારે એ ઘડી તો જરૂર બેસવું પડશે.

આ પ્રમાણે બોલતાં ચંચળે લાડ કરતાં પોતાનું માથું પ્રેમદાના ખોળામાં મુકયું, એટલે પ્રેમદા ખુશી થઇ ગઈ અને આનંદાની સાથે બેઠી. પછી આનંદાએ નીચે પ્રમાણે બોધ વાર્તા શરૂ કરી.

આનંદા કહે છે—હે પુત્રીઓ, તમને આજે એક નવીજ વાર્તા કહું છું, તે ધ્યાન દઇને સાંભળજો. તમે ઘણીવાર સાંભળ્યું હશે કે, આપણા જૈન ધર્મના લોકો મિથ્યાત્વ મિથ્યાત્વ કહે છે. તે મિથ્યાત્વ શું છે? તે તમારે અવશ્ય જાણવું જોઇએ. આપણા જૈન ધર્મની વિરૂદ્ધ જે વાત હોય. તે મિથ્યાત્વ કહેવાય છે. આપણાં ધર્મમાં શુદ્ધ દેવ, શુધ્ધ ગુરૂ અને શુદ્ધ ધર્મ એ ત્રણ બાબત જાણવાની છે તેથી ઉલટું એટલે કુદેવ, કુગુરૂ, અને કુધર્મ ને જે માનવામાં આવે તે મિથ્યાત્વ કહેવાય છે. આપણા ભગવાન્ અરિહંત શુદ્ધ દેવ છે, તેથી ઉલટા જે દેવ હોય તે કુદેવ કહેવાય છે. આપણા પાંચ મહાવ્રત ધારી મુનિ તે આપણા શુદ્ધ ગુરૂ કહેવાય છે અને તેથી ઉલટી રીતે વર્તનારા જે ગુરૂ તે કુગુરૂ કહેવાય છે. જેમાં નાનામોટા જીવની દયા પાળવામાં

આવે તે શુદ્ધ ધર્મ અને તેથી ઉલટા તે અધર્મ કહેવાય છે. એવા કુદેવ, કુગુરૂ અને કુધર્મને માનવા, તેનું નામ મિથ્યાત્વ છે. એવા મિથ્યાત્વથી આપણે જૈનોએ હમેશાં દૂર રહેવાનું છે. બ્હેનો, જ્યાં મિથ્યાત્વ હોય, જ્યાં મિથ્યાત્વની વાત થતી હોય, ત્યાં તમે ઊભાં રહેશો નહીં બનતાં સુધી મિથ્યાત્વી માણસનો સંગ પણ કરશો નહીં અને તેના પ- ડોશમાં પણ વસશો નહીં.

**લલિતા**--બા, તમે જે મિથ્યાત્વને માટે કહ્યું, તે મારા ધ્યાનમાં બરાબર રહ્યું છે, પણ એ મિથ્યાત્વના બી- જા કાંઈ ભેદ છે કે નહીં? જો તેના ભેદ હોય તો અમને વિવેચન કરી સમજાવો.

**આનંદા**--બ્હેન લલિતા, એ મિથ્યાત્વના મૂળ પાંચ ભેદ છે. **અભિગ્રહ મિથ્યાત્વ, અનભિગ્રહ મિથ્યાત્વ, અભિનિવેશ મિથ્યાત્વ, સંશય મિથ્યાત્વ અને અ- નાભોગ મિથ્યાત્વ** એવાં તેનાં નામ છે. આ પાંચ ભેદ નાં નામ તમે હમેશાં યાદ કરી રાખજો.

**લલિતા**—બા, તે ભેદ વિવેચન કરી સમજાવો એટલે અમને યાદ રહી જશે.

ધર્મદાસ શેઠ કહે છે-શ્રાવિકાઓ પછી આનંદાએ પોતાની પુત્રી લલિતાને અને બીજી બાળ શ્રાવિકાઓને તે મિથ્યા- ત્વને માટે વિવેચન કરી સમજાવવા માંડ્યું.

**આનંદા કહે છે**—બ્હેનો, જે માણસ એમ જાણે કે

જે હું સમજું છું, તે સાચું છે, મારા જેવું કોઈ ડાહ્યું નથી. બીજા કોઈ કાંઈને સમજણ નથી. આવો પોતાની સમજણનો આગ્રહ રાખવો તે પેહેલું અભિગ્રહ મિથ્યાત્વ કહેવાય છે. તે ઉપર દેવા નામની એક સ્ત્રીનો દાખલો જાણવા જેવો છે. વસંતપુરમાં દેવા નામે એક શ્રાવકની સ્ત્રી હતી; અને તે મિથ્યાત્વીની દીકરી હતી. તે બાળ વયથી ઘણી ચપળ હતી. તેમજ બોલકી પણ બહુ હતી. જ્યારે દેવાને સાસરે મોકલવામાં આવી ત્યારે તેની માએ તેને શીખામણ આપી કે, બ્હેન તું લાડમાં ઊછરેલી છે, વળી અમે માબાપે તને મોઢે ચઢાવેલી છે, પણ તું તારાં સાસરીઆમાં સારી રીતે વર્તજે. કોઇ જાતનો આગ્રહ રાખીશ નહીં. તારા સાસુ સસરો કે કોઈ વડિલ કહે તેમ કરજે. માની આ શીખામણ દેવાએ સાંભળી પણ તેના હૃદયમાં તેની જરાએ અસર થઇ નહીં. એક કાનેથી બીજે કાને તે શિખામણ કાઢી નાખી. પછી દેવા પોતાને સાસરે આવી. દેવાનું સાસરૂં તેજ ગામમાં હતું તેનાં સાસરીયાં શ્રાવક હતાં તેના ઘરમાં શ્રાવકનો ધર્મ આસ્તાથી પળાતો હતો. દેવા પેહેલવહેલી જ્યારે સાસરે આવી ત્યારથીજ તે સ્વતંત્રપણે ચાલવા લાગી. તેના સાસુસસરો જે કહે, તેથી તે ઉલટી રીતે ચાલતી હતી, પણ તે પેહેલવેલી સાસરે આવેલી તેથી તેનાં સાસુસસરો તેને વધારે ઠપકો આપતાં ન હતાં પણ શાંતિથી સમજાવતા હતા.

દેવાના પિતાને ઘેર શ્રાવકધર્મ પળાતો ન હતો. જો કે, તે ધર્મ જૈનથી કેટલીક રીતે જુદો હતો પણ તે ધર્મના

જમે ? બીજા ધર્માચાર્યો પણ રાત્રે જમે છે, તેઓ શું બધા મૂર્ખ હશે ? સાસુજી, આ વાત તો મારે ગળે જરા પણ ઉતરતી નથી. બધા શ્રાવકોમાં આ કેવળ ઢોંગ ચાલે છે. આપણે શ્રાવકો ગાડરીઆ પ્રવાહની જેમ પ્રવર્તનારાં છીએ. ઊંડો વિચાર કરતા નથી. સૂર્યાસ્ત પહેલાં જમવાથી ઉલટો દોષ લાગે છે. સંધ્યાકાળે ભોજન કરવાની વેદ વિગેરેમાં પણ ના કહેલી છે.

તેમ આર્યધર્મના ઘણા શાસ્ત્રોમાં રાત્રી ભોજનની પણ ના કહી છે. તો તે પ્રમાણે જે નથી ચાલતા તે સર્વ મૂર્ખ સમજવા.

તે સાંભળી સાસુએ ગુસ્સાથી કહ્યું, અરે અજ્ઞાની વહુ, તું દુરાગ્રહી લાગે છે. રાત્રે જમવાથી કેવી હિંસા થાય છે, તે તો કોઈ વાર નજરે પણ જોવામાં આવે છે. તે વિષે તને ખાત્રી કરાવીશું, ત્યારે ખબર પડશે એમ ઘણું એ સમજાવ્યું, તોપણ દેવાએ પોતાનો આગ્રહ છોડ્યો નહીં. પછી દેવાની સાસુએ એ વાત પોતાના પતિને કહી. પતિએ પોતાની પુત્રવધૂને ખાત્રી કરાવવા કેટલુંએક વિવેચન કર્યું અને કેટલુંએક પ્રત્યક્ષ પણ બતાવ્યું, તોપણ દેવા સમજી નહીં. દેવાને મનમાં કેટલીએક વાતની ખાત્રી થાય તેવું લાગ્યું, તોપણ તેણીએ પોતાના દુરાગ્રહને લઈને તેવી ખાત્રી કરવાની ઈચ્છા કરી નહીં. અને આખર સુધી એ દુરાગ્રહ રાખી તેણીએ પોતાનું શ્રાવિકાજીવન વ્યર્થ ગુમાવી દીધું.

આનંદા કહે છે, હે સુતાઓ, આ દેવામાં જે મિથ્યાત્વ હતું, તે પેહેલું અભિગ્રહ મિથ્યાત્વ કહેવાય છે. આ મિથ્યાત્વવાળો જીવ પોતાના મનમાં એમજ માને છે કે, હું જે કાંઇ સમજ્યો છું, તે બરાબર છે. મારાથી કોઇ બીજું ડાહ્યુંજ નથી એમ તે માને છે. વળી સાચા ખોટાની પરીક્ષા કરી જે સાચું હોય તે માનવું, એવી પણ તેની ઇચ્છા થતી નથી.

બ્હેનો, બીજું અનભિગ્રહ મિથ્યાત્વ કહેવાય છે, જેનામાં અનભિગ્રહ મિથ્યાત્વ હોય તે એમ જાણે છે કે, બધા ધર્મ સાચા છે, બધા દેવતા સાચા છે અને બધા ગુરૂઓ ખરા છે. કોઇ પણ દેવ, ગુરૂ કે ધર્મ બુરો છે, એમ તેના માનવામાં આવતુંજ નથી. તે ઊપર એક ચંદ્રાની વાર્ત્તા જાણવા જેવી છે.

ઉજેણિ નગરીમાં **ધનેશ્વર** કરીને એક શ્રાવક ગૃહસ્થ રહેતો હતો. તેને ઘેર ચંદ્રા કરીને એક સ્ત્રી હતી. તેનું હૃદય ભોળું હતું. તે સાથે તે ઘણીજ વેહેમી હતી. એક વખતે ચંદ્રા રાત્રે સુતી હતી, ત્યાં તેના ઘરના છાપરા ઉપર ખડખડાટ થયો, એટલે તે જાગી ઉઠી, તેનો પતિ ધનેશ્વર કોઈ કામ પ્રસંગે બાહેર ગામ ગયો હતો. પોતે ઘરમાં એકલી હતી તેને **વસુમતી** નામે એક દીકરી હતી, તે પોતાની મા પાસે સુતી હતી. છાપરા ઉપર ખડખડાટ થવાથી ચંદ્રા જાગીને બેઠી થઇ અને તે મનમાં ઘણો ભય પામી ગઈ. શય્યામાં બેઠી બેઠી તે વિચાર કરવા લાગી

રીતે અનુમોદન આપ્યું. આ પ્રમાણે ચંદ્રાએ દરેક દેવોના જે જે ધર્મગુરૂઓ અને પૂજારીઓ મળ્યાં, તે બધાને તેમના દેવોનો પ્રભાવ દર્શાવી દર્શાવી તે વાત જણાવી. અને બધાં ધર્મના દેવતાઓને પગે લાગી પાછી પોતાને ઘેર આવી તેજ દિવસે તેનો પતિ બાહેર ગામથી આવ્યો, એટલે ચંદ્રાએ બધી વાત તેને કહી સંભળાવી, ચંદ્રાનો પતિ શ્રાવકધર્મને માનનારો શુદ્ધ શ્રાવક હતો. તેના હૃદયમાં જૈનધર્મ ઉપર પૂર્ણ શ્રદ્ધા હતી, તેણે બધી વાત સાંભળી ચંદ્રાને કહ્યું, અરે હે સ્ત્રી, તું તારા મનમાં કાંઈપણ વિચાર કરતી નથી. બધા ધર્મને, બધા દેવને અને બધા ગુરૂને સરખા ગણે છે, એ તારામાં મોટું મિથ્યાત્વ છે. જે માણસ અમ્રત અને વિષને, તથા ખોળ અને ગોળને સરખો માનનારો છે, તે માણસ અવિવેકી ગણાય છે. તેવો પ્રાણી કોઈ પણ ધર્મને સાધી શકતો નથી. અને છેવટે તે નરકનો અધિકારી થાય છે. માટે હે સ્ત્રી, તું તારી આ નઠારી પ્રકૃતિ છોડી દે. તેમજ એવા હાનિકારક વ્હેમોને દૂર કર. જ્યાં સુધી તારા હૃદયમાં આવા વ્હેમ હશે ત્યાં સુધી તારૂં કલ્યાણ થવાનું નથી. બિલાડી દૈવયોગે છાપરાના કાટવળામાં ભરાઇ ગઇ. તેને દેવતાનો ચમત્કાર માની તું બધા દેવની તથા બધા ગુરૂની આગળ દોડી ગઈ તે તારૂં અજ્ઞાન છે ચંદ્રા પોતાના પતિનાં આવાં વચન સાંભળી જરા ગ્લાનિ પામી ગઇ, અને કહ્યું કે જે હોય તે ખરૂં અથવા તમે કહો તે ખરૂં મને કાંઇ ખબર પડતી નથી. પણ તેણીએ પોતાનો એ સ્વભાવ આખર સુધી છોડ્યો ન હતો.

આનંદા કહે છે—હે પુત્રીઓ, આ ચંદ્રાનામાં બીજું અનભિગ્રહ મિથ્યાત્વ હતું. તે મિથ્યાત્વને લઇને ચંદ્રા બધા દેવ, ધર્મ અને ગુરૂને સાચા માનતી હતી. તે મિથ્યાત્વથી જીવ બધા ધર્મને સરખા માને છે. તે એમ સમજે છે કે, કોઈ મત બુરો નથી, બધા મત સારા છે. અને સર્વ દેવ નમસ્કાર કરવા લાયક છે.

હે પુત્રી લલિતા, અને બીજી બ્હેનો, આ મિથ્યાત્વથી તમે હંમેશાં દૂર રહેજો. અનભિગ્ર મિથ્યાત્વ વાળા પ્રાણીનું કલ્યાણ થતું નથી. તેઓ શુદ્ધ દેવ, ધર્મ અને ગુરૂને ઓળખી શકતા નથી. તેથી તેઓની ઉત્તમ ગતિ થતી નથી.

હે પુત્રીઓ, ત્રીજું અભિનિવેશ મિથ્યાત્વ કહેવાય છે. આ મિથ્યાત્વમાં પણ પ્રાણી કદાગ્રહી થાય છે. તે એટલે સુધી કદાગ્રહ રાખે છે કે, પોતે ભુલ કરી હોય, તે જાણતાં છતાં પણ પોતાની ભુલ કબુલ કરતો નથી. અને કદાગ્રહ રાખી પોતે જે કર્યું હોય તેને પ્રમાણ ગણે છે તે ઉપર **અભયા**ની વાત જાણવા જેવી છે.

પ્રભાસ નગરમાં **વીરદાસ** નામે એક શ્રાવક રહેતો હતો. તેને ઘેર અભયા નામે સ્ત્રી હતી. તે સ્વભાવે દુરાગ્રહી અને હઠીલી હતી. જે વાત પોતે લીધી, તે કાદપણ છોડતી ન હતી· દરેક બાબતમાં દુરાગ્રહ અને હઠ રાખતી હતી.

એક વખતે પ્રભાસ નગરમાં **વિવેકશ્રી** નામે એક સાધ્વીજી આવ્યાં. તેઓ જૈનસાસ્ત્રમાં સારાં પ્રવીણ હતા· જે-

રહી પોતાનો અધિકાર હતો, તેટલું જ્ઞાન તેમણે મેળવ્યું હતું. તેમનામાં એક સર્વથી મોટો ગુણ એ હતો કે, તેઓ જે કોઇ શ્રાવિકા તેમની પાસે આવે તેમને અભ્યાસ કરાવવામાં ખંત રાખતાં હતાં આખો દિવસ પોતાનું સઝાય ધ્યાન કરી બીજી શ્રાવિકાઓને ભણાવ્યાં કરતાં હતાં. તે સાથે કોઈ ઊપર રાગ કે દ્વેષ રાખતાં ન હતાં અભયા પણ તે સાધ્વીજીની પાસે અભ્યાસ કરવા જતી હતી. અભયાની બુદ્ધિ સારી હતી. તેની સ્મરણ શક્તિ સારી હતી. સાધ્વીજી વિવેકશ્રીની પાસે નિયમ પ્રમાણે જઇને અભયાએ જૈનધર્મના ઊપયોગી પુસ્તકોનો અભ્યાસ કરી લીધો. અભ્યાસ કર્યો હતો તથાપિ તેનામાં જે દુરાગ્રહ તથા હઠનો દુર્ગુણ હતો, તે જરાપણ ઓછો થયો નહીં.

એક વખતે અભયા વિવેકશ્રી સાધ્વીજીની પાસે બેઠી હતી, તેવામાં કોઇ યાત્રાળુ શ્રાવિકા સાધ્વીજીને વાંદવાને આવી તે શ્રાવિકાનું નામ વિજયા હતું, તેણીએ પણ કોઇ વિદ્વાન સાધ્વીજીની પાસે રહી સારો અભ્યાસ કર્યો હતો. તેથી તેનું ધર્મનું જ્ઞાન સારૂં હતું. અને તેનો સ્વભાવ ઘણોજ ઉત્તમ હતો. તેનામાં કોઇ જાતનો દુર્ગુણ હતો નહીં. વિજયાએ આવી સાધ્વીજી વિવેકશ્રીને વંદના કરી અને સુખશાતા પુછી પછી તે તેમની આગળ બેઠી. સાધ્વીજીએ તેને "ક્યાંથી આવો છો? ક્યાં રહો છો?" વિગેરે કેટલાએક પ્રશ્નો પુછ્યા પછી પાસે બેઠેલી અભયાએ તે શ્રાવિકાને પુછ્યું કે, તમારો કેટલો અભ્યાસ છે? વિજયાએ પોતાનો જે અભ્યાસ હતો, તે સર્વ પણે જણાવ્યો. પછી

અભયાએ પુછ્યું, અહીંથી કયાં કયાં જવાનું છે? વિજયાએ કહ્યું; મારે દશમું દેશાવકાશિક વ્રત છે, તે પ્રમાણે જેટલી મર્યાદા છે, તેટલી પુરી થઇ ગઈ છે પણ યાત્રાએ જવાનું છે. તેથી બાધ નથી કેમકે યાત્રા શિવાય મર્યાદા મુકી બીજા દેશમાં જવાનું નથી. દેશાવકાશિક વ્રત દશમું છે, એ વાત અભયાના સ્મરણમાં નહી રહેવાથી તેણે કહ્યું, બ્હેન, તમે કહેતાં ભુલો છો દેશાવકાશિક એ નવમું વ્રત છે. દશમું નહીં. વિજયા વિચાર કરીને બોલી. ના બ્હેન, એમ નથી દેશાવકાશિક વ્રત દશમું છે અને નવમું વ્રત તો સામાયિક છે. તે વાતમાં વિવેકશ્રી સાધ્વીએ પણ વિજયાની તરફ સંમતિ આપી. અભયાએ મનમાં વિચાર્યું એટલે તેણીને યાદ આવ્યું કે, સામાયિક વ્રત નવમું છે અને દેશાવકાશિક વ્રત દશમું છે, તોપણ તે દુરાગ્રહથી બોલી–ના, તેમ નથી. જે હું કહું છું તે બરાબર છે. તમે અને સાધ્વીજી બંને ભુલી ગયા જણાઓ છો. તે વખતે સાધ્વીજીએ શાંતિથી અભયાને સમજાવવા માંડયું, પણ દુરાગ્રહી અભયાએ તે માન્યું નહીં. આથી વિવેકશ્રી મૌનપણે અભયાની ઉપર મધ્યસ્થ રહ્યા.

આનંદા કહે છે—હે પુત્રીઓ, અભયામાં ખરેખર ત્રીજું અભિનિવેશ મિથ્યાત્વ હતું. એ મિથ્યાત્વથી તેણીએ સ્મરણ ચૂકથી દેશાવકાશિક વ્રતને નવમું કહેલું, પછી તેને ખરીવાત યાદ આવી હતી, તોપણ તેણીએ પોતાનો દુરાગ્રહ છોડયો નહીં. એ અભિનિવેશ મિથ્યાત્વ ને લઇને જીવો અસત્યવાદમાં કદાગ્રહ રાખે છે. તેને વારંવાર સમજાવવામાં

આવે તોપણ તે દુરાગ્રહથી માનતા નથી. કેટલાક તો વાદમાં હારી જાય તોપણ પોતાની વાત મુકતા નથી. આ મિથ્યાત્વને લઇને આપણા જૈન મતની વિરૂદ્ધ વાતો કેટલાએકે કરેલી છે. અરિહંતની મૂર્તિ પૂજાને નહીં માનનારા લોકો પણ એ વાતને આગ્રહથી વળગી રહે છે.

હે બ્હેનો, હવે ચોથું સંશય મિથ્યાત્વ કહેવાય છે. તે મિથ્યાત્વને લઇને માણસને ધર્મની વાતમાં શંકાઓ થયા કરે છે. તે શંકાદોષને લઇને તેમની શ્રદ્ધા ધર્મ ઉપર થતી નથી. તેઓ હમેશાં દરેક વાતમાં શંકા લાવ્યા કરે છે તેથી ધર્મને બરાબર સાધી શકતા નથી. તે ઉપર જયંતીની વાત જાણવા જેવી છે.

વિજયનગરમાં **સુધર્મા** નામે એક શ્રાવક રહેતો હતો. તેને **જયંતી** નામે એક સ્ત્રી હતી. તેણીને ધર્મની જિજ્ઞાસા હતી, પણ તેના મનમાં ધર્મની વાત વિષે ઘણી શંકાઓ થયા કરતી હતી. તેનો પતિ સુધર્મા ધર્મ ઉપર ઘણો આસ્તિક હતો. અને તે હમેશાં પોતાની સ્ત્રી જયંતીને સારી રીતે સમજાવતો પણ જયંતીના મનમાંથી શંકાઓ જતી ન હોતી. જયંતી ઉપાશ્રયે વ્યાખ્યાન સાંભળવા જાય અને સાધ્વીજીની પાસે ધર્મવાર્તા સાંભળે પણ જે પોતે સાંભળે તેમાં તેને અનેક શંકાઓ થયા કરતી હતી. આવા મોટા દોષથી જયંતી જે ધર્મની ક્રિયાઓ, વ્રત અને તપસ્યા કરતી તે બધું તેણીને નિષ્ફળ થતું હતું.

એક વખતે વિવેક વિજય નામે એક વિદ્વાન્ મુનિ વિજયનગરમાં આવી ચડયા. તેમનું વ્યાખ્યાન સાંભળવાને ગામના તમામ શ્રાવકો અને શ્રાવિકાઓ એકઠાં થયાં, તે વખતે મુનિએ વ્યાખ્યાન આપવું શરૂ કર્યું. વ્યાખ્યાનમાં પૂર્વના ચક્રવર્ત્તીની સમૃદ્ધિનું વર્ણન કહેવાગાં આવ્યું. ધર્મથી ચક્રવર્ત્તીનું પદ મેળવાય છે, એ પ્રસંગે ચક્રવર્ત્તીને જે જે રત્નો પ્રાપ્ત થાય છે, તેનું આબેહુબ વર્ણન કરવામાં આવ્યું. આથી જયંતીના મનમાં શંકાઓ આવવા લાગી. પછી તેણીએ ઊભા થઇને મહારાજને પ્રશ્ન કર્યો કે, મહારાજ, આપે જે ચક્રવર્ત્તીના રત્નોનું વર્ણન કર્યું, તે મારા મનમાં સત્ય લાગતું નથી. તે વાત બધી અલંકાર અને અતિશયોક્તિવાળી છે. અને તે માની શકાય તેવી નથી, માટે જો સાચી હોય તો તમે મને બરાબર સમજાવી મારા હૃદયમાં ઉતારો. જયંતીનાં આવાં વચનો સાંભળી તે વિદ્વાન્ મુનિએ તેને ઘણું સમજાવી પણ તેના હૃદયમાં એ વાત ઉતરી નહીં. જેમ જેમ તેને કહેવા માંડયું, તેમ તેમ તેણીને વધારે શંકાઓ થવા લાગી, પછી મુનિએ વિચાર્યું કે, આ બાઈના હૃદયમાં સંશયમિથ્યાત્વ દેખાય છે, જ્યારે આ સ્ત્રીમાં ભવ્યપણાનો ઊદય થાશે ત્યારે તેનું આ મિથ્યાત્વ દૂર થઇ જશે. આવું વિચારી મુનિ તેની સાથે બોલતા વિરામ પામ્યા. પછી જયંતી નીચે બેસી ગઈ. જ્યારે વ્યાખ્યાન પૂર્ણ થયું ત્યારે જયંતી શંકાઓ કરતી કરતી પોતાને ઘેર આવી. અને તેના પતિ સુધર્માની આગળ પણ તેણે કેટલીએક શંકાઓ કરવા માંડી. સુધર્મા તેનાથી કંટાળી ગયો હતો, તેથી તેણીની સાથે ધર્મ સંબંધી વાત કરવાનું

તેણે છોડી દીધું હતું. આખરે જયંતી જૈનધર્મના ખરા સ્વરૂપને પામી નહીં અને તેનું જીવન શંકામાં ને શંકામાં સમાપ્ત થઈ ગયું.

આનંદા કહે છે—હે પુત્રી લલિતા, તે જયંતીમાં સંશય મિથ્યાત્વ હતું. તે મિથ્યાત્વને લીધે જયંતી વારંવાર શંકા કરતી હતી. એ સંશય મિથ્યાત્વથી સર્વ જાણતમાં શંકાઓ થયા કરે છે. જ્યાં સુધી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને અનુસરી જૈનશાસ્ત્રનું સ્વરૂપ સમજવામાં આવે નહીં. ત્યાં સુધી એવી શંકાઓ થયાં કરે છે, માંટે હે બ્હેનો, તમે ધર્મની દરેક બાબત વિચારી તે ઉપર શ્રદ્ધા રાખજો. ખોટા ખોટા તર્ક કરી હૃદયમાં શંકાઓ કરશો નહીં. કદિ શંકા થાય તો યુક્તિથી તેનું સમાધાન કરજો જો કોઈ બાબત તત્ત્વજ્ઞાનની હોય અને આપણને તેમાં સમજણ ન પડતી હોય તો બીજાને પુછી લેજો. કદિ બીજો માણસ તમને સમજાવે તોપણ જો તમારા મનમાં એ વાત ન ઉતરે તો તેને ખોટી ગણી કાઢશો નહીં. કારણ કે, તે વખતે તમારે વિચારવું કે, આ વાતમાં આપણી બુદ્ધિ પોહોંચી શકતી નથી, એ આપણોજ દોષ છે. તેથી એમ ન જાણવું કે, તે વાત ખોટી છે. કેટલાએક માણસો તત્ત્વજ્ઞાનની ઊંડી વાત પોતાના સમજવામાં ન આવે એટલે એમજ માને છે કે, એ વાત તદન ખોટી છે. આવા માણસોમાં તે સંશય મિથ્યાત્વ ઉત્પન્ન થાય છે અને તેથી કરીને તેનાથી ધર્મ સાધન થઈ શકતું નથી. બ્હેનો, પાંચમું અનાભોગ મિથ્યાત્વ કહેવાય છે. આ મિથ્યાત્વ તો

વિકલેંદ્રિય જેવા જીવોનેજ હોય છે. કારણ કે, જે જીવોને ધર્મ શું ? અને અધર્મ શું ? એવો ઉપયોગજ નથી, તેવા જીવોમાં એ અનાભોગ મિથ્યાત્વ ઉત્પન્ન થાય છે.

આ પાંચે પ્રકારનાં મિથ્યાત્વોને સમજી દરેક શ્રાવિકાએ તેનો ત્યાગ કરવો જોઇએ. એ પાંચ પ્રકારનાં મિથ્યાત્વમાંથી કોઇપણ મિથ્યાત્વ પોતાનામાં ન આવે, એવી શ્રાવિકાએ ચેતવણી રાખવી જોઇએ.

આનંદાએ દાખલા સાથે આ મિથ્યાત્વના ભેદ કહ્યા, તે સાંભળી પ્રેમદાએ મનમાં વિચાર્યું કે, આ ધર્મની વાર્ત્તા તો સારી લાગે છે. અહા ! આ બધાં મિથ્યાત્વો સમજવામાં આવ્યાં હોય તો ઘણો લાભ થાય ” પ્રેમદા આવો વિચાર કરતી હતી, ને જાણી ચંચળ મનમા ખુશી થઇ અને તેણીએ જાણી લીધું કે, મારી બાને આ વાતની સારી અસર થઇ છે, તેથી તે નીચે પ્રમાણે બોલી–

**ચંચળ**—બા, શો વિચાર કરો છો ? હવે આપણે થોડીવાર બેસીને ચાલીશું. ચિંતા રાખશો નહીં.

**પ્રમદા**—ચંચળ વધારે વાર બેસવામાં હરકત નથી. તારી ડાહી આનંદાની વાતમાં મને સારી સમજ પડે છે.

પછી પ્રેમદાએ આનંદાને કહ્યું. આનંદા બ્હેન, તમે જે મિથ્યાત્વ ઓળખવાની વાત કહી, અને તે ઉપર જે દાખલાઓ આપ્યા, તે ઘણા સારા છે અને દરેક શ્રાવિકાને તે જાણવા જેવા છે. હવે મિથ્યાત્વની વાત એટલીજ છે કે, બીજી કાંઇ વધારે છે?

**આનંદા**—પ્રેમદા બ્હેન, મિથ્યાત્વના બીજા ભેદ પણ મે એકવાર સાધ્વીજીને ઉપાશ્રયે સાંભળ્યા હતા.

**પ્રેમદા**—શું સાધ્વીજી આવી વાતો જાણતાં હશે ?

**આનંદા**—ધર્મની વાર્તાઓ સાધ્વીજીજ સારી રીતે જાણે.

**પ્રેમદા**—એ બધી સાધ્વીઓ જાણે કે, કોઇ કોઇજ જાણે ?

**આનંદા**—ઘણે ભાગે ઘણી સાધ્વીઓ જાણે. જે આત્માર્થી હોય તે વધારે જાણે અને જેઓ આત્માર્થી ન હોય, તે થોડું ઘણું જાણે.

**પ્રેમદા**—આજ સુધી હું તો એમજ જાણતી હતી કે, જે શ્રાવિકાઓ ગરીબ કે વિધવા અવસ્થામાં હોય, તેઓ અન્ન વસ્ત્રને માટે દીક્ષા લઇ સાધ્વીજી બને છે. અને જે શ્રાવકો ગરીબ કે અનાથ હોય, તેઓ રોટલા ખાવાને સાધુજી બને છે.

**આનંદા**—બ્હેન પ્રેમદા, એવું તે હોય. શ્રાવક અને શ્રાવિકામાં જેને સારો વૈરાગ્ય થાય તેજ આત્માર્થપણે દીક્ષા લઈ સાધુજી અને સાધ્વીજી બને છે.

**પ્રેમદા**—આનંદા બ્હેન, તમે ગુણ દૃષ્ટિએ જોનારાં છો, તેથી બોલો છો, પણ ઘણા તો માત્ર રોટલાને માટે દીક્ષા લેનારા હોય છે.

**લલિતા**—પ્રેમદા બાઇ, એમ કેમ બોલો છો ? એવાં

કોઇ સાધુ કે સાધ્વીજી તમે જોયાં છે ?

**પ્રેમદા**—કોઇ સાધુ તો જોયા નથી, પણ એક સાધ્વીજી જોયાં છે.

**લલિતા**—એ કયાં સાધ્વીજી ?

**પ્રેમદા**—આપણા ગામમાં **પદ્મશ્રી** કરીને એક સાધ્વીજી આવ્યાં છે. તેઓ તો રોટલા માટે સાધ્વીજી થયાં હોય, એમ લાગે છે.

**લલિતા**—તમે શી રીતે જાણ્યું ?

**પ્રેમદા**—હું કોઇ વાર અપાશરે જાઊં છું. બીજી શ્રાવિકાઓની પેઠે હંમેશાં અપાશરે આંટા ખાનારી અને ભટકનારી નથી. એક વખતે પુર્ણીમા હતી, તેથી હું પદ્મશ્રીને અપાશરે ગઇ હતી. ત્યાં ઘણી શ્રાવિકાઓ ભેગી થઇ હતી અને ગામની સારી નરતી વાતો કરતી હતી. તે વખતે પદ્મશ્રી પણ તેમાં ભાગ લેતાં હતાં. હું તેમની પાસે જઇને બેઠી તે વખતે કોઇ વીજી કરીને શ્રાવિકા આવી. તેણે પદ્મશ્રીને વિનંતિ કરી કે, આવતી કાલે પારણા છે; તેથી મારે ઘેર વ્હોરવા પધારજો. તે વખતે પદ્મશ્રી બોલ્યા વીજી, તારે ઘેર વોહોરવા નહિ આવું. જેનો અમારે ખપ હોય, તે ચીજ તારે ત્યાં મળતી નથી.

**વીજી**—મહારાજ, આપ કહો તો તેજ તૈયાર રાખું.

**પદ્મશ્રી**—વીજી, તારાથી તે ચીજ તૈયાર રખાય તેમ

નથી. કારણ કે, તેવી ચીજ શ્રીમંત ગૃહસ્થના ઘર વીના અમને મળેજ નહિ.

વીજી—ગુરૂજી સાહેબ, હું ગ્રહસ્થ તો નથી, પણ ગરીબ શ્રાવિકા છું, તથાપિ મારી ઉપર કૃપા કરી જો મારે ઘેર વ્હોરવાને પધારો તો મને લાભ મળે.

પદ્મશ્રી—તેવો લાભ આપવાની અમારી ખુશી નથી, જ્યાં સુધી ગ્રહસ્થ શ્રાવિકાને ઘેર બધી જોગવાઇ હોય, ત્યાં સુધી ગરીબ શ્રાવિકાને ઘેર શું કામ વેહેરવા જઇએ.

વીજી—ગુરૂજી સાહેબ, કોઈ વાર તો ગરીબ શ્રાવિકા ઉપર દયા કરી લાભ આપવો જોઇએ.

પદ્મશ્રી—રોજ એવી ગરીબ શ્રાવિકા ઉપર દયા કરતાં રહીએ તો થોડા દિવસમાં માંદાં પડીએ. તમારે ઘેર જોઇએ તેવી ચીજોની જોગવાઇ હોય નહીં, તેથી અમારાથી એવો નકામો લાભ આપવા બનાય નહીં.

વીજી—ગુરૂણીજી સાહેબ, આપ મોટાં છો, આપે તો તવંગર અને ગરીબ સૌને સરખાં ગણવાં જોઇએ.

પદ્મશ્રી—વીજી, તું અમારા સાધુના વેહેવારમાં સમજે નહીં. અમારે હરકોઇ વખત ગૃહસ્થ શ્રાવિકાનો ખપ પડે. સારાં સારાં ઊંચાં કપડાં વેહેરવા હોય, પુસ્તક પાનાં લખાવવાં હોય, કોઇ કીમતી ચીજ જોઈતી હોય તો તે ગૃહસ્થ શ્રાવિકા પાસેથી મેળવી શકાય. ત્યારે તેવી ગરીબ શ્રાવિકાઓ પાસેથી અમારો શો અર્થ સરે!

બ્હેન આનંદા આ પ્રમાણે પદ્મશ્રીએ કહ્યું, એટલે ભીખારી વીજી નિરાશ થઈને ત્યાંથી ચાલી ગઈ. પદ્મશ્રીનાં વચનો સાંભળી હું તો આશ્ચર્ય પામી ગઇ અને તે સાધ્વીજીને માટે મને ઘણોજ તિરસ્કાર છુટ્યો. કહો, આનંદા બ્હેન, એવાં સાધ્વીજી ખાવાને માટેજ થયેલા ગણાય કે નહીં. ગૃહસ્થ શ્રાવિકા સારી સારી ચીજો વોહોરાવે, તેથી ત્યાં હમેશાં જવું અને ગરીબને ઘેર સારી ચીજો મળે નહીં, તેથી ન જવું, એ કેવો ન્યાય ? મનેતો પેહેલેથીજ સાધુ સાધ્વી ઉપર આસ્તા થોડી હતી, તેમાં પણ જ્યારે પદ્મશ્રીનાં વચન સાંભળ્યાં, ત્યારથી મારા મનમાં તે લોકો ઉપરથી આસ્તા ઉઠી ગઇ છે. વળી તમે કહો છો, કે, "મિથ્યાત્વના બીજા ભેદો મેં સાધ્વીજી પાસેથી સાંભળ્યા છે" આ વાત સાંભળી મને ઘણુંજ આશ્ચર્ય થાય છે. કારણ કે, ખાવાને માટે દીક્ષા લઇ ગુરૂણીજી થયેલી ભીખારી શ્રાવિકાઓને મિથ્યાત્વનો ઉત્તમ બોધ તે શી રીતે થયો હોય, મને તો તે ગુરૂણીજીના કરતાં તમે સો દરજ્જે સારાં લાગો છો

**આનંદા**—પ્રેમદાબ્હેન, અમે તો કોણ માત્ર ? જે સાધ્વીજી હોય તેમની વાત તો જુદીજ સમજવી. પદ્મશ્રી સાધ્વીજીનો સ્વભાવ જુદી રીતનો છે. હોય, માણસ માત્ર પોતાના કર્મને તાબે થઇ જાય છે. પદ્મશ્રીનો સ્વભાવ જોઇને તમારે એવો નિશ્ચય ન કરવો કે, બધાં સાધ્વીજીઓ એવાં હશે. ઘણાં સાધ્વીજી ગુણવાન્ વિદ્વાન્, શાંત અને આત્માર્થી હોય છે: જ્યારે પૂર્વનાં ઘણાં પુણ્ય હોય ત્યારેજ

ચારિત્રનો યોગ થાય. જ્ઞાન, દર્શન અને ચારિત્રની ગમેતે પ્રકારે આરાધના કરવી; તે જેવી તેવી વાત નથી. જે ગરીબ અને ભીખારી હોય તેજ સાધુ સાધ્વી થાય એવું કદિપણ ધારવું નહીં. ચારિત્રનો યોગ જેને હોય તે સાધુસાધ્વી થાય છે. વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ મુનિઓ પાત્રાપાત્રનો વિચાર કરીને તથા ઘણી રીતે પરીક્ષા કરીનેજ ચારિત્ર આપે છે. પછી ચારિત્ર ગ્રહણ કર્યા છતાં જો કોઇ અલ્પ પુણ્યવાન્ જીવ ચારિત્રની વિરાધના કરે તો તેમાં ચારિત્ર આપનારનો દોષ નથી. પ્રેમદાબ્હેન, તમે જે પદ્માશ્રીનો સ્વભાવ જોયો, તે ઉપરથી બીજાં બધાં સાધુ-સાધ્વી ઉપર અભાવ લાવવો તે યોગ્ય નથી. તેવાં કોઇ નઠારાં સ્વભાવ વાળાં સાધુ સાધ્વી હોય, તેમની નિંદા કરવી તે પણ આપણાં શ્રાવકને ઘટે નહીં. કોઈપણ સાધુ કે સાધ્વીનો અવર્ણવાદ બોલવો, એ આપણો ધર્મ નથી. જો તેમનામાં ગુણ હોય તો તેમની સેવા ભક્તિ કરવી અને તેમની પાસે ઉપદેશનો લાભ લેવો. અને જો તેમનામાં ગુણ ન હોય તો તેમનાં દર્શન કરી ચાલ્યાં જવું, અને તેમનો વધારે પ્રસંગ ન રાખવો. પણ તેમની નિંદા કરવી તે યોગ્ય નથી.

પ્રેમદાબ્હેન, આપણાં ગામમાં એક જ્ઞાનશ્રી સાધ્વી છે, તે તમે જાણો છો ?

**પ્રેમદા**—હા, મેં તેમનું નામ સાંભળ્યું છે.

**આનંદા**—કોઇવાર તેમનાં દર્શન કર્યાં છે કે નહીં ?

**પ્રેમદા**—ના, કોઈવાર તેમનાં દર્શન કર્યાં નથી.

હેનો. કારણ કે, ઘણા લોકો ગુરૂપદ લઈ આડંબરથી જગ-
તમાં ફરે છે. કેટલાએક લોકો તો માત્ર કમાવાની ખાતર
ગુરૂ થવાનો ઢોંગ કરે છે. કેટલાએક પરમહંસોને મહાત્મા
થઇને વિચરે છે. પ્રથમ તેઓ પોતાની ત્યાગ વૃત્તિ બતાવી
લોકોના મન ઉપર વિશ્વાસ બેસારે છે, પછી લોકોને છે-
તરીને દ્રવ્ય વિગેરેનો લાભ લઈ ચાલ્યા જાય છે.

હે બ્હેનો, તેમાં ખાસ કરીને બ્રાહ્મણ લોકોનો વિ-
શ્વાસ રાખશો નહિ. કેમકે તેઓ ગૃહસ્થ બની ગુરૂ થવાનો
દાવો કરે છે. તેઓ પોતાના પગ ધોવરાવે છે, પુજા કરાવે
છે અને યજમાન પાસેથી મિષ્ટાન્ન ભોજન ગ્રહણ કરે છે.
બ્હેનો, ઘરમાં જો કોઇ સાજુંમાંદું થયું હોય અને જો
તમે વ્હેમ લાવી બ્રાહ્મણને પુછવા જશો તો તેઓ તમા-
રા મનમાં મોટો વ્હેમ નાખશે. તેને માટે એક નીચેનો
શ્લોક યાદ રાખવા જેવો છે.

વસંતતિલકા વૃત્ત.

वैद्या वदंति कफवातमलैर्विकारान्
ज्योतिर्विदो ग्रहभवां प्रवदंति पीडाम् ।
भूता वदंति ननु खेचरदृष्टिदोषान्
सद्ज्ञानिनो हि कृतदुष्कृतकर्मपीडाम् ॥ १ ॥

જો વૈદ્યોને પુછો તો તેઓ કફ, વાયુ અને મળના વિ-
કારો કહે છે. જોષીને પુછો તો તેઓ ગ્રહની પીડા કહે છે,
ભુવાને પુછો તો તેઓ ભૂત-ખેચર તથા નજરનો દોષ જ-

જણાવે છે અને જ્ઞાનીઓને પુછો તો તેઓ પૂર્વે કરેલા નઠારા કર્મની પીડા છે, એમ કહે છે. ૧

બ્હેનો, આ પ્રમાણે જુદા જુદા લોકો પોતાનો સ્વાર્થ સાધવાને આપણને બૈરાંઓને કહે છે, અને આપણાં હૈયાફુટાં બૈરાંઓ તેમનું કહેવું માનીને જે રસ્તે તેઓ દોરે તે રસ્તે જઇએ છીએ. પણ આપણે તેમાં છેલ્લુ જ્ઞાનીનું વચન માનવું જોઇએ. કર્મની પીડા ભોગવવી એ વાત બરાબર છે. એ સિદ્ધાંત આપણા જૈનમતનો છે. માટે બ્હેનો, એ સિદ્ધાંતને માન આપી ચાલજો અને બીજા મિથ્યાત્વીના વચનને જરા પણ ટેકો આપી અનુસરસો નહીં. તે બીજા મિથ્યાત્વથી હમેશાં દૂર રહેજો.

કેટલીએક શ્રાવિકાઓ પોતાના ઘરમાં કોઈ માંદુ થાય અથવા કચરપાપડ રહે એટલે ધુતારા બ્રાહ્મણ જોષીઓની પાસે દોડી જાય છે. સ્વાર્થી બ્રાહ્મણો ટીપણું કાઢી જુવે છે અને તેમને બાધા-આખડી આપે છે અને તેમને બાધાના બંધમાં નાખી બાંધી લે છે અને તે પછી વેહેમી બૈરાંઓ પાછાં તેઓને પુછવા જાય છે, એટલે તેઓ કહે છે કે, બ્રાહ્મણને વચને સિદ્ધિ માની અમે જે કહીએ તે કરો, ત્યાં સુધી વમારાથી બાધા છોડાશે નહીં. પછી તેઓ પાછા તેમને ડર બતાવે છે કે, જો તમે બ્રાહ્મણનું વચન તોડી કાંઈ પણ કર્યા વગર બાધા છોડી દેશો તો તમને પાછી બમણી પીડા થશે. તેઓ આવો ડર બતાવે છે તેથી ભોળા દિલની ભામનિઓ તેમના કહ્યા પ્રમાણે કરે છે. કેટલીએક શ્રાવિ-

કેલું છે, તોપણ આ પ્રસંગે તમને પુનઃ જુદી રીતે કહું છું, તે બરાબર લક્ષમાં રાખજો. મિથ્યાત્વીના પર્વ જેવા કે, આસપડવો, પ્રેતબીજ, ગૌરીત્રીજ, ગણેશચોથ, નાગપાંચમ, રાંધણછઠ, શીતળાસાતમ, બુધઆઠમ, નોલીનવમી, વિજયાદશમી, ભીમએકાદશી, વત્સબારસ-વાઘબારસ, ધનતેરસ, અનંતચૌદશ, પોષીપુનમ, સોમવતીઅમાસ, રક્ષાબંધ, નાળીએરપુનમ, હોળી, રવિવાર, સોમપ્રદોષ, ઉત્તરાયણ, ગ્રહણ, નવરાત્ર, શ્રાદ્ધ, ગોત્રિરાત્ર, દશરા, અન્નકૂટ, અને સ્મશાન પૂજન વિગેરે છે, તે પર્વોને જુદી જુદી કામના પૂરી કરવાને આચરવાં, તે લૌકિકપર્વગતમિથ્યાત્વ કહેવાય છે. કેટલીએક શ્રાવિકાઓ વ્હેમથી છાની રીતે તે માંહેલાં કેટલાંએક પર્વ કરે છે. જો પતિ ખરેખરો જૈનધર્મનો આસ્તિક હોય, તો તેના ભયથી ગુપ્ત રીતે એ પર્વનું આરાધન કરે છે. તેવી શ્રાવિકાઓ પોતાના ધર્મથી ભ્રષ્ટ થઈ નરકની અધિકારિણી થાય છે.

બ્હેનો, આ મિથ્યાત્વ તમારાથી ઘણુંજ દૂર રાખજો કોઈ જાતનો વ્હેમ મનમાં લાવશો નહીં. જો તમે વ્હેમી થઇ એ મિથ્યાત્વને આચરશો તો તમે તમારૂં સમકિત રત્ન ગુમાવી દેશો. માટે તેમાં ખરી દૃઢતા રાખજો. તે ઉપર **તારા** નામની એક શ્રાવિકાની વાર્તા જાણવા જેવી છે.

સૂર્યપુરમાં **તારા** કરીને એક શ્રાવિકા હતી. તેના પતિનું નામ પ્રેમચંદ હતું. પ્રેમચંદ ઘણોજ આસ્તિક શ્રાવક હતો. તે હમેશાં સવાર સાંઝ જૈનધર્મની આવશ્યક

ક્રિયા કરતો હતો. જો સૂર્યપુરમાં કોઇ જૈનમુનિ આવી ચડે તો પ્રેમચંદ તેમની શુદ્ધ હૃદયથી ભક્તિ કરતો હતો.

તારા પણ એક સદ્બોધવાળી શ્રાવિકા હતી. પોતાના પતિની પાસેથી તેણીએ જૈનધર્મનું સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું. તે પોતાના પતિની સેવા કરતી અને જૈનધર્મની ઉપાસના કરતી કરતી પોતાના દિવસો નિર્ગમન કરતી હતી. તેની પતિ ભકિતથી સૂર્યપુરના બધા સંઘમાં તેની સારી પ્રશંસા થતી હતી. તારા એક ઉત્તમ શ્રાવિકા છે, એવું સર્વના મનમાં તેને માટે માન હતું.

એક વખતે પ્રેમચંદને અકસ્માત્ તાવનો વ્યાધિ થઈ આવ્યો. તાવમાંથી સંનિપાત થયો. એટલે તે વ્યાધિએ ભયંકર રૂપ પકડયું તે વખતે પતિ ભક્તિ કરનારી તારા મોટી ચિંતામાં આવી પડી તેણે વૈદ્યોને બોલાવી પોતાના પતિની તબીયત બતાવી વૈદ્યોએ તે વ્યાધિને અસાધ્યા કહ્યો એટલે તારા બહુજ ફીકર કરવા લાગી. અને બેભાન થઇ પડેલા પતિની આગળ તેણીએ રૂદનં કરવા માંડયું. રૂદનનો શબ્દ સાંભળી તેની પડોશમાંથી કેટલાએક બૈરાંઓ ત્યાં આવી એકઠાં થયાં તેવામાં દેવકી નામની કોઇ મિથ્યાત્વિની સ્ત્રી આવી, તેણીએ પ્રેમચંદને જોઇ તારાને કહ્યું કે, બ્હેન, આ તારા પતિને ભયંકર વ્યાધિ છે, આ વ્યાધિ તેને કોઇ નજર દોષથી થયો હોય, તેમ લાગે છે, માટે તે વિષે કોઈ સારા વિદ્વાન્ જોષીને પુછીને તું બાધા રાખ તો આ રોગ મટી જશે. તારા શુદ્ધ શ્રાવિકા હતી, તે જોષી કે બાધા

તે વિષે કાંઇ સમજતી ન હતી. પણ જ્યારે તેણી બહુજ મુંઝાણી ત્યારે તે તે કામ કરવાને તૈયાર થઇ. અને તેણીએ દેવકીને પુછયું, દેવકી બ્હેન, તેવા જોષી કોણ હોય ? અને તેઓ કયાં રહેતા હશે ? દેવકી બોલી, આપણા પડોશમાં **કૃપારામ** કરીને એક બ્રાહ્મણ જોષી છે, તે આવી બાબતમાં સારૂં જાણે છે. તેની આગળ શ્રીફળ અને એક રૂપીઓ લઇને જા અને તેમની આગળ મુક એટલે તેઓ ગ્રહ દશા જોઇને તને બધો ખુલાસો કહી આપશે.

તારા રૂદન કરતી બોલી—બ્હેન દેવકી, અમે શ્રાવક છીએ, તેથી મિથ્યાત્વી બ્રાહ્મણની આગળ અમારાથી કેમ જવાય ? હું તો નવકાર મંત્રનું સ્મરણ કરૂં છું, જો મારા પતિની આયુષ્ય હશે તો તેમને સારૂં થઇ જશે. દેવકી ઊંચે સ્વરે બોલી—અરે તારા, આ તું શું બોલે છે ? આવે વખતે વળી શ્રાવકપણું શાનું હોય. ? અત્યારે તો કદિ કુવામાં ઊતરવું પડે તોપણ શું ? જ્યારે પતિ આવી સ્થિતિમાં હોય ત્યારે કાંઈ પણ વાત ગણવી ન જોઇએ.

**તારા**—બ્હેન, એ ખરી વાત છે, પણ અમારાથી એ મિથ્યાત્વ ભરેલું કામ કેમ થાય ? એમ કરવાથી અમારા સમકિતને કલંક લાગે.

**દેવકી**—અરે મારી બાઇ, અત્યારે સમકિત સમકિત શું કરે છે ? તારે તારા ધણીનો ખપ છે કે નહિ ? ધણી સારૂં તો બાયડીએ અમે તેવું કામ કરવું જોઇએ.

**તારા**—ભાઇ કૃપારામ, હું શ્રાવિકા છું, મારાથી બીજા દેવની બાધા કે માનતા થઇ શકે તેમ નથી. મારા પતિના શરીરે આરામ થવો એ કર્માધીન છે. જૈન શાસનના અધિષ્ઠાતા દેવતા મારા સૌભાગ્યની રક્ષા કરશે.

**કૃપારામ**—તારા બ્હેન, તમે કેવાં કઠોર છો. તમારા પતિ આવી નઠારી સ્થિતિમાં પડયા છે, તે છતાં તમારા મનમાં તેને માટે લાગણી નથી, એ કેવી વાત કહેવાય? આ વખતે શ્રાવકપણું દૂર કરવું જોઇએ. જ્યાં જીંદગીનો સવાલ આવે, ત્યાં પછી કોઈ વાતનો વિચાર કરવાનો નથી. પોતાના પતિના સારાને માટે પ્રાણાર્પણ કરનારી પતિવ્રતા સ્ત્રીઓનું જીવન ધન્ય ગણાય છે. બ્હેન તારા, આવે વખતે તમારે શ્રાવકપણાનું અભિમાન રાખવાનું નથી. તમારા સમકિતનું સ્મરણ કરવું છોડી દો. અત્યારે તો તમારે અમને ઇષ્ટદેવ, ઇષ્ટગુરૂ અને પરમેશ્વર ગણવા. જો આ વખતે તેવો વિચાર નહીં કરો તો તમારા ભાગ્યમાં વિધવાપણું આવીને ઉભું જ છે, એમ સમજજો.

કૃપારામનાં આવાં વચન સાંભળી તારા કંપી ઉઠી.

તેની નિર્મળ મનોવૃત્તિમાં એવો વિચાર થયો કે, અરે આ શું મારૂં કર્તવ્ય કહેવાય! હું કોણ છું? મારો ધર્મ કયો છે? મારૂં કર્તવ્ય શું છે? એ મારે વિચારવું જોઇએ. જૈન શાસનના દેવતા મારા પતિની રક્ષા કરશે. તેમ છતાં કદિ મારા કર્મ નઠારાં હોય અને મારા પતિનું આયુષ્ય અલ્પ હોય અને મારા દુર્ભાગ્યમાં વૈધવ્ય દુઃખ

લખ્યું હોય તો તે કોઈનાથી ટળી શકે તેમ નથી. કર્મની આગળ કોઈપણ દેવતાની કે મહાત્માની સત્તા ચાલવાની નથી.

અરે ! આવું સમજ્યા છતાં હું આ મિથ્યાત્વિ બ્રાહ્મણની આગળ આવી ચડી. આ મિથ્યાત્વી દેવકીએ મારા સમક્તિને દૂષિત કરાવ્યું. હવે જે બન્યું તે ખરૂં. આટલેથીજ હું વિરામ પામીને પાછી જાઊં; તોપણ સારૂં કહેવાય.

આવું વિચારી તારા તરતજ બેઠી થઇ. અને તેણે કૃપારામને કહ્યું, મહારાજ, આપના કહેવા પ્રમાણે મારાથી કાંઈપણ બની શકશે નહીં. હું શ્રાવિકા છું. સ્વાર્થમાં અંધ થઈને તમારી પાસે આવી છું. મેં આ કામ મારા ધર્મ વિરૂદ્ધ કર્યું છે. એમાં તમારો કે આ દેવકીનો અપરાધ નથી, મારો પોતાનોજ અપરાધ છે. આ મોટા અપરાધની આલોચના ગુરૂ મુખે કર્યા પછી હું શુદ્ધ થઈ શકીશ. મહારાજ, હવે મને જવા દો. કોઈ રીતનો આગ્રહ કરશો નહીં. બ્હેન દેવકી, તમારે પણ મને કોઈ જાતનો આગ્રહ કરવો નહિ. જૈનશાસનના દેવતા મારા પતિની રક્ષા કરશે. હું કદિ પણ મારા સમકિતને મલીન કરીશ નહીં. આ પ્રમાણે કહી તારા ત્યાંથી ઉઠી પોતાને ઘેર ચાલી આવી.

આ તરફ તારાના ગયા પછી તેનો પતિ પ્રેમચંદ સંનિપાતની પીડાથી અતિશય પીડાતો હતો. પણે કૃપારામને ઘેર બેઠેલી તારાએ જ્યારે સમક્તિ ઉપર પોતાની દ્રઢતા

સ્થાપન કરી એટલે શાસન દેવતા તેની દ્રઢતાથી ખુશી થઈ ગયા. તારાની પ્રથમથીજ ધર્મ અને પતિ તરફ ભારે ભકિત હતી, તે વાત લક્ષમાં રાખી આ વખતની તેની દૃઢતા જોઈ શાસન દેવતા પ્રસન્ન થઈ ગયા અને તરતજ તેણે પ્રેમચંદની મહા પીડાને દૂર કરી દીધી. પ્રેમચંદ મૃત્યુની શય્યામાંથી બેઠો થયો અને તેણે પોતાની પ્રિયાને બોલાવી—જ્યારે ઘરમાંથી કાંઈ ઊત્તર મળ્યો નહીં એટલે તે વિચારમાં પડયો. તેવામાં તારા કૃપારામને ઘેરથી પોતાને ઘેર આવી. ઘરમાં પ્રવેશ કરતાંજ પોતાના પતિ પ્રેમચંદને હરતાં ફરતાં જોયો. તારાના શરીરમાં રોમેરોમ હર્ષ વ્યાપી ગયો. "વીરશાસનનો વિજય થાઓ" એમ બોલતી એ શ્રાવકબાળા પોતાના પતિને ભેટીને બોલી-પ્રાણનાથ, આ શું થયું ? મારા સૌભાગ્યનો સૂર્ય અસ્તાચળ ઉપર આવેલો, તેને કોણે પાછો વાળ્યો ? મારા કયા સુકૃતની શ્રેણી સફળ થઈ? સ્વામિનાથ, વીરધર્મના મહા પ્રભાવે આપની રક્ષા થઈ. આ તમારી દાસી પોતાના સમકિતને કલંકિત કરવા ઉભી થઈ હતી. પણ તેના પૂર્વના પુણ્યે અટકાવી છે, તથાપિ થોડું ઘણું મિથ્યાત્વ આદરવાને હું તત્પર થઈ ગઈ હતિ. તમારી સ્થિતિ ભયંકર હતી, તમારા મોહને લઇને અને મિથ્યાત્વીના સંગને લઇને મેં મારો શ્રાવિકાધર્મ ગુમાવવાની શરૂઆત કરી હતી, પણ સારાં ભાગ્યે, મારો બચાવ થયો છે, તમારા પુણ્યથી મારૂં સમકિત ઘણે ભાગે શુદ્ધ રહ્યું છે એમ કહી, તારાએ દેવકીની અને કૃપારામ પાસે જવાની બધી હકીકત કહી સંભળાવી. તે સાંભળી પ્રેમચંદ નીચે પ્રમાણે બોલ્યો—

પ્રેમચંદ—પ્રિયા, મારા મોહને લઈને તેં જે મિથ્યાત્વનો માર્ગ લીધો હતો, તે ઘણોજ ખરાબ હતો. તારાં સુકૃતે તારી આ વખતે રક્ષા કરી છે, એમ તું માનજે. નહીં તો એ મલિન માર્ગમાં તારૂં સમકિતરૂપી રત્ન ગુમ થઇ જાત અને તું પરમ પવિત્ર જૈન ધર્મથી ભ્રષ્ટ થઈ આ લોક અને પરલોક બંનેમાંથી પતિત થઇ જાત. હે સ્ત્રી, એ મલિન માર્ગથી તારામાં લૌકિક દેવગત અને લૌકિક ગુરૂ ગત—એમ બે મિથ્યાત્વ દાખલ થઇ જાત. અને તેથી કરીને તારા જેવી સતી શ્રાવિકાને મોટામાં મોટું કલંક લાગત. હે સ્ત્રી, હવેથી તું ચેતીને ચાલજે. જે દ્રઢતા તેં આ પ્રસંગે રાખી છે, તેવી દ્રઢતા કાયમ રાખજે. તારી દ્રઢતાને માટે તને પૂર્ણ ધન્યવાદ ઘટે છે. તારે ઠેકાણે જો બીજી અલ્પ બુદ્ધિવાળી શ્રાવિકા હોતતો તે કયારની ધર્મભ્રષ્ટ થઈ ગઇ હોત. તારો મારા તરફનો પ્રેમ અને મોહ એ બંનેને લીધે અને દેવકી જેવી મિથ્યાત્વી સ્ત્રીના પ્રસંગથી અત્યારે થોડો ઘણો મિથ્યાત્વને માર્ગ મળ્યો છે, તેને માટે તું ગુરૂ આગળ જઇને આલોયણા લેજે. એટલે પાછું શુધ્ધ સમકિત પ્રગટ થઇ રહેશે.

તારા—પ્રાણનાથ, આપની આજ્ઞા મારે માન્ય છે. મારી જે થોડી ઘણી ટેક રહી તે તમારા સતત ઉપદેશના પ્રભાવથીજ છે. હવે તમારી વાર્ત્તા કહી મારા હૃદયના કૌતુકને દૂર કરો. હું દેવકીની સાથે ગયા પછી તમારી સ્થિતિમાં આવો મોટો ફેરફાર શી રીતે થઈ ગયો?

પ્રેમચંદ—પ્રિયા, એ વાતની મને કાંઈ ખબર પડી

નથી. જેમ નિદ્રામાંથી માણસ જાગ્રત થાય, તેમ હું આ શય્યામાંથી જાગ્રત થઈ બેઠો થયો છું. બીજી કાંઈ પણ મને ખબર નથી. તારા કહેવાથી મને લાગે છે કે, આ બનાવ ધર્મના પસાયથી થયો છે. તારી ધર્મ ઉપરની શુદ્ધ દૃઢતાથી આપણા શાસનના દેવતાઓએ મારી ઉપર પૂર્ણ કૃપા કરી છે. બાકી તો ખરી વાત જ્ઞાની મહારાજ જાણે.

આનંદા કહે છે—હે પુત્રીઓ, તે પછી તારાએ જઇને કોઈ જ્ઞાનીની પાસે આલોયણા લીધી અને જૈન શાસનના અધિષ્ઠાયક દેવતાઓએ તેમાં સહાય કરી છે, એ વાત પણ તે જ્ઞાનીના મુખથી જાણી. પ્રિય સુતાઓ, આ દૃષ્ટાંત સાંભળી તમારે લૌકિક દેવગત, લૌકિક ગુરૂગત અને લૌકિક પર્વગત મિથ્યાત્વથી હમેશાં દૂર રહેવું. જેવી દૃઢતા તારાએ રાખી હતી. તેવી દૃઢતા રાખી હમેશાં શ્રાવિકા ધર્મમાં તત્પર રહેવું.

બ્હેનો, ચોથું લોકોત્તર દેવગત મિથ્યાત્વ કહેવાય છે. એ મિથ્યાત્વ ઘણીજ બારીકીથી જાણવાનું છે, કારણ કે, એ મિથ્યાત્વનો સંબંધ આપણા મતના દેવ, ગુરૂ અને પર્વને લગતો છે. આપણા દેવ જે શ્રી અરિહંત ભગવાન્ કે જેઓ વિશ્વના ઉપકારક, મોક્ષ માર્ગને આપનારા, પરમ પૂજ્ય, અઢાર દોષથી રહિત અને નિરંજન શુદ્ધ છે, તેમની પ્રતિમા પાસે આવી જે મનુષ્ય આ લોકનાં અનેક પ્રકારનાં પુદ્ગલિક સુખ મેળવવાની ઇચ્છા કરે, તે લોકોત્તર દેવગત મિથ્યાત્વ કહેવાય છે.

બ્હેનો, ઘણી શ્રાવિકાઓ પોતાના અજ્ઞાનને લઇને આ પ્રકારના મિથ્યાત્વમાં સપડાઈ જાય છે. કેટલીએક ભ્હેમીલી શ્રાવકોની વનિતાઓ અરિહંતની સુંદર પ્રતિમા આગળ આવીને એવી પ્રાર્થના કરે છે કે, હે ભગવાન્, જો મારી મનકામના પૂર્ણ થશે તો હું તમારી મોટી પૂજા ભણાવીશ, તમારી સુંદર આંગી રચાવીશ, તમને છત્ર ચડાવીશ અને તમારી આગળ દીપમાળની રોશની કરાવીશ. તેમજ કોઇ ભોળી ભામિનીઓ ગુરૂના મુખથી ઇંદ્રો, પ્રાચીન ચક્રવર્ત્તીઓ અને બીજા જૈન ભક્ત મહાત્માઓનાં ચરિત્રોમાં દર્શાવેલ ભોગવિલાસનાં સુખો સાંભળીને પોતાને પણ તેવાં સુખ મળે એવી ઇચ્છા કરી ભગવાનની સામે તેની માંગણીઓ કરે છે. વળી કોઇ પૈસાને માટે, પુત્રને માટે અને શત્રુઓના પરાભવને માટે અનેક પ્રકારની પ્રભુની માનતાઓ માને છે. આ બધું લોકોત્તર દેવગત મિથ્યાત્વ કહેવાય છે. આવા મિથ્યાત્વથી દરેક શ્રાવિકાએ દૂર રહેવું જોઇએ.

બ્હેનો, આપણાં ધર્મમાં નિયાણુ ( નિદાન ) કરવાથી દોષ લાગે છે અને તેથી કરેલ વ્રત, તપસ્યા વિગેરે નિષ્ફળ થઇ જાય છે. તે માટે તમારે કોઈ જાતની કામના પાર પાડવાનું ધારીને અરિહંત ભગવાનની ભક્તિ ન કરવી. કારણ કે, સુખ, દુઃખ એ કર્માધીન છે અને તે કર્મો ખપાવવાને માટેજ ભગવાનની ભક્તિ કરવાની જરૂર છે. આ ચોથા લોકોત્તરદેવ ગત મિથ્યાત્વની ઉપર રેવતી શ્રાવિકાની વાત જાણવા જેવી છે.

દેવનગરમાં **ધર્મધર** નામે એક શ્રાવક રહેતો હતો,

તેને **રેવતી** નામે એક સ્ત્રી હતી. આ બંને દંપતી જૈન ધર્મ ઉપર પૂર્ણ શ્રદ્ધાવાળાં હતાં. હમેશાં નિયમ પ્રમાણે ધર્મની આવશ્યક ક્રિયાઓ કરતાં હતાં. ધર્મધર જૈનશાસ્ત્રનો સારો અભ્યાસી હતો. તેને જૈન ધર્મનાં તત્વજ્ઞાનનાં પુસ્તકો ઘણાં ઉપસ્થિત હતાં. ધર્મ સંબંધી કાંઈ વિવેચન કરવું હોય તો તે ધર્મધર શ્રાવક સારી રીતે કરી શકતો હતો. એ વિદ્વાન્ શ્રાવકની જ્ઞાન ઉપર ઘણીજ પ્રીતિ હતી. રાત્રિ દિવસ તેની મનોવૃત્તિમાં જ્ઞાનનુંજ મનન થયા કરતું હતું. કેટલાએક નવા દીક્ષિત થયેલા સાધુઓ પણ ધર્મધરની પાસે ધર્મ શાસ્ત્રના ગ્રંથો ધારતા હતા. અને કેટલાએક પ્રશ્નો પુછી તેનું નિરાકરણ કરતા હતા.

આટલું છતાં ધર્મધર અભિમાની ન હતો. તેનામાં વિનય ગુણ ઘણોજ સારો હતો. દરેક બાળક અને વૃદ્ધની સાથે તે નમ્રતાથી વર્ત્તતો હતો. તેનામાં પ્રમાદ તો બીલકુલ હતોજ નહીં. તે શિવાય સરળતા, શાંત સ્વભાવ અને પરોપકાર વૃત્તિ વિગેરે બીજા ગુણો તેનામાં ઘણાં હતાં.

તેની સ્ત્રી **રેવતી**એ બાળ વયથી સ્ત્રી કેળવણી સારી રીતે લીધેલી હતી. વિદુષી સાધ્વીઓના પ્રસંગમાં રહીને તેણીએ ધાર્મિક જ્ઞાન સારૂં મેળવ્યું હતું. તે શિવાય આર્હત ધર્મના ચરિતાનુયોગ વિષે ઘણાં ગ્રંથો તેણીએ વાંચ્યા હતા. દરરોજ તેણીનો થોડો અભ્યાસ તેના પતિ ધર્મધર પાસે થયા કરતો હતો.

આ બંને દંપતી સ્વાધ્યાય ધ્યાનમાં રહી પોતાનો સ

સાર સુખે પ્રસાર કરતાં હતાં. હમેશાં અમુક વખત સુધી તે જોડું સાથે બેસીને ધર્મ ચર્ચા કરતું અને સ્વાધ્યાયને આચરતું હતું. આથી તે બંનેની મનોવૃત્તિમાં સદ્ વિચાર ઉત્પન્ન થયા કરતા, અને તે વિચાર પ્રમાણે યથાશક્તિ વર્તન પણ આચરતાં હતાં.

આનંદા કહે છે, બ્હેનો, તે ધર્મધર અને રેવતી બંનેની જોડી ખરેખર શ્રાવકના સુખી સંસારના નમુનારૂપ હતી. તેઓ હમેશાં આનંદમાં ને આનંદમાં રહેતાં હતાં, તેમનામાં પરસ્પર શુદ્ધ પ્રેમ વાસ કરીને રહ્યો હતો. પ્રેમની પવિત્રતાનું સ્વરૂપ તેમનામાં સારી રીતે દેખાતું હતું. કલેશ, કંકાશ, કજીઓ અને અરૂચિ એવાં મહા દોષો તો તેમની વચ્ચે કદિ પણ આવતાંજ નહીં. રેવતીનું હૃદય જેવું ધર્મધર તરફ હતું, તેવું ધર્મધરનું હૃદય રેવતી તરફ હતું. જે ઇચ્છા ધર્મધરના હૃદયમાં થઈ હોય, તે ઇચ્છાને રેવતી તન મનથી અનુસરતી હતી. તે બંને દંપતીમાં કોઈવાર મતભેદ થતોજ નહીં. તેઓ પરસ્પર અભેદરૂપે રહેતાં હતાં.

બ્હેનો, આ ધર્મધર અને રેવતીની વચ્ચે જેવો સ્નેહ હતો તેવોજ પ્રેમ જે શ્રાવક અને શ્રાવિકાની વચ્ચે હોય, તેનોજ સંસાર સુખમય થાય છે. જ્યાં સ્ત્રીની ઇચ્છા અને પુરૂષની ઇચ્છા જુદી જુદી હોય, ત્યાં ભેદભાવ ઉત્પન્ન થવાથી તેઓનો સંસાર સુખમય થતો નથી. તેવાં શ્રાવક અને શ્રાવિકાઓ આલોક અને પરલોકનાં કાર્યો સાધી શકતાં નથી. તેથી દરેક શ્રાવક દંપતીએ પોતાનામાં પરસ્પર શુદ્ધ પ્રે-

નાના બચ્ચાને જાણે સાંત્વન કરતાં હોય, તેમ તેની આજુ-બાજુ બેસી ચક ચક શબ્દો કરવા લાગ્યાં. પછી ત્યાંથી તેઓ ઉઠીને બીજે સ્થળે ચાલ્યાં ગયાં. રેવતીએ તેમને જોયાં નહીં એટલે તે ત્યાંથી ચાલી નીસરી.

આવિકારત્ન રેવતીના હૃદયમાં આ દેખાવે અપૂર્વ મોહ ઉત્પન્ન કર્યો, તરતજ તેણીના હૃદયમાં આવ્યું કે, અહા ! આ ચકલા જેવી પક્ષીની જાતને પણ પોતાના બચ્ચા ઉપર કેટલો પ્યાર છે. બચ્ચાનું લાલનપાલન કરવામાં પક્ષી જાતનાં માબાપને કેવો આનંદ આવે છે ? આવું લાલનપાલનનું સુખ મને તો પ્રાપ્તજ થયું નહીં. અમો બંને સ્ત્રી પુરૂષ છોકરા વિનાના સ્મશાન જેવા ઘરમાં રહીએ છીએ. આ સંસારનું સ્વરૂપ, આ સંસારની શોભા અને આ સંસારનું તેજ એ સઘળું છોકરાંથીજ છે. છોકરા વિના સંસાર સુનો છે. મારે બધી જાતનું સુખ છે, પણ એક સંતાન વિના તે સુખ નકામું છે. ”

આવો વિચાર કરતી રેવતી ઘેર આવી અને તેજ ચિંતામાં મગ્ન થઈને ઘરની ઓશરી ઉપર બેઠી. ધર્મધરે પોતાની સ્ત્રીને ચિંતા કરતી જોઇ પુછયું, પ્રિયા, આજે તું શેની ચિંતા કરે છે ? આજ સુધીમાં કોઈ વાર તને આવી ચિંતામાં મેં જોઇજ નથી. આજે અચાનક આવી ચિંતા કરવાનું શું કારણ બન્યું છે ? તે જલદી કહે.

રેવતીએ ચિંતાતુર ચેહેરે જણાવ્યું સ્વામીનાથ, આજે એક અદ્દભુત દેખાવ જોઈ મને સંતાનનો મોહ થઈ ગયો છે.

એમ કહી તેણીએ પેલી ચકલી અને ચકલાની બધી હ-
કીકત જણાવી પછી કહ્યું કે, સ્વામી, આપણો સંસાર શુ-
ન્ય છે ત્યાં સુધી આપણા ઘરમાં છોકરાં રમતાં નથી.
આપણા આંગણામાં પારણા બંધાયા નથી, ત્યાં સુધી આ-
પણે પૂર્ણ ભાગ્યશાળી નથી. આપણાથી તો સંતાનવાળાં
પશુ પક્ષી પણ ભાગ્યશાળી છે. અજ્ઞાન અવસ્થા ભોગવનારી ચકલી પણ પોતાના બચ્ચાનું લાલન—પાલન કરી
જે આનંદ લે છે, તે આનંદ મારા જેવી વિશેષ જ્ઞાનવાળી
અભાગી અબળાને મળતો નથી. પ્રિયપતિ, ગમે તે ઉપાય
કરી આપણે સંતાનવાળાં થઈએ તેવું કરો. હવે મારા હૃ-
દયમાં સંતાનની વાસના પ્રબળ થઈ છે. શેરીએ શેરીએ
બીજા શ્રાવકના શિશુઓને ફરતા જોઈ મારી મનોવૃત્તિ એ
ઇચ્છા પૂર્ણ કરવાને આતુર થયા કરે છે. માટે પ્રાણપતિ,
મારી એ વાસના પૂર્ણ થાય તેમ કરો.

ધર્મધર રેવતીનાં આવાં વચન સાંભળી વિચારમાં પ-
ડયો. "સ્ત્રીઓ અલ્પ બુદ્ધિવાળી કહેવાય છે, એ વાત ખ-
રેખરી છે આ સ્ત્રી ખરેખરી શ્રાવિકા છે. આજ સુધીમાં તેના મ-
નમાં કોઈ જાતની મોહમય વાસના પ્રગટ થઈ ન હતી. તેણીએ
આજ સુધી એક નિષ્ઠાથી આર્હતધર્મની ઉપાસના કરી છે, આજે
આ અચાનક તેના હૃદયમાં મોટો ફેરફાર થઈ ગયો. આ
તેની વાસના અતિ પ્રબલ છે. તે કોઈ રીતે મારાથી વારી
શકાય તેવી નથી. અત્યારે તો તેને ધૈર્યથી સાંત્વન કરવાની
જરૂર છે. જો હું તેણીના વિચારની વિરુદ્ધ કાંઈપણ કહીશ
તો તેના હૃદયમાં એ વાત ઉતરશે નહિ."

આ પ્રમાણે વિચારી ધર્મધર બોલ્યો—પ્રિયા, તમારી જે ઇચ્છા થઈ છે, તે ધર્મના પસાયથી પૂર્ણ થઇ જશે. ધર્મ ઊપર જે તમારી શ્રદ્ધા છે, તે કાયમ રાખજો. જૈનધર્મ કલ્પવૃક્ષ ગણાય છે, કલ્પવૃક્ષની પાસેથી ઇચ્છા કરીએ તે પૂરી થાય છે, તેમ જૈનધર્મની સેવા કરવાથી બધી ઇચ્છાઓ પૂરી થાય છે. તમે તે વિષેની ચિંતા રાખશો નહીં. જે તમારૂં કર્ત્તવ્ય છે, તે કર્યા કરજો. પુત્ર, દ્રવ્ય વૈભવ અને બીજા લાભ મળવા એ આપણા તાબામાં નથી, તે બધા કર્મને આધીન છે. માટે જે વાત કર્માધીન છે, તેની ચિંતા કરવી નહિ, એવી નકામી ચિંતાઓ કરવાથી આપણે આપણા કર્ત્તવ્યથી ચુકીએ છીએ. પ્રિયા, તમે આર્હતધર્મ વિષે સારૂં જ્ઞાન ધરાવો છો, તમે એ ધર્મના તત્વનું સ્વરૂપ સમજો છો. તમારા જેવી વિદુષી શ્રાવિકા જ્યારે આવી વ્યવહારની ઇચ્છાઓ કર્યા કરે તો પછી બીજી અજ્ઞાન સ્રીઓની શી વાત કરવી? તમારા જેવી સુજ્ઞ શ્રાવિકાને વધારે કહેવાની કાંઈ જરૂર નથી.

ધર્મધરનાં આવાં વચન સાંભળી રેવતીના મનમાં જરા ધીરજ આવી પણ તેણીના મનમાંથી સંતાનની વાસના નિર્મૂળ થઇ નહીં. તેણે ધર્મ સાધન કરવામાં પણ એ હેતુ અંતરમાં રાખ્યો અને ત્યારથી તેણીના હૃદયમાં લૌકીક દેવગત મિથ્યાત્વનું બીજ આરોપાણું.

આનંદ કહે છે—બ્હેનો, પછી રેવતી આર્હત ધર્મની આરાધના નિત્ય પ્રમાણે કરતી પણ દરેક વખતે તે વાસના

મનમાં રાખીને કરતી હતી. એક વખતે ચાર્તુમાસનો પ્રવેશ થયો. અસાડ માસની પેહેલી ચૌદશ આવી. એ મહા પર્વના આરંભમાં રેવતી ઉમંગ ધરી દેરાશરે પ્રભુનાં દર્શન કરવા ગઈ. પવિત્ર હૃદયથી સારી ભાવના ભાવતી એ શ્રાવિકા પ્રભુની પ્રતિમાની સન્મુખ બે હાથ જોડી ઉભી રહી. ક્ષણવાર પ્રભુનું સ્તવન કર્યા પછી તેણીએ પોતાના મનમાં ધારણા કરી આ પ્રમાણે કહ્યું—હે વીતરાગ પ્રભુ, તમે જગતનું કલ્યાણ કરનારા પરોપકારી છો. તમારાં ભક્તોનાં મનોરથો પૂરનારાં છો. જો તમે મારી ઉપર કૃપા કરી મને સંતાનનું સુખ આપશો તો આ ચાતુર્માસનાં બધાં પર્વોમાં તમારી પૂજા કરીશ અને આંગી રચાવીશ. આ પ્રમાણે કહી તેણીએ પાછો વિચાર કર્યો કે, કાર્યની સિદ્ધી થયા પછી પ્રભુની ભક્તિ કરવી, તે યોગ્ય ન કહેવાય, માટે પ્રથમથી જ પ્રભુની ભક્તિ કરવી કે જેથી તેઓ પ્રસન્ન થઈ આપણાં મનોરથ પૂરાં કરે. આવું વિચારી તે લોલુપ થયેલી શ્રાવિકા ફરીવાર મનમાં બોલી—ભગવાન, આજથીજ હું આપની ભક્તિ કરવા ઇચ્છા રાખું છું, હું ચાતુર્માસના દરેક પર્વમાં તમારી આંગી રચાવી પૂજા ભક્તિ વિશેષ કરીશ. આવું ચિંતવી રેવતી પોતાને ઘેર ગઈ અને તે દિવસથી દરેક પર્વમાં અરિહંત ભગવાનની આંગી રચાવવા વિગેરે વિશેષ ભક્તિ કરવા લાગી.

બ્હેનો, રેવતી જે પ્રથમ શુદ્ધ નિષ્કામપણાથી પ્રભુની ભક્તિ કરતી હતી, તે નિષ્કામ વૃત્તિ હવે તેણીમાં ન રહી, અને તે સ્વાર્થીભક્ત થઈ ગઇ. જે શ્રદ્ધા પેહેલાં હતી, તે

શ્રદ્ધા હવે તેનામાં જુદી રીતની થઈ ગઈ, આથી તેની ઉપર મિથ્યાત્વની મલિન છાયા પડવા લાગી. પોતાની આ ધારણા તેણીએ ગુપ્ત રાખી હતી. પતિ ધર્મધરને જરા પણ જણાવી ન હતી. ધર્મધર પોતાના મનમાં જાણતો હતો કે, આ સ્ત્રીની વાસના મારા ઉપદેશથી શાંત થઇ ગઈ છે. હવેતે પાછી પૂર્વની જેમ નિષ્કામ ધર્મવાળી થઈ ગઈ છે. ચાતુર્માસના પર્વોના દિવસોમાં રેવતી આંગી રચાવવી પૂજા કરાવવી વિગેરે વિશેષ ભક્તિ કરતી, તે નિષ્કામ ભક્તિ છે, એવું ધર્મધર જાણતો હતો.

જ્યારે ચાતુર્માસ્ય પૂર્ણ થયું એટલે રેવતીએ જિનાલયમાં જઇ પાછી પ્રભુની પાસે પૂર્વની જેમ પ્રાર્થના કરી; પોતાના હૃદયની ધારણા પ્રભુની આગળ દર્શાવી.

તેવામાં વિજયેંદ્ર નામે કોઇ જૈન આચાર્ય તે નગરમાં આવી ચડયા. તેઓ મહા જ્ઞાની હતા અને ઉત્તમ પ્રકારની દેશના આપી લોકો ઉપર ઉપકાર કરતા હતા. એક વખતે તેઓ વ્યાખ્યાન આપવાને પાટ ઉપર બેઠા હતા. તેવામાં ધર્મધર અને રેવતી બંને તેમને વાંદવાને આવ્યાં. ધર્મધર વિધિથી વંદના કરી પુરૂષ વર્ગમાં બેઠો અને રેવતી તેમની આગળ વંદના કરી ઉભી રહી. વંદના કરતાં રેવતીના મનમાં પેલી સંતાનની વાસના જાગ્રત થઈ આવી. તરતજ તેણીએ ઉભાં ઉભાં ચિંતવ્યું કે, આવા શુદ્ધ સંયમધારી જૈન મુનિને ભાવથી વંદના કરી હોય તો મારો સંતાનનો મનોરથ પૂરો થાય. જૈન મુનિઓની વંદના

ર્યશ્રીને સત્ય વાત જણાવવા વિચાર કર્યો. રેવતી ખરેખરી ધાર્મિક હૃદયની હતી. પૂર્વના કોઈ કર્મના યોગે તેણીના આવા વિપરીત વિચાર થયા હતા. પણ જ્યારે આચાર્યશ્રીએ તેના હૃદયની ભૂતકાળની વાર્તા જણાવી ત્યારે તેણીના મનમાં ભારે પશ્ચાત્તાપ થવા લાગ્યો. પછી તેણે એ હૃદયમાં વિચાર્યું કે, અહા ! મેં કેવી મોટી ભુલ કરી ! આ આચાર્યમહારાજે જે વાત જણાવી છે, તે ખરેખરી સત્ય છે. વીતરાગ ભગવંતની ઉપાસના કોઇ જાતની સંસારી ઇચ્છા રાખ્યા વગર કરવી જોઇએ, એ વાત પણ મારા ધ્યાનમાં છે, તે છતાં મોહને વશ થઇ મેં એ અનુચિત કામ કર્યું છે. હવે જે વાત બની તેને માટે જેટલો પસ્તાવો કરૂં, તેટલો થોડો છે. હવે તો આ આચાર્યમહારાજનો યોગ થયો છે, માટે તેમની પાસે વિનંતિ કરી મારા દોષની આલોયણા લઉં તો મારો મિથ્યાત્વમાંથી ઉધ્ધાર થઇ શકે.

આવું વિચારી રેવતી વિનયથી લજ્જા સાથે અંજલી જોડી આચાર્યની સન્મુખ બોલી—ગુરૂ મહારાજ, આપે કહ્યું, તે બરોબર છે. મેં અલ્પ મતિથી એ મહાન્ દોષ કરેલો છે. મારામાં એ કેવું મિથ્યાત્વ થયું કહેવાય ? તે મને સમજાવી મારા એ પાપની આલોયણા આપવાની કૃપા કરો.

આચાર્ય બોલ્યા—હે શ્રાવિકા, જે શ્રાવક કે શ્રાવિકા થઈ અરિહંત ભગવાનની પાસે કોઈ પણ જાતની સંસારની કામના સિધ્ધ કરવા માટે પ્રાર્થના કરે અને તેવા ભાવથી તેમની બહુ ભક્તિ [illegible] તે લોકોત્તર દેવગતમિથ્યાત્વ કહે

થાય છે. અને તેવીજ કામનાથી જૈનમુનિઓની ભક્તિ કરે. તે લોકોત્તર ગુરૂગતમિથ્યાત્વ કહેવાય છે. એ બંને પ્રકારનાં મિથ્યાત્વ તારામાં ઉત્પન્ન થયાં હતાં, તેથી તને મિથ્યાત્વી ગણવી જોઇએ. પણ જ્યારે હવે તારી શુધ્ધ ભાવના થઈ અને તેં તે વિષેની આલોયણા લેવાનો નિશ્ચય કર્યો તો તું થોડા વખતમાં પાછી શુધ્ધ શ્રાવિકા થઈ જઈશ.

આનંદા કહે છે—હે પુત્રીઓ, પછી તે આચાર્યે રેવતીને આલોયણા આપી શુદ્ધ કરી એટલે તે રેવતી પાછી શુદ્ધ થઇ અને પોતાના શ્રાવિક ધર્મમાં પ્રવર્ત્તવા લાગી. અને છેવટે તે પોતાનું શ્રાવિકા જીવન સુધારી આ લોકમાં એક પરમ પવિત્ર શ્રાવિકા તરીકે પ્રખ્યાત થઇ હતી. માટે હે પુત્રી લલિતા, અને બીજી બાળ શ્રાવિકાઓ, તમે આ રેવતીના દાખલા ઉપરથી ઘણો વિચાર કરજો અને કદિ પણ તેવા મિથ્યાત્વનો રોગ થવા દેશો નહીં. માણસને પૈસો, છોકરાં અને સંસારનાં બીજા સુખની ઇચ્છા થયા કરે છે, અને તે ઇચ્છાના આવેશમાં માણસ બધી વાત ભુલી જાય છે. રેવતી જેવી એક ધાર્મિક અને સુજ્ઞ શ્રાવિકા પણ એવી સંસારની ઇચ્છાઓને તાબે થઈ ગઇ તો પછી બીજી આપણા જેવી સાધારણ શ્રાવિકા તેને તાબે થઇ જાય, તેમાં શું આશ્ચર્ય ?

આનંદા કહે છે—હે પુત્રીઓ, પાંચમું લોકોત્તર ગુરૂગત મિથ્યાત્વ કહેવાય છે. તે મિથ્યાત્વમાં જૈન ગુરૂને લગતી બાબત રહેલી છે. જે જૈન સાધુનો વેષ રાખી જૈન

વાણીની ઉત્થાપના કરે, પોતાના મનની કલ્પના પ્રમાણે
ઉપદેશ આપે, અને જૈન સૂત્રના સાચા અર્થ હોય, તેને
તોડી અવળા અર્થ કરે, આવા અયોગ્ય ગુરૂને ગુરૂ જાણી
તેમની ઘણી ભકિત કરે, તેમનું બહુ માન કરે તેમ જે
ખરેખરા શુદ્ધ ગુરૂ હોય, તેમની સેવા ભકિત કરીને પો-
તાની મનની વાસના પૂર્ણ થવાની ઇચ્છા રાખે. જેમ કે,
" જો આવા શુદ્ધ ગુરૂની સેવા ભકિત કરી હોય તો મારે
પુત્ર થાય, મારા ઘરમાં સુખ સંપત્તિ વધે અને મારા અ-
સુક દુઃખ નાશ પામી જાય " આવી આવી મનની કામના
પૂરી કરવાને ગુરૂની ભકિત કરે, તેમને સારા સારા પદાર્થો વો-
હોરાવે અને તેમને બીજી બધી જાતની સહાય આપે. એ
લોકોત્તર ગુરૂગત મિથ્યાત્વ કહેવાય છે.

આનંદા કહે છે—હે પુત્રીઓ, આ લોકોત્તર ગુરૂગત
મિથ્યાત્વથી ભોળા દિલની ઘણી શ્રાવિકાઓ ભમાઇ જાય
છે. મંત્ર તંત્ર અને કામણ જાણવાનો ઢોંગ કરી પોતાનો
નિર્વાહ કરનારા, જૈન સાધુનો ખોટો વેષ લઇ ફરનારા, અને
પંચ મહાવ્રતથી દૂર રહેનારા ગોરજીઓને વ્હેમેલી શ્રાવિકા-
ઓ બહુ માને છે, કેટલીએક તો તેઓની પાછળ ગાંડી
થઇને ભમે છે. કોઈ ધર્મથી, કોઇ શ્રદ્ધાથી, કોઈ ગુરૂપણા-
થી, કોઈ સ્વાર્થ સાધવાને અને કોઇ મંત્ર તંત્રના ભયથી
એ લોકોની સેવા ભકિત કરે છે. એ ખરેખરૂં લોકોત્તર
ગુરૂગતમિથ્યાત્વ કહેવાય છે. એ મિથ્યાત્વ લાગવાથી શ્રા-
વિકાઓને પોતાના ધર્મની ભારે હાનિ થાય છે. એટલુંજ
નહીં પણ કોઈ વાર પોતાના શીયળરૂપી રત્નને તેઓ ગુમા-

વી દે છે. માટે હે બ્હેનો, એ મિથ્યાત્વથી તમે સર્વદા દૂર રહેજો. કદિ પણ તેવા ગુરૂની સેવા ભક્તિમાં સપડાઈ જશો નહીં.

બ્હેનો, વળી જે નિર્દોષ શુધ્ધ ગુરૂ છે, તેમની સેવા ભક્તિ કરો તે કોઈ જાતની ઈચ્છા રાખ્યા વગર કર્યા કરજો. ઉત્તમ સાધુની ભક્તિ કરવામાં સંસારની હલકી ઈચ્છાઓ પૂરી થાય એવી ધારણા મનમાં રાખશો નહીં. એવી ધારણાથી જો તમે એ મહાત્મા મુનિઓની સેવા ભક્તિ કરશો તો તમારી સેવા ભક્તિ નિષ્ફળ થશે અને તમારામાં લોકોત્તર ગુરૂગતમિથ્યાત્વ આવી પ્રવેશ કરશે. અને એ મિથ્યાત્વનો પ્રવેશ થશે તો પછી તમારૂં સમકિત દૂષિત થઈ જશે, જેથી તમે શ્રાવિકા ધર્મનો પવિત્ર અધિકાર ખોઈ બેસશો. આ વિષે પણ રેવતીનો દાખલો યાદ કરજો. રેવતી શુધ્ધ શ્રાવિકા હતી, તોપણ તેને લોકોત્તરદેવગત અને લોકોત્તરગુરૂગતમિથ્યાત્વ લાગવાથી, તે પોતાની સારી પ્રતિષ્ઠા ગુમાવી બેઠી હતી અને આચાર્યે ભરી પર્ષદામાં તેને મિથ્યાત્વી કહી પોતાનું વ્યાખ્યાન બંધ રાખ્યું હતું, આથી રેવતીને ઘણુંજ શરમાવું પડ્યું હતું. બ્હેનો, જો તમે એ વાત લક્ષમાં રાખશો તો તમારામાં કદિ પણ એ મિથ્યાત્વ આવશે નહીં. જો કદિ તમારા હૃદયમાં સંસારની વાસના જાગ્રત થાય અને તમે મોહને વશ થઈ જાઓ તો તે વખતે રેવતીનું દ્રષ્ટાંત સંભારજો એટલે તમારાં પરિણામ સુધરી જશે.

આનંદા કહે છે—હે પુત્રીઓ, છઠ્ઠું લોકોત્તર પર્વગત મિથ્યાત્વ કહેવાય છે. એ મિથ્યાત્વ અરિહંત ભગવાનના કલ્યાણકના દિવસોને તથા બીજા જૈનપર્વોના દિવસોને લગતું છે. ભગવાનના પાંચ કલ્યાણકના દિવસોમાં, તથા બીજા પર્વના દિવસોમાં દ્રવ્ય, પુત્ર અને બીજા સંસારના સુખને માટે મનમાં ધારણા કરી જે તપ, જપ વિગેરે ધર્મ કરણી કરવી તે લોકોત્તર પર્વગતમિથ્યાત્વ કહેવાય છે.

બ્હેનો, એ છઠા લોકોત્તરપર્વગતમિથ્યાત્વમાં ઘણી શ્રાવિકાઓ સપડાઇ જાય છે. અને પોતાના સમકિતને મલિન કરી નાખે છે. સંસારસુખની જુદી જુદી કામનાઓ મનમાં ધારીને જૈનપર્વમાં ધર્મકરણી કે જપ, તપ કરનારી શ્રાવિકાઓ પોતાના શરીરને કષ્ટ આપે છે. તેનું શુભ ફળ તેમને મળતું નથી અને પોતે શ્રાવિકાપણાથી ભ્રષ્ટ થઈ મિથ્યાતિ બને છે. હે પુત્રીઓ, તેવી અધમ શ્રાવિકાઓનો કદિ પણ પ્રસંગ રાખશો નહિ. સંસારની કામના મનમાં ધારી જૈનપર્વની આરાધના કરનારી **મનોરમા** શ્રાવિકાની વાત જાણવા જેવી છે.

વર્દ્ધમાન નગરમાં **શ્રીચંદ્ર** નામે એક શ્રાવક રહેતો હતો. **તેને મનોરમા** નામે એક સ્ત્રી હતી. તે બંને સ્ત્રી પુરૂષ જૈનધર્મમાં ઘણાં આસ્તિક હતાં. તેમની મનોવૃત્તિમાં નવાં નવા વ્રત, તપ અને જપ વિગેરે કરવાની ભાવના થયા કરતી હતી. અને ઘણે ભાગે તે ભાવના સફળ કરવાને પણ તેઓ તત્પર થતાં હતાં. મનોરમા શાંત, ધીર અને

પતિની ભક્તિ કરવામાં તત્પર રહેનારી હતી. તેની મનો-વૃત્તિમાં હમેશાં સદ્‌વિચારો આવ્યા કરતા અને તે વિચાર પ્રમાણે તેવીનું પ્રવર્ત્તન થતું હતું.

શ્રીચંદ્ર અને મનોરમાને ચાર પુત્રો અને ત્રણ પુત્રીઓ થઇ હતી. તેમના ઘરની સ્થિતિ સાધારણ હતી. શ્રીચંદ્ર સાધારણ ધંધો કરી પોતાનો નિર્વાહ ચલાવતો હતો. તેમાં પણ ઘણીજ કરકસર કરવી પડતી હતી. આવી રીતે પોતાના ઘરનો નિર્વાહ ચલાવીને પણ તે પોતાના કર્ત્તવ્યમાં તત્પર રહેતો હતો. સવારે અને સાંઝે પ્રતિક્રમણ તથા સામાયિક વિગેરે આવશ્યકક્રિયા કરવામાં તે ઘણીજ કાળજી રાખતો હતો. અને તે ઉપરાંતના વખતમાં તે પોતાનો ધંધો પ્રમાણિકપણે કરતો હતો. શ્રીચંદ્રના પ્રમાણિકપણાના ગુણને લઇને લોકોમાં તેને માટે સારો અભિપ્રાય બંધાણો હતો. એથી કરીને એ નિર્ધન ગૃહસ્થ પોતાના કુટુંબનું પોષણ કરી શકે તેટલું દરવર્ષે કમાઇ શકતો હતો.

મનોરમા પણ, પોતાના શ્રાવિક ધર્મને જાળવી પોતાના ઘરનું કામકાજ કરતી અને કરકસરથી પોતાના ઘરનો કારભાર ચલાવતી હતી. પોતે ગરીબ સ્થિતિની શ્રાવિકા છે, એવું જાણી તે પોતાનાથી બને તેવું ભરવા શીવવાનું કામ કરતી અને તેમાંથી પેદા થયેલા પૈસાથી પોતાના પતિને સહાય કરતી હતી.

આ બંને સ્ત્રી પુરૂષ પોતાનો વ્યવહાર ચલાવી ધર્મ

સાધન કરતાં હતાં. એક વખતે પર્યુષણપર્વના દિવસોમાં મનોરમા ઊપાશ્રયે કલ્પસૂત્રનું વ્યાખ્યાન સાંભળવાને ગઇ હતી. તે દિવસે ધનાઢ્ય શ્રાવકોની સ્ત્રીઓ સુંદર પોશાક પેહેરી પેહેરી ઊપાશ્રયમાં આવતી હતી. લોકોની ભીડ ઘણી હતી. આજે વ્યાખ્યાનમાં સ્વપ્નાની વાત આવવાની હોવાથી ધનવાન્ લોકો તે લાભ લેવાને ઊમંગથી આવ્યા હતા. મનોરમા નિર્ધન હતી ખરી, પણ તે દ્રવ્યથી નિર્ધન હતી, ભાવથી નિર્ધન ન હતી. તેણી વ્યાખ્યાન સાંભળવાની ઊત્તમ ભાવનાથી ઊપદેષ્ટાના આસનની નજીક બેઠી હતી. તે વખતે કોઈ ધનાઢ્ય શ્રાવિકા પૈસાનો ગર્વ કરતી મનોરમાની આગળ બેઠી. તેના બેસવાથી તેને ગુરૂમુખના દર્શનમાં વ્યવધાન આવશે એમ મનોરમાને લાગ્યું. તેથી તે વિનયથી બોલી—બાઇ, જરા એક તરફ બેસો તો વધારે સારૂં. તેટલું સાંભળતાંજ તે પૈસાના મદવાળી શ્રાવિકા બોલી—અરે બાઇ, એક તરફ ક્યાં બેસું ? તું અહીંથી દૂર જા. તારા જેવી કંગાળ સ્ત્રીનું અહીં કામ નથી. અહીં તો પૈસાદારનું કામ છે. સ્વપ્નાનું ઘી બોલવું હશે તો તારાથી શું બનશે ? આજે તો તારા જેવી ગરીબ સ્ત્રીઓને ઊપાસરામાં પેસવાજ ન દેવી જોઇએ. મફતની જગ્યો રોકીને બેસવા શામાટે આવી છે ? જરા શરમા તો ખરી ?

આનંદા કર્મ કહે છે—હે પુત્રીઓ, ... ના મદવાળી અને
... ી ભરપૂર એવી ... આવાં મર્મ
સુવર્ણના અ... નોરમા ... ઈ. તેના મ-
ભેદક વચ... ઘણું ... ી આવ્યું.
નમાં પે...

 બ્હેનો, અહિં તમારે પણ ખરેખરો બોધ લેવાનો છે. કદિ આપણી સ્થિતિ સારી હોય તોપણ કુળવાન્ સ્ત્રીએ પોતાના મનમાં તેનો ગર્વ રાખવો નહીં. લક્ષ્મી ચપળ છે. અને તે કાયમ ટકી શકવાની નથી. ઘણાં ધનવાનો ક્ષણમાં નિર્ધન થઈ જાય છે, અને નિર્ધનો ક્ષણમાં ધનવાન્ થઈ જાય છે. દરેક કુટુંબની ચડતી અને પડતી થયા કરે છે. જેનો ઉદય તેનો અસ્ત થવાનોજ છે. માટે, પૈસાનો ગર્વ કદિ પણ રાખવો નહીં. એક વિદ્વાને પૈસાના ગર્વના ત્રણ ભાગ પાડયા છે. ૧ ઉત્તમ પ્રકારનો ગર્વ. ૨ મધ્યમ પ્રકારનો ગર્વ અને ૩ અધમ પ્રકારનો ગર્વ. જે માણસને એવો ગર્વ હોય કે, મારા જેવું કોઈ પૈસાદાર નથી. હું જગત્માં પૈસાદાર કહેવાઉં તો વધારે સારૂં, એમ માનીને જે બીજાનો ઉપકાર કરવામાં, કીર્ત્તિ દાન આપવામાં અને ધર્મમાં કે ગામમાં વાહવાહ કહેવરાવવામાં પૈસો ખર્ચે તે પૈસાનો ગર્વ ઉત્તમ પ્રકારનો કહેવાય છે. વળી જે માણસ એવો ગર્વ રાખે કે, મેં પૈસાનો કેવો ખર્ચ કર્યો અને જે મેં ખર્ચ કર્યો, એ વાત મારે પોતાને બીજાને જણાવવી જોઇએ, જેથી લોકો મારી ઉદારતા વખાણે અને તેથી મારો પૈસો જગત્માં જાહેર થાય તો હું પૈસાદાર કહેવાઉં. આવું ધારીને જે પૈસાનો ખર્ચ કરે અને પછી પોતાને મોઢે તે વાત કહી બતાવે, તે પૈસાનો ગર્વ મધ્યમ પ્રકારનો કહેવાય છે. અને જે માણસ એવો ગર્વ રાખે કે, " હું મોટો પૈસાદાર છું. મારી આગળ બીજું કોઇ પણ માણસ પૈસાદાર નથી. હું કોઇને પૈસાદાર ગણવાનો નથી. અને મારે કોઇની ગરજ નથી. " આવો ગર્વ રાખી બીજાના વચનથી અ-

પમાન કરે, ગરીબને વધારે દુઃખ આપે અને હું પૈસાવાળો છું એમ મોઢે કહ્યા કરે, અને પરોપકાર કે ધર્મના કાર્યમાં પૈસો ખર્ચ કરે નહીં, એ પૈસાનો અધમ પ્રકારનો ગર્વ કહેવાય છે.

બ્હેનો, જો કે, આ ત્રણે પ્રકારનો પૈસાનો ગર્વ કોઇએ રાખવો ન જોઇએ, તોપણ તેમાંનો અધમ પ્રકારનો ગર્વ રાખવાથી પેહેલાં બેના કરતાં વધારે કર્મ બંધાય છે, અધમ પ્રકારના પૈસાના ગર્વવાળો માણસ બીજાને મેંહેણા મારે છે અને તેથી બીજા ગરીબનાં મન વધારે દુઃખાય છે માટે પૈસાના ગર્વથી તમારે હમેશાં દૂર રહેવું.

પૈસાના અધમ પ્રકારના ગર્વને ધારણ કરનારી તે શ્રાવિકાનાં વચન સાંભળી મનોરમાના મનમાં ઘણુંજ દુઃખ લાગવાથી તેણે વિચાર્યું કે, હું નિર્ધન છું તેથી આ બાઇનાં મેહેણાં ખાવાનો વખત મારે આવી પડ્યો. જ્યારે હું દુર્ભાગી નિર્ધન થઇ, ત્યારેજ આવાં વચન મારે સાંભળવા પડે છે. અરે દૈવ, મારા પુણ્યનો ઉદય થાઓ કે જેથી હું સારી સ્થિતિમાં આવું. આવી નઠારી સ્થિતિમાં રહેવાં કરતાં મરણ સો દરજજે સારૂં છે. “ આવું ચિંતવતી મનોરમાં વ્યાખ્યાનશાળામાંથી ઉઠીને ચાલી નીકળી. અને તરતજ પોતાને ઘેર આવી અને ચિંતામાં મગ્ન થઇ અનેક પ્રકારના તર્કવિતર્ક કરવા લાગી. પોતાની નિર્ધનતા કેવી રીતે દૂર થાય એ વિચાર કરતાં તે શ્રાવિકાએ નિશ્ચય કર્યો કે, કોઇ પણ જનપર્વની આરાધના કરી મારે

ધનવાન્ થવું. જૈનપર્વો કલ્પવૃક્ષનાં જેવાં ગણાય છે; તેથી તેની આરાધના કરવાથી મનોવાંછિત કાર્ય સિદ્ધ થયા વિના રહેશે નહીં. પછી તેણે વિચાર્યું કે બધા જૈનપર્વોમાં પર્યુષણ પર્વ મોટું છે. આ પર્વની આરાધના કરવાથી સર્વ પ્રકારના મનોરથ પૂર્ણ થશે માટે આજથી આ પર્વના જે દિવસો બાકી રહેલા છે, તે દિવસોમાં ચતુર્વિધ આહારના પચ્ચખાણ લઇ અને મનમાં મારી ધારેલી કામના પૂર્ણ થવાની ધારણા કરી હું ઉપાશ્રયે જઈને બેશું, જેથી મારા દુઃખનો અંત આવી જાય. આવું વિચારી મનોરમા પાછી ઉપાશ્રયે જવાને તૈયાર થઈ તેવામાં શ્રીચંદ્ર ધર્મસાધન કરી ઘેર આવ્યો. તેણે મનોરમાના મુખ સામું જોયું, અને તેણીના ચેહેરા ઉપર ચિંતાનો દેખાવ જોવામાં આવ્યો અને તે બાહેર જવાને તૈયાર થતી હોય, તેમ દેખાયું.

**શ્રીચંદ્ર**—આજે તો પર્યુષણપર્વનું વ્યાખ્યાન સાંભળી મારાથી પણ વેહેલાં આવ્યાં ?

**મનોરમા**—હા, હું વેહેલી આવી છું.

**શ્રીચંદ્ર**—પાછાં કયાં જવા તૈયાર થાઓ છો ? અને તમારા મુખ ઉપર કાંઇક ચિંતા હોય, તેવું કેમ જણાય છે ?

મનોરમાએ વિચાર કર્યો કે, જો હું મારી ચિંતાનું ખરેખરૂં કારણ કહીશ તો પતિના મનમાં વધારે ચિંતા થશે અને તે ચિંતા દૂર કરવાનું સાધન જે આ પર્વનું આરા-

ધન છે, તે કરવાને અટકાવશે. માટે આ વખતે ચિંતાનું ખરૂં કારણ કહેવાની કાંઇ જરૂર નથી."

આવો વિચાર કરી મનોરમા નીચે પ્રમાણે વિનયથી બોલી—

**મનોરમા**—પ્રાણનાથ, બીજી કાંઈ ચિંતા કરતી નથી. પણ આજથી ચતુર્વિધ આહારનાં પચ્ચખાણ લઈ આ પર્યુષણ પર્વની આરાધના કરવાનો મેં નિશ્ચય કર્યો છે, અને તેને માટે ઉપાશ્રયે ગુરૂ આગળ પચ્ચખાણ લેવા હું જાઉં છું. આપની આજ્ઞા લેવાની રાહ જોતી હતી. હવે મને પર્વનું આરાધન કરવાની આજ્ઞા આપો.

**શ્રીચંદ્ર**—પ્રિયા, તમારાં આવાં સારાં પરિણામ જોઇ હું ખુશી થાઉં છું. બીજાને વ્રત લેવામાં આડા પડવું તથા બીજાનાં વ્રતનો ભંગ કરવો એ ધર્મ વિરૂદ્ધ છે, એમ જાણીને હું તમને કાંઈ પણ કહી શકતો નથી, તથાપિ તમારા શરીરે શાતા રહે તેવું કામ કરજો. અને તેવા કામમાં મારી સંપૂર્ણ અનુમતિ છે.

**મનોરમા**—પ્રાણનાથ, મારી તપસ્યામાં તમે સંમત થયા, એથી મને ઘણોજ આનંદ થયો છે. હવે હું આપની આજ્ઞા લઇને પર્યુષણપર્વની આરાધના કરવા જાઉં છું. મારાથી બનશે તેટલી તમને ગૃહકાર્યમાં સહાય આપીશ. તમે છોકરાંને સંભાળજો.

આ પ્રમાણે કહી મનોરમા ઉપાશ્રયે આવી અને તેણીએ

ગુરૂને વંદના કરી પછી સંવત્સરી સુધીનાં ચતુર્વિધ આહારનો ત્યાગ કરવાનાં પચ્ચખાણ લીધા. તે વખતે એ સ્વાર્થી શ્રાવિકાએ પોતાના મનમાં આ પ્રમાણે ધારણા કરી, આ પર્યુષણપર્વની આરાધના કરવાના ફળરૂપે મારી નિર્ધનતા દૂર થઇ જશે. અને મારા ઘરમાં સર્વ જાતની સમૃદ્ધિ પ્રાપ્ત થશે. આવી કામનાથી એ મોહમૂઢ શ્રાવિકાએ પર્યુષણપર્વની આરાધના કરવા માંડી. આખા નગરમાં પણ એ વાર્તા ફેલાણી કે, શ્રીચંદ્ર શ્રાવકની સ્ત્રી મનોરમાએ પર્યુષણપર્વનો તપ માંડયો છે. પણ તેણીના મનની શી ધારણા છે, એ વાત કોઇના જાણવામાં આવી નહીં. બીજા વ્રત ધારી તપસ્વીઓની સાથે મનોરમાની પણ ગણત્રી થઈ. નગરના આસ્તિક લોકો તેની ભકિત કરવા લાગ્યા અને ઘણાં શ્રાવક શ્રાવિકાઓ તેને સાતા પુછવા આવવા લાગ્યા. સંવત્સરીની પેહેલાં અઠ્ઠાઇ ઉત્સવ પ્રસંગે બધા સંઘ તરફથી પ્રભુનો વરઘોડો ચડાવવામાં આવ્યો. જૈન લોકો ઉમંગથી તેમાં ભાગ લેવાને એકત્ર થયા. પ્રભુના ગજેંદ્રની પાછળ તપસી લોકોના રથનું સરઘસ પણ કાઢવામાં આવ્યું. ચાતુર્માસિક, ત્રિમાસિક, દ્વિમાસિક, માસિક અને પાક્ષિક સુધીના ઉપવાસવાળાઓ તેમાં બેઠા હતા. તેઓની સાથે સ્વાર્થને માટે તપ કરનારી મનોરમાને પણ બેસારવામાં આવી હતી.

આ વરઘોડો જિનચૈત્યની પાસેથી પ્રસાર થઈ નગરમાં જાહેર રસ્તાઓ ઉપર ફરવા નીકળ્યો. ફરતો ફરતો તે વરઘોડો બજારના મધ્ય ભાગે આવ્યો, ત્યાં જે રથમાં મ-

નોરમા બેઠી હતી, તે રથ દૈવયોગે અચાનક ભાંગી ગયો અને તેને જોડેલા અશ્વો તોફાન કરી ત્યાંથી છુટીને નાશી ગયા. આવો બનાવ બનવાથી વરઘોડાના તમામ લોકો ત્યાં એકઠા થયા અને મનોરમાના રક્ષણને માટે પ્રયત્ન કરવા લાગ્યા. મનોરમાના શરીરે શખ્ત વાગવાથી અને ઉપવાસને લઇને તેણીનામાં અશક્તિ હોવાથી તે ક્ષણવાર મૂર્છા પામી ગઇ. પણ સારે નશીબે તેના પ્રાણનો બચાવ થઇ ગયો. તેને પાલખીમાં બેસારી તેને ઘેર પોહોચતી કરવામાં આવી અને ત્યાં દયાળુ શ્રાવકો તેના શરીરનો ઉપચાર કરવા લાગ્યા.

પ્રભુનો વરઘોડો તેના નિયમિત સ્થાને ઉતરી પડયો અને તે પછી લોકો ટોળેટોળે શ્રીચંદ્રને ઘેર એ તપસ્વી શ્રાવિકાની સંભાળ લેવા આવવા લાગ્યા, કેટલાએક તેની લાગણીથી હૃદયમાં અપશોષ કરવા લાગ્યા, કેટલાએક શ્રીચંદ્રની ગરીબીને માટે શોક દર્શાવી તેને સહાય કરવા માટે ગુપ્ત રીતે સૂચના કરવા લાગ્યા અને કેટલાએક તેની સારવાર કરવામાં ઘણું પુણ્ય છે એમ માની તેને ઘેર પડાવ નાખી રહ્યા. થોડી વાર પછી મનોરમા સાવધાન થઇ અને પોતાને માટે આવેલા લોકોનો ઉપકાર માની તેમને પોત પોતાના ધર્મનાં કાર્ય કરવા જવાને કહેવા લાગી.

આ વખતે ગુણધર નામે એક નિમિત્તિઓ લોકોના સમૂહની સાથે શ્રીચંદ્રને ઘેર આવી ચડયો. ગુણધર તે નગરમાં પ્રખ્યાત ગણક હતો. તેને નિમિત્ત વિદ્યાનું સારૂં જ્ઞાન હતું. તે ગુણધરને જોઇ બધા જન સમાજ વચ્ચે

શ્રીચંદ્રે અંજળિ જોડી કહ્યું, જોષી મહારાજ, આ સ્રીને કેવી પીડા છે? અને તેને આવી ઉત્તમ તપસ્યામાં આવું વિપરીત ફળ કેમ થયું હશે? જૈનશાસનના અધિષ્ટાયક તપસ્વીની રક્ષા કરે છે, તે છતાં આ સ્રીને માટે આવો અંતરાય કરનારો બનાવ કેમ બન્યો હશે? ગુણધર નિમિત્તના જ્ઞાનથી વિચારીને બોલ્યો—શ્રીચંદ્રશેઠ, આ તમારી સ્રી મનોરમાએ જે તપસ્યા કરી છે, તે સ્વાર્થ બુદ્ધિએ કરેલી છે. આ તપસ્યા કરતાં તેણીએ દ્રવ્ય મેળવવાની ઇચ્છા રાખી છે, તેથી તે મિથ્યાત્વી બની છે, માટે અણુના વરધોડામાં જૈનશાસનના અધિષ્ઠાયક દેવે તેની રક્ષા કરી નથી. આ વાતની પ્રતીતિ કરવી હોય તો તમે એ શ્રાવિકાને એ વાત સર્વની સમક્ષ પુછી જુવો.

ગુણધર નિમિત્તિઆનાં આવાં વચન સાંભળી સર્વ લોકો આશ્ચર્ય પામી ગયા. પછી શ્રીચંદ્રે સર્વની સમક્ષ મનોરમાને તે વિષે પુછયું. મનોરમા શુદ્ધ હૃદયની હોવાથી તેણીએ તે વાત કબુલ કરી કહ્યું કે, મુનિના વ્યાખ્યાન વખતે કોઈ પૈસાના મદવાળી શ્રાવિકાના મેહેણા ઉપરથી મેં દ્રવ્યની લાલસાથી આ પર્વની તપસ્યા કરી હતી. પછી તેણે પુછયું કે, એમાં મિથ્યાત્વ શાનું લાગે? મેં કાંઈ બીજા ધર્મના પર્વના દિવસોનું આરાધન કર્યું નથી, તેમ કોઈ મિથ્યાત્વીના દેવને પૂજ્યા કે માન્યા નથી. ત છતાં એમાં મિથ્યાત્વ શી રીતે કહેવાય? મનોરમાનાં આવાં વચન સાંભળી નિમિત્તિઆએ કહ્યું—હે સ્રી, મિથ્યાત્વનું પૂરેપૂરૂં સ્વરૂપ તારા જાણવામાં નથી આવ્યું. બીજા ધર્મના

દેવ, ગુરૂ કે પર્વને માનવા એ જેમ મિથ્યાત્વ છે, તેમ આપણા જૈનધર્મના દેવ, ગુરૂ અને પર્વને કોઈ જાતની મનમાં ઇચ્છા રાખીને પૂજવા કે માનવા એ પણ મિથ્યાત્વ કહેવાય છે. હે શ્રાવિકા, તેં લોકોત્તર પર્વગત નામે મિથ્યાત્વ આચર્યું છે, તેથી તું મિથ્યાત્વી થઇ ગઈ છું. અને તેને લઇને તારો રથ ભાંગ્યો, તેમાં કોઈ જૈન શાસનના દેવતાએ સહાય કરી નથી. જો કે, તારા મિથ્યાત્વને લઇને એ રથ ભાંગ્યો ન હતો, તે રથ તો અમસ્તો પણ ભાંગી જાય તેવો હતો, તથાપિ જો તારી તપસ્યા શુદ્ધ હોત તો શાસન દેવતા તેને ટકાવી રાખત અને આવો અંતરાય ઉત્પન્ન ન કરત. માટે આ વખતે તારી ધારણા છોડી દે અને તેની આલોચણા કરી આ વ્રતની સમાપ્તિ કર, એટલે તારી તપસ્યા કેટલેક અંશે સફળ થશે.

ગુણધર નિમિત્તિયાનાં આવાં વચન સાંભળી મનોરમાએ ઘણો પશ્ચાત્તાપ કર્યો અને પોતે કરેલી મોટી ભુલને માટે આલોચણા લેવાનો નિશ્ચય કર્યો. પછી સંઘના સર્વ લોકો પોતાને ઘેર ગયા અને મનોરમા થોડા દિવસમાં સ્વસ્થ થઈ ગઈ. તેના પતિ શ્રીચંદ્રે તેને પ્રતિબોધ આપી સમજાવી અને ફરીવાર તેવી કામનાવાળું તપ ન કરવાને માટે તેણીના મનમાં નિશ્ચય કરાવ્યો.

આનંદ કહે છે—હે શ્રાવક સુતાઓ, મનોરમાની વાત ધ્યાનમાં રાખી છઠું લોકોત્તર પર્વગત મિથ્યાત્વ કદિ પણ આચરશો નહીં. એ મિથ્યાત્વ આચરવાથી તમારા સમકિતને

કલંક લાગશે. જૈનપર્વની આરાધના માત્ર કલ્યાણની ઈચ્છા રાખી કરવાની છે; કોઈ જાતની સાંસારિક ઈચ્છા રાખીને તે કરવાની નથી. સાંસારિક ઈચ્છા રાખી કરેલ વ્રત તથા તપસ્યા ફોગટ શરીરને કષ્ટ રૂપજ થઈ પડે છે. આ ઉપરથી એમ ન સમજવું કે, આ લોકના સાંસારિક કાર્યો તપસ્યા કરવાથી પાર પડતાં નથી; પણ પરલોકનાં કાર્યોજ થાય છે. વ્રત તથા તપસ્યા કરવાથી શાસનના અધિષ્ઠાયક દેવતાઓ આ લોકનાં સાંસારિક કાર્યોમાં પણ સહાયભૂત થાય છે. મોટા મોટા અંતરાયો, ઉપદ્રવો અને શારીરિક પીડાઓ તેનાથી નાશ પામી જાય છે, પણ તે અવાંતર ફળરૂપે થાય છે, તોપણ તેનું મુખ્ય ફળ તો આ સંસારના બંધનમાંથી મુક્ત થવા રૂપ મોક્ષજ છે. એ મોક્ષની વાસના રાખીને એ વ્રત તપસ્યા કરવાં જોઇએ. સંસારની વાસના રાખીને એવાં વ્રત તપ વગેરે ન કરવાં જોઇએ. આ વાત હમેશાં ધ્યાનમાં રાખવાની છે.

આનંદા કહે છે—હે પુત્રી લલિતા, અને ચંચળ, તમે સર્વે આ છ પ્રકારનું મિથ્યાત્વ યાદ રાખી, તેનાથી સર્વદા દૂર રહેજો. તમારા સાસરામાં કદિ તેવા મિથ્યાત્વનો કોઈ પ્રસંગ આવે તો તમે તેનાથી ચેતતાં રહેજો. કદિ તમારા સાસુ સસરા, જેઠ કે બીજા કોઇ વડિલ જન તે છ મિથ્યાત્વ માંહેલા કોઈ મિથ્યાત્વને અવલંબન કરે, તો તમે તમારાથી બને તેટલી રીતે તેમને ચેતવણી મળે તેવી સૂચના કરજો. કદિ તમારાથી તે મોટેરા હોવાથી તમે તેમને વધારે કહી શકો તેમ ન હોય તો પણ જેમ બને તેમ

વિનય સાચવીને તેમને જણાવજો. તેમ છતાં જો તમારૂં કહેવું તેઓ ન માને તો પછી તમે વિનયનું ઉલ્લંઘન કરી તેમને કહેશો નહીં અથવા તેમને અપ્રિય લાગે તેવી રીતે પણ કહેશો નહીં. જ્યારે તમારો ઉપાય બીલકુલ ન ચાલે ત્યારે તમે તેમના કર્મ ઊપર આધાર રાખી મન વાળજો. પણ તેમનો અવિચન કરશો નહીં.

ધર્મદાસશેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આનંદાએ આ પ્રમાણે મિથ્યાત્વના છ ભેદ કહી સંભળાવ્યા, તે સાંભળી બધી સ્ત્રીઓ ઘણીજ ખુશી થઈ ગઇ. તે વખતે ચંચળની મા પ્રેમદાના મનમાં તો ઘણીજ અસર થઈ ગઇ. તેના મનમાં વિચાર થયો કે, મારા પુત્ર વ્રજપાળને માટે મેં દેવચંદજી ગોરજીની બાધા રાખેલી, તે મારામાં ખરેખરૂં મિથ્યાત્વજ થયેલું એ મિથ્યાત્વ મારે ન રાખવું જોઈએ. લૌકિકદેવ અને લૌકિકગુરૂના મિથ્યાત્વમાં હું ખરેખરી સપડાઈ ગઇ છું. પણ હવેથી તેનો ત્યાગ કરી દઊં તો મારો થોડો ઘણો પણ ઉદ્ધાર થાય તેમ છે, અહા! આનંદાની વાણી કેવી મજેની છે. તે કેવો મજેનો બોધ આપે છે. મારી ચંચળ હમેશાં અહીં આવે છે, તે બહુ સારૂં છે. આવી આવી ધર્મની અને નીતિની વાતો સાંભળવાથી શ્રાવકોની વહુ દીકરીઓ સુધરી જાય તેમ છે; તેમજ મારા જેવી પ્રૌઢ વયવાળી અજ્ઞાન શ્રાવિકાઓને પણ આવી વાતો સાંભળવાથી ઘણો લાભ થાય છે. પ્રેમદાના મુખની આકૃતિ ઉપર હર્ષનો દેખાવ જોઈ ચંચળે નીચે પ્રમાણે પુછયું હતું.

અંચળ—આ, ચાલો હવે દેવચંદજી ગોરજીને ઉ. પાશ્રયે માનતા કરવા જવાનો વખત થઈ ગયો.

પ્રેમદા—ચંચળ, મારે તો ત્યાં જવું નથી. તારે જવું હોય તો એકલી જા. મને તો તારી આનંદાકાકીની વાતો સાંભળવામાં ઘણો રસ આવે છે.

આનંદા—પ્રેમદા બ્હેન સાંભળવાની ઈચ્છા હોય તો આગળ વાત ચલાવું. કહો, શી મરજી છે?

પ્રેમદા—આનંદા બ્હેન, તમારી વાણી સાંભળવાનો પ-રવશ થતો નથી. મને તો ઘણોજ આનંદ આવે છે.

પુતળી—સાંભળીને ફક્ત આનંદ આવે તેટલાથી શો લાભ થવાનો? જેવી રીતે સાંભળવું, તેવી રીતે વર્ત્તવામાં આવે ત્યારેજ સાંભળવું લેખે ગણાય છે.

પ્રેમદા—પુતળી, તારૂં કહેવું બરાબર છે. મારા મ-નમાં તો હવે નિશ્ચય થઈ ગયો છે કે, ગોરજી દેવચંદ-જીને અપાસરે માનતા કરવા જવુંજ નહિ. એ લોકો ખ-રેખરા ઢોંગી હોય છે જેઓ બીજાને આશા—આખડી આપી પોતાનો નિર્વાહ ચલાવે, તે ખરા ગુરૂ કેમ કહેવાય? મેં અજ્ઞાનતાથી પહેલાં એવી બાધા રાખી હતી, પણ હવેથી તેમ કરવું, એ મારા મનને અનુચિત લાગે છે. એમ ક-રવાથી આપણામાં મિથ્યાત્વ આવે છે એ મને હવે ખબર પડી છે, આપણે ધાવક થઈને મિથ્યાત્વીનું કામ કરીએ

તો પછી શ્રાવક કુળમાં જન્મ થયો, એ નકામો થઈ જાય છે.

આ પ્રમાણે પુતળીને કહી પ્રેમદાએ આનંદાને કહ્યું, આનંદા બ્હેન, હવેથી હું પણ હમેશાં ચંચળની સાથે તમારી ધર્મવાર્ત્તા સાંભળવા આવીશ.

**લલિતા**—પ્રેમદા ભાભુ, મને વચમાં એક વાત પુછવાની ઈચ્છા થાય છે, પણ પુછતાં મનમાં શંકા રહે છે, કારણ કે, તે વાત તમને ન ગમે અને વખતે ઓછું લાગે તો મને દોષ લાગે.

**પ્રેમદા**—લલિતા, ખુશીથી કહે, તારા કહેવાથી મને બીલકુલ ઓછું નહીં લાગે. જ્યાં સુધી મારામાં અજ્ઞાન ભરપૂર હતું, ત્યાં સુધી મને ઓછું લાગતું હતું, પણ હવે તે અજ્ઞાન કાંઈક ઓછું થયું છે, એટલે મને જરા પણ મનમાં માઠું લાગશે નહીં. મારા તાઉ સ્વભાવને લીધે હું પેહેલાં પ્રેમ—પુતળીની સાથે જે બોલી હતી, તેને માટે હવે મને ઘણોજ પસ્તાવો થાય છે. બ્હેન લલિતા, તું ખુશીથી કહે. વળી જે વાત તું મને કહીશ, મારા હિતનીજ હશે; એવી મને તારી ઉપર ખાત્રી છે માટે ખુશીથી કહે.

ધર્મદાસશેઠ કહે છે, હે શ્રાવિકાઓ, પ્રેમદાનાં આવાં વચન સાંભળી લલિતાએ નીચે પ્રમાણે કહ્યું—

**લલિતા**—ભાભુ, તમે અને ચંચળ બંને જ્યારે નિ-

ત્ય ધર્મવાર્ત્તા સાંભળવાને આવશો ત્યારે મારા લક્ષ્મીચંદ દાદાની બરદાસ કોણ કરશે?

**પ્રેમદા**—લલિતા, એમાં શું પુછે છે? તું અને તારી બા બંને અહીં બેસો છો ત્યારે તારા બાપાની બરદાસ કોણ કરે છે?

**લલિતા**—બાળુ, અમે તો મારા બાપાની બરદાસ કરીને પછી આ કામ કરીએ છીએ.

**પ્રેમદા**—ત્યારે અમે પણ તેમ કરીશું તે છતાં કદિ એ આવી સારી સારી ધર્મની વાતો સાંભળવામાં આવે અને તારા દાદાની બરદાસ ઓછી થાય તોપણ શી હરકત છે? તેઓ પોતાની મેળે તેમનું કામ કરી લે.

**આનંદા**—પ્રેમદા બ્હેન, એમ બોલો નહીં. આપણી પેહેલી ફરજ આપણા પતિની સેવા કરવાની છે. સૌભાગ્યવતી સ્ત્રીએ પ્રથમ પતિની સેવા કરવી જોઈએ. અને તે પછી પતિની આજ્ઞા લઈને બીજાં ધર્મનાં કામ કરવાં જોઈએ.

**પ્રેમદા**—આનંદા બ્હેન, તમે કહો છો, તે વાત હું સાચી માનું છું. હવેથી હું પતિની સેવા કરીનેજ બીજું કામ કરવાનો ઠરાવ રાખીશ.

**આનંદા**—પ્રેમદા બ્હેન, તમે મારાં વડિલ છો, તેથી એ કે મારે તમને કહેવું ન જોઈએ. પણ તમારા હિતની ખાતર કહેવું પડે છે તે ધ્યાનમાં લેશો. સ્ત્રીએ ક-

દ્વિપણુ પતિનાથી છાની રીતે કોઇ કામ કરવું ન જોઇએ.
પતિને છેતરીને છાનાં કામ કરનારી સ્ત્રી પતિના અપરા-
ધમાં આવે છે. અને આવી ટેવ પડવાથી કોઈવાર તેમને
નઠારાં કામ કરવાનું પણ મન થાય છે. પોતાનો ધણી છે,
તે ઘરનો સ્વામી છે. અને આપણે તેનાં સેવક છીએ. સે-
વક થઇ જે સ્વામીને છેતરવાનું કામ કરે છે, તે પાપમાં
પડે છે. વળી તમારા પતિ લક્ષ્મીચંદ ભાઇજી ઘણા ધર્મી
છે અને તેઓ શ્રાવકના ધર્મને સારી રીતે જાણનારા છે. તેવા
ધર્મી પતિને છેતરી તમે તેમનાથી છાનાં કામ કરો તો ત-
મને કેટલો દોષ લાગે? તેનો વિચાર કરજો. વળી તમે
હવે એક માતા થયાં છો. જ્યારે સ્ત્રી માતાની પદવી ઉ-
પર આવે ત્યારે તેણીએ ઘણી સાવધાની રાખવાની છે. જો
મા અયોગ્ય આચરણ કરે તો તેનાં છોકરાંઓ પણ તેવાં અ-
યોગ્ય આચરણ કરતાં શીખે છે. માતાની વર્ત્તણુંકની અ-
સર તેના સંતાનોને થાય છે. જે સ્ત્રીઓ પોતાના પતિથી
છાનાં કામ કરનારી હોય તેની દીકરીઓ પણ તેમના પ-
તિથી છાનાં કામ કરવા શીખે છે. "જેવી મા તેવી દીકરી"
જુઠું બોલનાર માતાની પુત્રી જુઠી થાય છે, ચોરી કરનાર
માતાની પુત્રી ચોરી કરવા શીખે છે. ગર્વ રાખનાર માતા-
ની દીકરી ગર્વ રાખતાં શીખે છે અને વઢવાડ કરનારી મા-
તાની પુત્રી વઢકણી થાય છે. જે માતાઓ સારા ગુણો ધા-
રણ કરનારી હોય, તેમની પુત્રીઓ સારા ગુણવાળી થાય
છે. સારાંશ કે જેવી માતાઓ હોય છે, તેવી પુત્રીઓ
થાય છે. તેથી હમેશાં યાદ રાખવું કે, આપણામાં જે અ-
વગુણ કે દોષ હોય, તેને તરતજ દૂર કરી દેવા. નહીં તો

એ અવગુણો અને દોષોની છાયા આપણાં સંતાન ઉપર પડયા વિના રહેશે નહીં. પ્રેમદા બ્હેન, મેં તમારી આગળ આટલું બધું વિવેચન શામાટે કર્યું ? એ વાતની તમને યાદી આપું તો તમારા મનમાં તેની સારી અસર થાય.

પ્રેમદા—આનંદા બ્હેન, તમે જે બોધ આપ્યો તે ખરેખરો હૃદયમાં રાખવા લાયક છે. તમારી વાતની અમારી ચંચળ ઉપરથીજ મને તે વિષેની વધારે ખાત્રી થાય છે. આ ચંચળ જ્યારે તમારી આગળ ધર્મવાર્ત્તા સાંભળવા આવતી ન હતી, તે વખતે તેનો સ્વભાવ ઘણો વિચિત્ર હતો. મારામાં જે અવગુણો અને દોષો છે તે ઘણાખરાં આ તમારા બોધથી મારા ઓળખવામાં આવ્યા છે, તે માંહેલા કેટલાએક અવગુણો અને દોષો ચંચળમાં પણ દાખલ થઇ ગયા હતા. તે બધા અત્યારે મને પ્રત્યક્ષ યાદ આવે છે. જ્યારથી ચંચળ તમારા સહવાસમાં જોડાઈ છે, ત્યારથી તેની વર્તણુક સુધરી હોય એમ મને લાગે છે અને તેના દોષ જોવામાં આવતા નથી. હવે તેનામાં હમેશાં સારા સારા ગુણ વૃદ્ધિ પામતા જોઉં છું. આનંદા બ્હેન, તમારૂં કહેવું ધ્યાનમાં લઇને હવેથી મારામાં જે અવગુણ કે દોષ હશે, તેને હું દૂર કરવાનો પ્રયત્ન કર્યા કરીશ. અને હમેશાં તમારા મુખની વાણી સાંભળવાને આવીશ તમારા કહ્યા પ્રમાણે પતિની ભક્તિમાં સદા તત્પર રહીશ. તેમજ કદિ પણ પતિની આગળ ખોટું બોલીશ નહીં. તેમનાથી છાનાં કામ કરીશ નહીં અને તેમને છેતરવાનો પ્રયત્ન કરીશ નહીં. આનંદા બ્હેન, આજે મારી ઉપર તમે મોટો ઉપકાર કરેલો

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આનંદાએ પોતાની પુત્રી લલિતા અને બીજી શ્રાવિકાઓને મિથ્યાત્વનો જે બોધ આપ્યો હતો, તે તમારે પણ હમેશાં યાદ રાખવાનો છે. તેણીએ જે છ પ્રકારનાં મિથ્યાત્વ કહ્યાં, તેમાં તો ઘણી શ્રાવિકાઓ સપડાઇ જાય છે. અહિં બેઠેલી ઘણી શ્રાવિકાઓમાં પણ તે છ મિથ્યાત્વમાંનું કોઈ મિથ્યાત્વ હશે. કારણ કે, સંસારની અંદર એવા એવા પ્રસંગો આવે છે કે, જેમાં પુરૂષ કે સ્ત્રી બંનેને ભુલ ખાવાનો સંભવ છે. માટે તમારે આ બાબતમાં ઘણીજ સાવચેતી રાખવાની જરૂર છે.

આ વખતે લક્ષ્મીચંદ શેઠની સ્ત્રી તારા ઉભી થઇને વિનયથી બોલી.

**તારા**—હે ધર્મપિતા, મિથ્યાત્વના ભેદ વિષે આનંદાએ પોતાની પુત્રી લલિતા વિગેરેને કહ્યા હતા તે ભેદ દરેક શ્રાવિકાને હમેશાં યાદ રાખવા લાયક છે. પણ મારા જેવી અભણ અને ઓછી બુદ્ધિવાળી શ્રાવિકાને તે યાદ રહી શકવા મુશ્કેલ છે, માટે તે કેવી રીતે યાદ રહે ? તે આપ કૃપા કરી બતાવો.

**ધર્મદાસ શેઠ**—તારા બ્હેન, તે મિથ્યાત્વના ભેદ સ્હેલાઈથી યાદ રહે તેવી એક કવિતા અમારા ઘરમાં આવડે છે, તે તમને લખી આપશે.

**મણિ**—બંગા કાકી, આ તો તમારી ઉપર વાત આવી, માટે તે કવિતા અમને શીખવો.

**અજવાળી**—મણિબ્હેન, એમ શીખવવાનું શું કહો છો ? અત્યારે અહીંજ ગાઈ બતાવે એટલે બધી શ્રાવિકાઓના સાંભળવામાં આવે.

**ગંગા**—મણિબ્હેન, એ કવિતા તો તમે પણ શીખતાં હતાં.

**મણિ**—હા, મને તે કવિતા યાદ થઈ હતી પણ ઘણાં દિવસ થઈ ગયા છે, માટે હવે બરાબર યાદ નથી માટે તમે બોલશો ત્યારેજ થશે, હું તમારી સાથે બોલાવવા લાગીશ.

પછી ગંગા અને મણિ તે કવિતા નીચે પ્રમાણે ગાય છે.

---

## મિથ્યાત્વ વિષે કવિતા.

**વસંતતિલકા.**

શું સત્યને વળિ અસત્યેજ ધર્મમાં છે ?
શો સાર ધર્મજતણાં [1]શુભકર્મમાં છે; ?
ધારો નહીં કદી હૃદે [2]કુવિચાર આવો,
મિથ્યાત્વ એ મનવિષે [3]મહિલા ન લાવો. ૧

ધર્મો બધા જગતમાં શુભ મોક્ષકારી,
તે સર્વનેજ નમવું શુભ ભાવ ધારી;
એવું ગણી હૃદયમાં નહીં દોષ લાવો,
મિથ્યાત્વ એ મનવિષે મહિલા ન લાવો. ૨

---

૧ સારા કામમાં. ૨ નઠારા વિચાર. ૩ હે મહિલા-હે સ્ત્રીઓ.

બોલ્યાં અસત્ય મુખથી કદિ કોઈ વાણી,
રાખે [1]દુરાગ્રહ પછી [2]મન સત્ય જાણી;
એ જૂઠમાં કદિ તમે નહિં નિત્ય ફાવો,
મિથ્યાત્વ એ મનવિષે મહિલા ન લાવો.

શંકા [3]કુતર્ક જિનવાક્ય વિષે કરે છે,
મિથ્યા વિચાર જિનતત્ત્વ વિષે ધરે છે;
એથી સદા હૃદયમાં વધશે [4]કુભાવો,
મિથ્યાત્વ એ મનવિષે મહિલા ન લાવો.

શું ધર્મ ચીજ જગમાંહિ અધર્મ શું છે?
શું સારને વળી અસાર વિવેક શું છે; ?
એવા ધરે હૃદય પામર જીવ ભાવો,
મિથ્યાત્વ એ મનવિષે મહિલા ન લાવો.

---

## મિથ્યાત્વના ૭ ભેદ વિષે.

### કવિતા.

(વિમલા નવ કરશો ઉચાટ એ રાગ.)

છોડો સુંદર શ્રાવક બાળ મલિન મિથ્યાત્વનેરે, (ટેક
રાગ દ્વેષથી નિત્ય ભરેલા;
પક્ષપાતમાં રહે મચેલા,
ભજમાનો એ રાગી લૌકિક દેવનેરે. છોડો. ૧

---

૧ નઠારો આગ્રહ, ૨ મનમાં સત્ય જાણીને, ૩ નઠારા ત
૪ નઠારા ભાવ.

પાપ અઢાર સુખે જે સેવે,
રાખે પરિગ્રહ રહે [1]કુટેવે;
એ લૌકિક ગુરૂતણી કરો નહિં [2]સેવનેરે. છોડો. ૨

હોળી ધુળેટી [3]વિજયાદશમી,
નાગપંચમી [4]શિયળસપ્તમી;
આરાધો નહિં સર્વે લૌકિક પર્વનેરે. છોડો. ૩

છત્ર ચડાવો આંગી રચાવો,
પૂજા પ્રેમે આપ ભણાવો;
લાલચ છોડી ભજો લોકોત્તર દેવનેરે. છોડો. ૪

વેષ ધરી જે જન ઠગનારા,
જે નિર્મળ તપ આચરનારા;
નહિં લોકોત્તર ગુરૂ ભજો ધરિ [5]આશનેરે. છોડો. ૫

આરાધું જિનપર્વ સદા હું,
સુખસાધક ધનવંત બનું હું;
એ ધારી સાધો ન લોકોત્તર પર્વનેરે. છોડો. ૬

---

આ પ્રમાણે ગંગા અને મણિએ ગાયન બતાવ્યું, તે સાંભળી બધી શ્રાવિકાઓ ખુશી ખુશી થઇ ગઇ. તેમના હર્ષના નાદથી બધી શ્રાવિકાશાળા ગાજી ઉઠી. અને એકી અવાજે તેમને ધન્યવાદ આપવામાં આવ્યો. પછી ધર્મદાસ શેઠ

---

૧ નઠારી ટેવમાં રહેનાર-દુર્વ્યસની. ૨ સેવા. ૩ દશેરા. ૪ શીતસાતમ. ૫ આશા-લાલચ રાખીને.

બોલ્યા—હે શ્રાવિકાઓ, આ ઉપયોગી ગરબી તમે મુખે રાખજો અને હમેશાં તેનો પાઠ કરજો અને મિથ્યાત્વ ત્યાગી તમારા જીવનને સુધારવા પ્રયત્ન કરજો. હવે આપણે નિત્યના નિયમ પ્રમાણે ધર્મવાર્ત્તા કરવાનો સમય પૂરો થયો છે. માટે ધર્મવાર્ત્તા સમાપ્ત કરવામાં આવે છે.

(બોલો આદીશ્વર ભગવાનની જય.)

તે પછી બધી શ્રાવિકાઓએ આદીશ્વર ભગવાનની જય બોલી ભૂમંડળને ગજાવી મુકયું.

## દિવસ ૯ મો.



હમેશના નિયમ પ્રમાણે શ્રાવિકા શાળામાં ધર્મદાસ શેઠ અને ગંગા બંને આવ્યાં હતાં, અને બીજી બધી શ્રાવિકાઓ પણ ત્યાં હાજર થઇ હતી.

આ વખતે **નંદુ** નામની એક શ્રાવકની છોકરી કન્યાશાળામાં ભણવા જતી હતી. તેને લક્ષ્મીચંદ શેઠની દીકરી દીવાળી સામી મળી. નંદુ અને દીવાળીને પરસ્પર પ્રીતિ હતી. દીવાળીને જોઇ નંદુએ નીચે પ્રમાણે પુછયું.

**નંદુ**—અહો, દીવાળી બ્હેન, કયાં જાઓ છો ?

**દીવાળી**—અહો, નંદુ બ્હેન, આજ તો ઘણે દિવસે

મળ્યાં. હું શ્રાવિકાશાળામાં જાઉં છું.

**નંદુ**—અહો તમે તો મોટાં ધર્મી થઇ ગયાં ને શું ?

**દીવાળી**—નંદુ બ્હેન, આમ શું બોલે છે ? તેમાં અમે મોટાં ધર્મી શેનાં થઇ ગયાં, અમારાથી બને તે કરીએ છીએ.

**નંદુ**—શ્રાવિકાશાળામાં જવાથી શો લાભ થાય છે ? એ કાંઇ મને સમજાતું નથી. આપણા ગામનાં બૈરાંઓ નવરાં છે; કોઇ ધતીંગ ઉભું કરે એટલે તેમાં ટોળે ને ટોળે જવા માંડે છે. કોઈ વિચાર કરતું નથી, કે આમાં શો લાભ મળે છે ?

**દીવાળી**—નંદુ આ તું શું બોલે છે ? શ્રાવિકાશાળામાં જવામાં શું લાભ નથી ? અને તેને તું ધતીંગ માને છે ? અરે તું તો ખરેખરી મૂર્ખ લાગે છે. આજ સુધી હું તો એમ સમજતી હતી, કે નંદુએ કેળવણી લીધી છે, તેથી તે ધર્મ અને નીતિમાં પ્રવીણ થઇ હશે.

**નંદુ**—બ્હેન દીવાળી, તેં હજી કન્યાશાળાની કેળવણી લીધી નથી; સારાં સારાં નોવેલો અને સુધારાના નિબંધો વાંચ્યા નથી, ત્યાં સુધી તારા મનમાં મારૂં કહેવું ઉતરશે નહીં. જ્યારે તે બધાં પુસ્તકો તું વાંચીશ ત્યારે તો તને પણ ઠેકેર, અપાસરે કે શ્રાવિકાશાળામાં જવું ગમશે નહીં.

**દીવાળી**—બ્હેન નંદુ, જે વાંચવાથી દેરે, અપાસરે અને શ્રાવિકાશાળામાં જવું ન ગમે, તેવાં પુસ્તકો કોનિ-

બંધો વાંચવા લાયક કહેવાય નહિ, એમ હું માનું છું. શ્રાવકને ઘેર જન્મ લઇને જ્યારે દેહેરે, ઊપાશરે કે શ્રાવિકાશાળામાં જવાનું ગમે નહીં, તો પછી, જન્મ શા કામનો ? એનું નામ સ્ત્રી કેળવણીજ નહીં પણ ધર્મભ્રષ્ટ થવાનો માર્ગજ સમજવો.

**નંદુ**—એમાં ધર્મભ્રષ્ટ કેમ થવાય ? ધર્મ એટલે શું એ હજુ તું સમજીજ નથી એમ લાગે છે.

**દીવાળી**—ત્યારે તું મને સમજાવ. ધર્મ એટલે શું ?

**નંદુ**—જે રીતે પોતાના હકો જળવાય, એવી જે ફરજ એનું નામ ધર્મ કહેવાય છે.

**દીવાળી**—પોતાના હકો જળવાય એટલે શું ? અને ફરજ એટલે શું ? એ બાબત મને સમજાવ.

**નંદુ**—સંસારમાં સ્ત્રી અને પુરૂષ બન્ને મનુષ્ય છે. અને બન્નેના હક સમાન છે. માટે આપણને બૈરાંઓને પુરૂષના જેટલા હક મળવા જોઇએ. તે હક મેળવી અને પછી જે આપણે કરવા લાયક ફરજ હોય તે બજાવવી તેનું નામ **ધર્મ** કહેવાય છે.

**દીવાળી**—નંદુ બ્હેન, આપણે બૈરાંઓને કરવા લાયક ફરજ કઈ ગણાય ?

**નંદુ**—આપણુ સ્વતંત્ર થઇને પુરૂષની સાથે રહીએ, આપણને ઘટે તેવાં ઘરનાં કામ કરીએ. છોકરાંની સંભાળ

રાખીએ. અને આપણા ભાયડા ઉપર દાબ રાખીએ. એ આપણી ફરજ છે અને એ ફરજ બજાવવી, એનું નામજ ધર્મ કહેવાય.

**દીવાળી**—( મનમાં હસીને ) નંદુ બ્હેન, તું આવું ક્યાં શીખી આવી? તારા જેવી શ્રાવકની દીકરીના મુખમાંથી આવા વચનો નીકળે, એ કોઈ રીતે ઠીક ન કહેવાય? હું આ સાંભળીને ખેદ પામું છું. મને તો તારૂં માથુંજ ફરી ગયું હોય, એમ લાગે છે.

**નંદુ**—દીવાળી બ્હેન, તેં હજુ સ્ત્રી કેળવણી લીધી નથી, ત્યાં સુધી તને એમ લાગે છે, જો તું સરકારી કન્યાશાળામાં દાખલ થઈ સ્ત્રી કેળવણી લે તો પછી તને મારા વિચાર સારા લાગશે.

**દીવાળી**—નંદુ બ્હેન, જ્યાં તારા જેવા વિચાર થાય તેવી કન્યાશાળામાં પ્રવેશ કરવો એજ મને મોટું પાપ લાગે છે. તો તેમાં જઈને કેળવણી લેવાની વાત તો ક્યાં રહી?

**નંદુ**—અરે મૂર્ખી, તું શું બોલે છે? તેનો જરા વિચાર કર. સ્ત્રી કેળવણી વધારવા માટે સરકાર લાખો રૂપીઆનો ખર્ચ કરી દરેક ઠામે કન્યાશાળાઓ સ્થપાવે છે અને તેમાં સારા સારા પુરૂષ શિક્ષકો અને સ્ત્રી શિક્ષકોને રાખી સારા પગારો આપે છે, તે શું બધો ખર્ચ નકામો કરતાં હશે?

**દીવાળી**—નંદુ બ્હેન, તે નકામો ખર્ચ કરે છે, એમ

હું કાંઈ કહેતી નથી, સરકારનો હેતુ સારો હશે. પણ આપણે તો જેમ આપણા અનાદી ધર્મને બાધ ન આવે, તેવી રીતે તે કેળવણી લેવાની છે. જે આપણા ધર્મ તથા દેશાચાર કે કુળાચારને બાધ ન આવે તેવી રીતની કેળવણી હોય, તે કેળવણી આપણે માન્ય કરવી જોઇએ. તેમજ જે નીતિ બોધને લગતી કેળવણી છે, તેને પણ માન્ય કરવી જોઇએ. પણ જે બીજા દેશ તથા ધર્મના મત પ્રમાણે કેળવણી ગણાતી હોય પણ અને આપણા ધર્મ, દેશાચાર કુળાચારથી વિરૂદ્ધ હોય તેને આપણે ગ્રહણ કરવી ન જોઇએ.

**નંદુ**—દીવાળી બ્હેન, તમારૂં કહેવું મને યોગ્ય લાગતું નથી. જેને બધા લોકો કેળવણી કહે છે; તે કેળવણી ધર્મ, દેશાચાર અને કુળાચારની વિરૂદ્ધ હોવીજ ન જોઇએ. સર્વ વિદ્વાનોએ માન્ય કરેલી કેળવણી કોઈની વિરૂદ્ધ હોયજ નહીં. જે કેળવણી લીધાથી માણસનું મન સત્ય માર્ગ શોધી લે અને નઠારા માર્ગને દૂર કરે, તેનું નામજ કેળવણી કહેવાય છે. એવી ખરેખરી કેળવણી સરકારી કન્યાશાળાઓમાંથી મળે છે.

**દીવાળી**—નંદુ, તને દુઃખ લાગે તેવું કહેવું તે વ્યાજબી નથી, તોપણ મારે કહેવું પડે છે કે, જે કેળવણી લીધાથી તારા જેવા વિચાર થતા હોય અથવા તો જે કેળવણી લીધાના ફળમાં તારા જેવા વિચાર થતા હોય, તેનું નામ કેળવણી કહેવાયજ નહીં.

નંદુ—દીવાળી, ત્યારે તો તારા કહેવા પ્રમાણે સરકારી કન્યાશાળાઓમાં કોઈ પણ છોકરીએ ભણવા જવું ન જોઈએ, દરેક સ્થાને સ્ત્રી કેળવણીને માટે કન્યાશાળાઓની સ્થાપના કરવામાં આવી છે, તે તદ્દન નકામી ગણાય.

દીવાળી—નંદુ, મારૂં કહેવું, તેમ નથી, કે સરકારી કન્યાશાળામાં ભણવાને ન જવું અને તે તદ્દન નકામી છે. પણ તેની સાથે ધર્મની કેળવણી લેવી જોઈએ. જો ધર્મની કેળવણી લેવામાં ન આવે અને ફક્ત કન્યાશાળામાં કેળવણી આપવામાં આવે છે, તે ધોરણે એટલે ધર્મ સંબંધી કાંઈ પણ જ્ઞાન લીધા વિનાનીજ કેળવણી લેવામાં આવે તો કુળાચારના વિચાર ભુલી જવાય છે. જે વિચાર તારા મુખમાંથી હમણાંજ પ્રગટ થયા હતા.

નંદુ—દીવાળી બ્હેન, આ તમારા વિચાર મને તો પસંદ પડતા નથી. હું તો ધર્મનો અર્થ વ્હેમ કરૂં છું. કારણ કે ધર્મ ઘેલાં બૈરાંઓ દેહેરે, અપાસરે અને શ્રાવિકાશાળામાં રખડ્યા કરે છે અને પોતાના પતિના તાબામાં રહી ચૈતરની જેમ ઘરનાં કામકાજ કરે છે. એવી સ્ત્રીઓ પણીજ અધમ અવસ્થા ભોગવે છે.

દીવાળી—નંદુ બ્હેન, જ્યાં સુધી તારા હૃદયમાં ધર્મની છાપ પડી નથી. જ્યાં સુધી શ્રાવિકા અને શ્રાવિકાનો ધર્મ શો છે ? એ વાત તેં સાંભળી નથી, ત્યાં સુધી તારા આ નઠારા વિચારમાં કદિ પણ સુધારો થવાનો નથી. એ વાત નક્કી જાણજે.

નંદુ—દીવાળી, મારા હૃદયમાં એવા ધર્મની છાપ પાડવાને હું માગતી નથી. ધર્મમાં જોડાવાથી કોઈ જાતનો લાભ મળતો નથી, પણ ઉલટો વ્હેમ વધતો જાય છે, વળી ધર્માંધ સ્ત્રીઓ વ્હેમ ભરેલી વાતો કરી કરી અનેક જાતની ઉપાધિમાં આવી પડે છે. સાધુ અને સાધ્વીઓ તેમને અનેક જાતના નિયમોમાં સપડાવી દે છે અને તેમની આગળ પોતાનું માન વધારે છે. વળી કોઈ કોઈવાર ઉપવાસ, એકાસણાં અને બેઆસણાં કરાવી શરીરની તબીયત બગાડી દે છે. તેમજ અમુક ચીજ ખવાય અને અમુક ન ખવાય, એવી જુદી જુદી બંધણીમાં જોડી દે છે. એવા ધર્મની છાપ મારે કદિ પણ જોઈતિ નથી.

**દીવાળી**—નંદુ, હવે બસ થયું, તારી સાથે વાત કરવામાં કાંઈ સારજ નથી. તારાથી ધર્મ ઘણોજ દૂર છે. તારા જેવી કુલીન શ્રાવિકા આવાં નાસ્તિકપણાનાં વચન બોલે, એ જોઈ મને ઘણોજ અપશોષ થાય છે. તારા બોલવા ઉપરથી તો તું ખરેખર અભવ્ય જીવ લાગે છે. અરે મૂર્ખી, જરા હૃદયમાં વિચાર કર. ધર્મ એ કેવી અદ્ભુત વસ્તુ છે. ધર્મના પ્રભાવથી આ ભારતવર્ષમાં થઈ ગયેલાં મહાન્ પુરૂષોએ જે કામ કરેલાં છે, તે તારા જાણવામાં નથી? તેં આજ કાલના નવા ઇતિહાસો વાંચેલા છે. ત્રેંસઠશલાકા પુરૂષોનાં ચરિત્રો તારા જાણવામાં નથી આવ્યા. તેને કદિ ઘણાંજ પ્રાચીન ગણીએ પણ હમણાનાજ જૈન ધર્મના વીર પુરૂષોનાં ચરિત્રો એકવાર વાંચી જો, અને પરધર્મીઓ પણ તેની કેવી પ્રશંસા કરે છે. તે વાંચી

તો તો તે વિષે તારા હૃદયમાં માલુમ પડશે કે, આ ભરત-ખંડ ઉપર જૈન ધર્મનો પ્રભાવ કેવો હતો ? એવા જગ જાહેર પવિત્ર ધર્મને આજકાલની તું એક અલ્પ બુદ્ધિવાળી છોકરી વ્હેમ રૂપગણી અનાદર કરે છે, તે સર્વ રીતે અયોગ્ય છે.

નંદુ—દીવાળી, હું તો આજકાલની છોકરી છું, અને તું મારાથી કાંઈ મોટી થઈ ગઈ નથી. જ્યાં સુધી મારા મનમાં તારી વાત ઠસે નહીં, ત્યાં સુધી હું તે કેમ માનું ?

**દીવાળી**—નંદુ બ્હેન, તારા મનમાં ખોટું લગાડીશ નહીં. ધર્મના ઝનુનને લઈને મારાથી વધારે પડતું બોલાય છે, તે માફ કરજે. તારે પણ તારોજ વિચાર ખરો છે. એવી હઠ ન રાખવી જોઈએ. જ્યાં સુધી કોઈ બાબત બરાબર તપાસી ન હોય ત્યાં સુધી તે બાબત ખોટી છે, એમ કહેવું તે અયોગ્ય છે. બ્હેન, તેં હજુ આપણા જૈન-ધર્મનું જ્ઞાન મેળવ્યું નથી, તેમજ તેના તત્વજ્ઞાન વિષે બરાબર તેં સાંભળ્યું નથી, ત્યાં સુધી તને આ નવી વિદ્યા અને સુધારો સાચો લાગે છે, જ્યારે તું જૈનધર્મનું જ્ઞાન મેળવીશ અને જૈનધર્મના તત્વજ્ઞાન વિષે બરાબર વિચાર કરીશ ત્યારે તારા મનમાં નિશ્ચય થશે કે, આજકાલની કેળવણીમાં કાંઈ નથી અને દરેક શ્રાવિકાએ ધર્મની કેળ-વણીની સાથે બીજી કેળવણી લેવી જોઈએ. વળી તે સાથે એવો પણ વિચાર થશે કે, દરેક માણસને પોતાનો

રમી ઘણાં વિરૂદ્ધ હોય છે. તેથી આપણને લાભને બદલે ગેરલાભ થાય છે.

નંદુ—દીવાળી બ્હેન, ત્યારે શું એ સુધારાના વિચારો તદન નકામા અને નિરૂપયોગી સમજવા?

દીવાળી—હા, તે તદન નકામા અને નિરૂપયોગી સમજવા.

નંદુ—ત્યારે કેવા વિચારો ઉપયોગી સમજવા?

દીવાળી—જેમાં આપણાં ધર્મને અને કુળાચારને આંધ ન આવે એવા વિચારો ઉપયોગી સમજવા.

નંદુ—એવા વિચારો શાથી થાય છે?

દીવાળી—ધર્મની કેળવણી લીધાથી.

નંદુ—એકલી ધર્મની કેળવણી લઈએ અને ગૃહ-સંસારની કેળવણી મળે નહીં તો પછી શા કામનું?

દીવાળી—ધર્મની કેળવણીની સાથે ગૃહ-સંસારની કેળવણી લેવી જોઇએ.

નંદુ—ગૃહ-સંસારની કેળવણી કયાં લેવી?

દીવાળી—સરકારી કે ખાનગી કન્યાશાળાઓમાં લેવી.

નંદુ—ધર્મની કેળવણી કયાં લેવી?

દીવાળી—જૈન કન્યાશાળામાં અથવા શ્રાવિકાશાળામાં.

**નંદુ**—જે ગામમાં જૈન કન્યાશાળા કે શ્રાવિકાશાળા ન હોય, ત્યાં શું કરવું ?

**દીવાળી**—ત્યાં કોઈ સાધુ સાધ્વી કે શ્રાવક-શ્રાવકા ભણેલાં હોય, તેમની પાસે ધર્મની કેળવણી લેવી.

**નંદુ**—દીવાળી બ્હેન, તમે મારા બધા પ્રશ્નોના જવાબ આપ્યા અને બીજું વિવેચન કર્યું, તેથી મારા મનમાં જરા એમ થયું કે, ધર્મની કેળવણી ઉપયોગી હશે ખરી પણ હજુ મારા મગજમાં એમ નક્કી થયું નથી કે હાલનો સુધારો એ તદન નકામોજ છે.

**દીવાળી**—નંદુબ્હેન, મારી સાથે ધર્મદાસ શેઠની કથા સાંભળવા આવ તો તારા મગજમાંથી સુધારાનો પવન ઊડી જશે અને આપણું અનાદી જૈનધર્મ ઊપર તારી પ્રીતિ થશે.

**નંદુ**—દીવાળીબ્હેન, ત્યાં કેટલો વખત બેસવું પડે છે. ?

**દીવાળી**—નંદુબ્હેન, ત્યાં કાંઇ બંધણી નથી. જેની જેવી મરજી હોય તેટલી વાર તે બેસે છે.

**નંદુ**—દીવાળીબ્હેન, કદિ ઊપદેશવાર્તા લાંબી ચાલે અને વખતે વચમાંથી ઊઠવું હોય તો ઉઠી શકાય પણ એવી રીતે કોઈ શ્રાવિકા ઉઠે છે ખરી ?

**દીવાળી**—નંદુબ્હેન, હજુ સુધી એવું બન્યું નથી. કારણ કે, ધર્મદાસશેઠ એવી ઉપયોગી અને સરસ બાબતો કહે છે કે, આપણને ત્યાંથી ઊઠવાનું મનજ થતું નથી.

નંદુ—દીવાળીબ્હેન, એવું તો કેમ બને ? વધારે વખત એકની એક બાબત કહેવામાં આવે તો કંટાળો આવ્યા વગર રહેજ નહીં.

દીવાળી—નંદુબ્હેન, જ્યાં સુધી તમે સાંભળ્યું નથી, ત્યાં સુધી તમને એમ લાગે છે, એક વાર સાંભળશો એટલે તમને ખરેખરી ખાત્રી થઇ જશે.

નંદુ—દીવાળીબ્હેન, ચાલો, અત્યારેજ હું આવું. પછી નંદુ અને દીવાળી શ્રાવિકાશાળામાં જાય છે.

ધર્મદાસશેઠ નીચે પ્રમાણે મંગળાચરણ કરે છે.

### શાર્દૂલવિક્રીડિત.

"પ્રેમે વંદન આચરો વિનયથી અર્હંત આદીશને,
સંભારો ગુરૂ ધર્મ તત્ત્વ હૃદયે લ્યો સર્વ આશીષને;
સ્નેહેથી શ્રવણે પરો સરસથી સદ્બોધને શ્રાવિકા,
પ્રેમેથી પતિ ભક્તિ નિત્ય ધરજો એ ભાવની ભાવિકા." ૧

ઉપર પ્રમાણે મંગળાચરણ થઈ રહ્યા પછી ધર્મદાસશેઠ કહે છે—હે શ્રાવિકાઓ, પછી બીજે દિવસે આનંદા પોતાની પુત્રી લલિતાને ઉપદેશવાર્તા કરવાને બેઠી તે વખતે ચંચળ, તેની મા પ્રેમદા, પ્રેમ, પુતળી, જયા વિગેરે ત્યાં હરખભેર આવ્યાં. ધીરે ધીરે આનંદાની આસપાસ શ્રાવિકાનું મંડળ મોટું થઈ ગયું. જ્યાં આનંદાના મુખ સામું જોઈ રહ્યાં. એટલે આનંદા પોતાની પુત્રી લલિતા અને બીજી

સદ્‌ગુણી બ્હેનો, સંસારમાં રહીને શ્રાવિકાએ કેવી રીતે વર્ત્તવું જોઇએ ? તે વિષે આજે હું તમને બોધ આપીશ. અને તે ઉપર કોઇ દૃષ્ટાંત પણ કહી સંભળાવીશ, તે તમે ધ્યાન દઇને સાંભળજો.

આ સંસારમાં માબાપ, તથા સાસૂ સસરા વિના છોકરીને વિદ્યા ભણાવનાર ગુરૂની પણ આજ્ઞા માની સુશ્રૂષા કરવાનું કહેલ છે. ત્યાં એવી નીતિ છે કે, ઘણું કરી માબાપે દીકરીને વિદ્યા ભણાવવી તથા ગૃહ–સંસારને લગતું દરેક કામ શીખવવું; તેથી માબાપને વિષે પણ ગુરૂપણું ઘટે છે. જો કદિ માબાપથી છોકરીને ભણવાનું ન બની શકે તો તે જ્યાં સ્ત્રી શિક્ષક હોય, તેવી જૈનકન્યાશાળામાં અગર જૈનકન્યાશાળાનો યોગ ન હોય તો બીજી ગોઠવણ કરવી, પણ તેને અભણ રાખવી નહીં. જ્યાં ધર્મની કેળવણી બીલકુલ મળતી ન હોય તેવી કોઈપણ શાળામાં તેને મોકલવી નહીં. જો જૈનકન્યાશાળા કે તેવો બીજો કોઈ યોગ ન થાય તો પછી પોતાને ઘેર રાખી તેને કેળવણી આપવી. અથવા કોઈ વિદ્વાન, ધર્મ તથા નીતિને જાણનાર, વૃદ્ધ અને ધર્મ પ્રમાણે વર્ત્તનાર શ્રાવકને સોંપી વિદ્યા અપાવવી. અથવા તો સાધ્વીજીને ઉપાશ્રયે જો કોઇ વિદ્વાન્ સાધ્વીજીનો યોગ હોય, કે કોઈ ધર્મિષ્ટ અને ભણેલી શ્રાવિકાઓ જ્યાં સામાયિક કરવાને આવતી હોય, તેવી સામાયિકશાળામાં તેને મોકલી વિદ્યા અપાવવી. કોઈ વિદ્વાન પણ યુવાન અને નીતિધર્મથી રહિત પુરૂષ હોય તેની પાસે વિદ્યા ભણવા તેને સોંપવી નહીં. કદિ યુવાન પુરૂષ નીતિધર્મમાં વર્તનારો હોય તોપણ

તેના સહવાસમાં છોકરીને અમુક વય ઉપરાંત રાખવી નહિ: જ્યારે છોકરીને દશ વર્ષ પુરાં થઈ અગીઆરમું વર્ષ બેસે, તે સમયે તો માતાપિતાએ અનેક અગત્યના કારણસર પણ પોતાની પુત્રીને બીજા પુરૂષના સહવાસમાં ન રાખવી. બનતાં સુધી તો શ્રાવકના ગૃહસ્થ ધર્મ તથા કર્મના સ્વરૂપને જાણનારી સાધ્વી સ્ત્રી પાસેજ છોકરીને સારી કેળવણી અપાવવી જોઇએ. જ્યારે કોઈપણ રીતે સાધ્વી સ્ત્રીનો કે બીજો સારો યોગ ન થાય તો પછી કોઇ સારા ચોથાવ્રત ધારી ગૃહસ્થ પુરૂષની પાસે કેળવણી અપાવવી. કન્યાની ઉમર અગીઆર વર્ષની થાય ત્યાર પછી જરૂર જણાયાથી કોઈ કુલીન પતિવ્રતા સ્ત્રીની સાથે શ્રાવિકાનાં ધર્મ કર્મ સિખે એવો યોગ કરી આપવો. જ્યાં સુધી છોકરી ભણતી હોય, ત્યાં સુધી તેણીએ પોતાના શિક્ષક ગુરૂની આજ્ઞા પોતાના પિતાની પેઠેજ માનીને પાળવી. તથા તેમનાં ઘરનાં સામાન્ય કામકાજમાં બનતી સહાય આપી તેમની સેવા કરવી. પણ અહીં એટલું યાદ રાખવું કે છોકરીની વય અગીયાર વર્ષની ઉપરાંત થઇ એટલે તેણીએ પોતાના પુરૂષ શિક્ષકની સાથે પણ એકાંત સહવાસમાં રહેવું નહિ. તેમની પાસે કાંઇ અભ્યાસ કરવો હોય તો બીજાઓની સમક્ષ કરવો. અથવા આપણી માતા તથા સાસુની સમીપ રહી તેમની આજ્ઞા પ્રમાણે ચાલવું. જો પોતાને વિદ્યા ભણાવનાર ગુરૂ વૃદ્ધ હોય તો તેમની સેવા પિતા તથા સાસરાની પેઠે પોતાને ઘટે તેવી રીતે કરવી.

હે સુલક્ષણી પુત્રીઓ, પતિની સાથે કેવી રીતે વર્ત્ત-

વું ? એ વિષે મેં ઘણી વાર તમને કહ્યું છે, તે છતાં કેટલીએક બીજી સૂચનાઓ તમને આપું છું, તે ધ્યાનમાં રાખજો. જ્યારથી પતિગૃહ—સાસરામાં જવા આવવાનો પ્રસંગ થાય, ત્યારથીજ તમારે પતિ તરફ પૂજ્યભાવ ધારણ કરવો તેમજ પતિની તરફ ઘણીજ સ્નેહની લાગણી રાખ્યા કરવી. જગત્‌માં પ્રેમ તથા સ્નેહનો એવો નિયમ છે કે, જેની તરફ આપણો સ્નેહ કે પ્રેમ હોય, તેનો પણ પ્રેમ તથા સ્નેહ આપણી તરફ થાય છે. જ્યારે સ્ત્રીના સ્નેહની લાગણી પતિ તરફ હોય એટલે એક બીજાના ઉપર મૂળથીજ પ્રીતિની દૃષ્ટિ બંધાઇ જાય છે. તથા એક બીજાના ગુણદોષ જાણવામાં આવે છે તથા પતિનો અને સ્ત્રીનો કેવો નજીકનો સંબંધ છે, તે સમજાય છે. હે પુત્રીઓ, વળી કેટલાએક ગૃહ—સંસારના અનુભવિઓ કહે છે. કે સ્ત્રીએ પતિને હાથ જોડી નમસ્કાર કરવાનો નિયમ રાખવો. આથી નમસ્કાર કરનાર સ્ત્રીની વૃત્તિ હમેશાં પતિની અભિમુખ (તરફ) રહે છે. તેમજ કોઈ ઘરના કારણસર એક બીજાને બોલચાલ થઇ હોય અને એથી એક બીજાને મનમાં ગુસ્સો ચડ્યો હોય તો પણ જો સ્ત્રીએ એવો નિયમ લીધો હોય કે, પોતાના પતિને નમસ્કાર કરીને જમવું તે સિવાય જમવું નહિ તો પછી નિયમને લીધે તે સ્ત્રીને નમસ્કાર કરવાની અને તે પતિને કરાવવાની જરૂર પડે છે અને જ્યારે તે સ્ત્રી નમસ્કાર કરે ત્યારે પોતાના પતિને વિનયથી પગમાં પડવું પડે છે, તે વખતે તે સ્ત્રીનો ગુસ્સો ગમે તેવો હોય, તો પણ તેણીને છોડી દેવો પડે છે, અને વિનયથી નમસ્કાર

કરનારી તે અબળા ઉપરનો તે કુળવાન્ પતિનો પણ રોષ ઉતરી જાય છે. કારણ કે, વિનયથી આ બધું જગત્ વશ થઈ જાય છે, હે સદ્ગુણી સુતા, નમન કરવાના નિયમથી તે સ્ત્રી પુરૂષની વૃત્તિઓ એક બીજા તરફ દોરવાયેલી રહે છે, એથી સ્ત્રી પુરૂષના સ્વભાવ ધીરે ધીરે મળતા થતા જાય છે એવો મહાન્ ગુણ બંધાતો જાય છે, જેથી પાછળથી તેમની વચ્ચે એવો મજબુત પ્રેમ બંધાઈ જાય છે કે પછી તે કોઈ દિવસ પણ તુટતો નથી. બ્હેનો, આજકાલ આપણામાં લોક રીવાજ પ્રમાણે પુખ્ત વિચાર કર્યા વિના છોકરા છોકરીને બાળવયમાં પરણાવવામાં આવે છે તેથી તેમજ તે બન્નેની પુખ્ત વય થતાં સુધી એક બીજાને મળવા અથવા બોલવાનો પણ અભ્યાસ હોતો નથી, તેથી તેમની લાગણીભરેલીવૃત્તિઓ નિકટ સંબંધમાં આવતી નથી અને પુખ્ત વય થાય સહવાસ થાય; ત્યારે બંનેના ગુણ પ્રકૃતિ તથા કેળવણી જુદી હોવાથી તે એક બીજાને ભાગ્યેજ અનુકુળ પડે છે, અને ગુણ તથા પ્રકૃતિ મળતાં આવતાં નથી; તેથી એક બીજાને વારંવાર વિરોધ થયા કરે છે. તેથી માંહોમાંહિ બોલવાનો પ્રસંગ આવે છે. તેમાં પુરૂષ પોતાના ઘરમાં હોવાથી તેની સત્તા પ્રબળ થાય છે અને સ્ત્રી પારકા ઘરમાં આવેલી હોવાથી તેની સત્તા નિર્બળ થાય, એટલે જ્યારે સ્ત્રી પુરૂષની વચ્ચે કાંઇ બોલાબોલ થાય એટલે પુરૂષ તે અબળાને મારે છે, તથા કઠોર વચનો કહે છે. તથા ન સહન થાય તેવી ગાળો પણ દે છે. આ વખતે આડોશ પાડોશમાંથી સેંકડો લોકો એકઠા થાય છે. અને બંનેની પૂરેપૂરી ફજેતી થાય છે. સ્ત્રી-

નો પુરૂષ પાશે કાંઇ ઉપાય ન હોવાથી તે અબળા પુરૂષના હાથનો માર તથા ગાળો સહન કરે છે અને ઉંચે સ્વરે રૂદન કરે છે. આવો પ્રસંગ બનવાથી મૂળથી તે બન્નેનું મન એકતા પામેલા હોતાં નથી, એથી સ્ત્રીનો પોતાના પતિ ઉપર અભાવ થઈ જાય છે અને મનમાં ઘણોજ રોષ રાખે છે. કારણ કે, જો એક વાર મન ખેદ પામે છે તોપણ મનમાં તેના વિરોધી સંસ્કાર બંધાઇ જાય છે તો સ્ત્રી પુરૂષની વચ્ચે આવા પ્રસંગ અનેકવાર બન્યા કરે તો પછી તેઓની અંદર પરસ્પર વિરોધી સંસ્કાર બંધાઇ જાય તેમાં શું કહેવું ? છેવટે એક બીજાના મનમાં વિરોધની પાકી છાપ બંધાઈ જાય છે, આથી તેમનો સંસાર દુઃખમય થઈ જાય છે. માટે જો પુખ્ત ઉમરે વિવાહ કરવામાં આવે અને સ્ત્રી પોતાના પતિના સહવાસમાં રહી પતિની ભક્તિ કરતાં શીખે તો ઉપર જે કહેવામાં આવ્યું તેમ થવાનો સંભવ નથી.

હે પુત્રી લલિતા, શરીર ઉપર શસ્ત્રના મોટા ઘા પડેલા હોય, તે ઓસડથી રૂઝે છે. પણ કડવા વચનથી જે ઘા પડે છે, તે કદિ પણ રૂઝાતા નથી. તેથી રોજ મ્હેણાં, કઠોર વચનો તથા ગાળો ખાનારી અબળા પોતાના મનમાં ઘડીએ ઘડીએ ખેદ કરે છે તથા એકાંતમાં શોક કરી રડયા કરે છે તથા પોતાકા પતિનું ભુંડું ઇચ્છીં તેના ઉપર વૈર બાંધે છે. આ રીતે બંધાએલું વેર બીજાં ઘણાં કારણથી વધ્યા કરે છે તેથી એક બીજાનિ પ્રીતિ એટલી ઓછી થાય છે કે છેવટે તે સ્ત્રી પણ ક્રોધના આવેશમાં આવીને

પતિની સામે અણઘટતાં શબ્દો બોલતાં શીખે છે. અને પતિ તે સ્ત્રીને મારે છે. હે સદ્ગુણી સુતા, જ્યારે પતિ સ્ત્રીને મારવા માંડે છે, એટલે તેનો પછી નિયમ રહેતો નથી. એ પ્રમાણે અનેક વાર મારખાનાર સ્ત્રી નિર્લજ્જ તથા નિર્ભય થઈ જાય છે તેથી તે પોતાની મરજી પ્રમાણે નઠારે રસ્તે ચાલવા શીખે છે. જેથી એવું પરિણામ આવે છે કે, તે પુરૂષ તે સ્ત્રીને પોતાના ઘરમાંથી મારીને કાઢી મુકે છે. આથી લોકોમાં બંનેની ફજેતી થાય છે. એટલુંજ નહીં પણ તે બંને સ્ત્રી પુરૂષ સ્વતંત્ર થઈ નઠારે રસ્તે ચાલનાર થવાથી બંને કુળનાં સઘળાં માણસો આ લોકમાં અપકીર્ત્તિને પામે છે અને મુઆ પછી ઘોર નરકમાં પડે છે. હે પુત્રીઓ, આ વાત તમે ધ્યાનમાં રાખજો. જ્યારથી તમારે સાસરે જવાનું થાય, ત્યારથીજ તમારે તમારા પતિની તરફ ભક્તિ ભાવથી વર્ત્તતા રહેવું. એટલે તેમને નમન કરવાનો નિયમ રાખવો. પતિને નમન કરવાની ટેવ રાખવાથી ઘણોજ લાભ થાય છે, એ વાત મેં તમને જણાવી છે. જ્યારે આપણો પતિ દૂર દેશ કે ગામ હોય ત્યારે તથા જ્યારે આપણે રજસ્વલા ધર્મને લઇને અયોગ્ય અવસ્થામાં હોઇએ અને પતિને નમન ન કરી શકીએ ત્યારે આપણા મનમાં પતિને સંભારીને તથા તેમને મનથી નમન કરીને જમવું પણ જો પતિ પાસે હોય તો ગમે તેમ થાય પણ પતિને નમન કર્યા વિના જમવું નહીં. હે પુત્રીઓ, મુળથી સરખા વિચાર તથા ગુણ રૂપનું જોડું તો આ સંસારમાં લાખે કે કરોડે એકાદ ભાગ્યેજ મળી આવે છે. તેથી ઘણે ભાગે બૈરાંને મૂળથી પતી ઉપર મનમાં પ્રીતિ રાખવી એ વિગેરે ઉત્તમ ગુણો

આવતાજ નથી. માટે તેમણે પતિને નમન કરવાનો નિયમ રાખવો જરૂરનો છે. બ્હેનો, આપણ સ્ત્રી જાતિની પરીક્ષા ક્યારે થાય છે? તે તમારે જાણવાનું છે. જે પતિ પૈસાવાળો હોય, શરીરે સુખી હોય અને સ્ત્રીની મરજી સાચવતો હોય તેની ઉપર સ્ત્રીની પ્રીતિ થાય તે તો સ્વાભાવિક છે. કારણ કે, પૈસાવાળો પતિ પોતાના વૈભવ પ્રમાણે સ્ત્રીને ઉંચા પ્રકારના લુગડાં ઘરેણાં વિગેરે પેહેરાવે છે અને ખાવા પીવામાં સુખી કરે છે, એટલે પોતાના સ્વાર્થને લઇને સ્ત્રી પતિ ઉપર પ્રીતિ કરે તેમાં કાંઈ નવાઈ નથી, પણ જ્યારે પતિ નિર્ધન હોય અને તેથી કરીને તે પોતાની સ્ત્રીની ઈચ્છા પ્રમાણે તેને સુખ આપી શકે નહિ, ત્યારે તે સ્ત્રીના કુળવાન્‌પણાંની તથા પ્રીતિની પરીક્ષા પડે છે. જેને માટે એક વિદ્વાન્ નીચેની આર્યા લખે છે, તે તમારે યાદ રાખવા લાયક છે.

## आर्या.

विनये वंशपरीक्षा शूरपरीक्षा रणांगणे भवति ।
आपदि मित्रपरीक्षा स्त्रीपरीक्षा निर्धने पुंसि ॥ १ ॥

"વિનયમાં વંશ—કુળની પરીક્ષા થાય છે. શૂરવીરની રણમાં પરીક્ષા થાય છે, આપત્તિમાં મિત્રની પરીક્ષા થાય છે અને જ્યારે પુરૂષ નિર્ધન થાય ત્યારે સ્ત્રીની પરીક્ષા થાય છે." ૧

આ પ્રમાણે જ્યારે પુરૂષ નઠારી સ્થિતિમાં આવે ત્યારે

ગવાન્ સ્રીની પરીક્ષા થાય છે. હે પુત્રી, આ જગતમાં
ટલાએક કાચી બુદ્ધિના પુરૂષો એમ માને છે કે પોતાની
ને અનુકૂળ થઇ ચાલવાથી, એટલે તે સ્રી ઉપર અત્યંત
મને મમતા દેખાડવાથી મારા કહ્યા પ્રમાણે ચાલશે અને
તિ રાખશે એ માનવું કેવળ ભુલ ભરેલું છે. કારણ કે,
ઘટિત પ્રેમ રાખવાથી ઘણી વખત સ્રી સ્વતંત્ર બની
ય છે અને માથે ચડે છે. કોઈ વાર પુરૂષ તે સ્રીની
ચ્છા પ્રમાણે નથી ચાલી શકતો એટલે માથે ચડેલી તે
ર્ણ સ્રી એને ન સહન થાય એવાં અનેક પ્રકારના દુઃખ
પે છે, તે ઉપર **ગોમતી** નામની એક સ્રીની વાત
ણવા જેવી છે.

કર્ણપૂર નામના એક નગરમાં **ચંદ્રદાસ** નામે એક
ન ગૃહસ્થ રહેતો હતો. તેને **ગોમતી** કરીને એક સ્રી
ી. ચંદ્રદાસ એક સારો વેપારી હતો અને વેપારમાં તે
રો પૈસો કમાતો હતો. તેની સ્રી **ગોમતી** એક સારા
ુહસ્થની દીકરી હતી. પણ તેણીએ કાંઈ પણ કેળવણી
ધી ન હતી. તેનો સ્વભાવ તીખો હતો. દરેક કામમાં
તાનું ધાર્યું થાય ત્યારે તે મનમાં સંતોષ પામતી હતી.
કે તેનો સ્વભાવ નઠારો હતો તોપણ તેણીનામાં કુળવાન્
ાનો ગુણ હોવાથી તે સુધરી શકે તેવી હતી. કારણ કે,
કે પુરૂષ ગમે તેવાં નઠારાં સ્વભાવનાં હોય પણ જો
ા માથે જાત હોય તો તે સુધરી શકે છે. ગોમતીને માટે
ા તેમજ હતું તે પોતાના પિતાને ઘેર લાડમાં ઉછરેલી
ી. કારણ કે, તે તેના માતાપિતાયે તે એકજ દીકરી

હતી. ગોમતી માતાપિતાયે મોઢે ચડાવેલી હોવાથી તેણી-નામાં સ્વતંત્ર રહેવાનો સ્વભાવ પડી ગયો હતો. ગોમતી જ્યારે પેહેલવેહેલી સાસરે આવી ત્યારે તેના સાસરીયામાં કોઈ વડિલ કે ઘરડું માણસ હતું નહીં. તેણીનાં સાસુ સસરા પ્રથમથીજ ગુજરી ગયાં હતાં. તેથી તે તરતજ ઘરની માલિક બની હતી. ચંદ્રદાસ સ્વભાવે સારો અને ભોળા દિલનો હતો અને તે ઘણોજ બીકણ સ્વભાવનો હતો. ચંદ્રદાસને ગોમતીની સાથે પ્રીતિ થઇ હતી, પણ તે બંને સ્ત્રી પુરૂષના સ્વભાવ પૂરેપૂરા મળ્યા ન હતા. ગોમતી વારંવાર ચંદ્રદાસને દબાવતી અને પોતાનું ધાર્યું કરતી હતી. છેવટે એટલે સુધી થતું કે, ગોમતીની બધી અનુકૂળતા ચંદ્રદાસને રાખવી પડતી હતી. ચંદ્રદાસ પૈસે ટકે સુખી હોવાથી જે ચીજ ગોમતી માગે તે હાજર કરતો અને દરેક વખતે તેના વચન પ્રમાણે વર્તતો હતો. સ્ત્રીથી બીતો ચંદ્રદાસ હમેશાંને માટે પોતાની સ્વતંત્રતા ગુમાવી બેઠો હતો અને દરેક વખત ગોમતીને પુછીનેજ કાંઈ પણ કામ કરતો હતો. આથી ચંદ્રદાસને ઘર એક કેદખાના જેવું થઇ પડયું હતું. અને ઘણી વાર તેના મનમાં પોતાનું ધાર્યું ન થવાથી ઘણો ખેદ થતો હતો.

પોતાનો પતિ આટલી બધી અનુકૂળતા સાચવતો તે છતાં મગરૂર બનેલી ગોમતીના મનમાં તેનો કાંઇ પણ વિચાર આવતો ન હતો. જેમ જેમ પતિ તેનાથી બ્હીને ચાલતો હતો, તેમ તેમ તે વધારે મગરૂર થતી હતી. અને તેના મનમાં પતિ તરફ અનાદર પણ ઊત્પન્ન થયો હતો.

ઘર અને વર બંને પોતાના તાબામાં હોવાથી ગોમતીને વધારે ગર્વ આવી ગયો અને તેથી તે પોતાના પતિને તૃણ સમાન ગણવા લાગી. ગોમતી ઘરની મહારાણી બની ચાલતી અને તે પોતાના મોઢાને પુછીને ખાતી, અને શરીરને પુછીને પેહેરતી હતી. હે બ્હેનો, ઘરનો રાજા અને કષ્ટથી પૈસો પેદા કરી સર્વ જાતનું સુખ આપનાર પતિ તેની ઉપર અનાદર કરનારી સ્ત્રીઓ સર્વ રીતે ધિક્કારને પાત્ર છે. તેવી સ્ત્રીઓ પોતાનો સંસાર બગાડી જગતમાં નિંદા પાત્ર બને છે. આ બાબત તમારે ઘણુંજ સમજવાનું છે. કદિ આપણી ઉપરના મોહથી પુરૂષ આપણી ઉપર વધારે પ્રીતિ રાખે તોપણ આપણે તેનો અનાદર કરવો ન જોઇએ. આપણે તો તેની તરફ પૂજ્ય ભાવ રાખવો જોઇએ. જે પતિ આપણો હમેશાં પાળક, પોષક અને રક્ષક છે, તેની તરફ ઉપકાર બુદ્ધિથી આપણે ભક્તિભાવ રાખવો જોઇએ. ગર્વથી ભરપૂર એવી ગોમતી એટલી બધી ચડી ગઇ કે, તે પોતાના પતિનો ક્ષણે ક્ષણે અનાદર કરવા લાગી અને હાલતાં ચાલતાં તેના સામુ બોલવા લાગી. ગોમતી ધીટે ધીટે પોતાનું કુલીનપણું ભુલી ગઇ અને એક હલકા કુળની સ્ત્રી હોય તેમ વર્ત્તવા લાગી.

એક વખતે ચંદ્રદાસને ઘેર કોઈ પુષ્પચંદ્ર નામે ગૃહસ્થ મીજમાન આવી ચડયો. તે ગૃહસ્થ એક સારો વ્યાપારી અને કુળવાન્ હતો. તે ચંદ્રદાસનો ખરેખરો હિતેચ્છુ અને સ્નેહી હતો. ચંદ્રદાસ ઘણી વાર તેને ઘેર મીજમાન થઇને જતો ત્યારે તે પુષ્પચંદ્ર તેની સારી બરદાસ કરતો

અને ઘણા આગ્રહથી પોતાને ઘેર તેને રાખતો હતો. તે પુષ્પચંદ્રને સરલા નામે એક સ્ત્રી હતી, તે પણ પોતાના પતિની આજ્ઞાથી ચંદ્રદાસની ખરદાસ કરવામાં સારો ભાગ લેતી હતી. તે ખરેખર સરલા હતી. તેણીએ કોઈ ઉત્તમ ગૃહસ્થની સાધ્વી સ્ત્રી પાસે સ્ત્રી કેળવણી લીધી હતી. પુષ્પચંદ્ર અને સરલા બંને જૈનધર્મના રાગી હતાં. એ પવિત્ર ધર્મના પ્રભાવથી તેમનો ગૃહ–સંસાર સારી રીતે ચાલતો હતો. સરલાએ સાધ્વી સ્ત્રીની પાસેથી શ્રાવિકા ધર્મની સારી તાલીમ લીધેલી હતી. આવી ઉત્તમ પ્રકારની તાલીમ મેળવેલી સ્ત્રીથી પુષ્પચંદ્ર પોતાના ગૃહ–સંસારમાં સંતોષ પુર્વક સારૂં સુખ સંપાદન કરી શકતો હતો.

જ્યારે ચંદ્રદાસ પુષ્પચંદ્રને ઘેર મીજમાન તરીકે જતો ત્યારે તે પોતાના સ્નેહી પુષ્પચંદ્ર અને સરલાનો સંસાર સુખી જોઈ ઘણોજ સંતોષ પામતો અને પોતાના મનમાં તેવા સુખની આશા રાખતો હતો. જો કે પોતે પુષ્પચંદ્રના જેવો સુખી નથી, એવું તેના મનમાં આવતું તોપણ પોતાની સ્ત્રી ગોમતી તરફના મોહને લઇને પોતાનો સંસાર સુખી છે, એમ ઉપરથી જણાવતો હતો. અને પુષ્પચંદ્ર તથા સરલાની પાસે પોતાની સ્ત્રી ગોમતીનાં વખાણ કરતો હતો.

હવે તે ગૃહસ્થ પુષ્પચંદ્ર ચંદ્રદાસને ઘેર કોઈ કાર્ય પ્રસંગે આવી ચડયો. ચંદ્રદાસ અને પુષ્પચંદ્રને પરસ્પર સ્નેહ હતો. પણ આજ સુધી ચંદ્રદાસને ઘેર પુષ્પચંદ્ર

આવવાનો પ્રસંગ બન્યો ન હતો. પેહેલ વેહેલોજ પ્રસંગ હતો. પુષ્પચંદ્ર આવ્યો એટલે ચંદ્રદાસ ઘણોજ ખુશી થઈ ગયો, પોતાના ઘેર અચાનક સ્નેહીનું આગમન જાણી તેની બરદાસ કરવાને તેના મનમાં ઘણીજ હોંસ આવી ગઈ. ચંદ્રદાસ ઉભો થઇ પોતાના સ્નેહીને ઉલટથી ભેટી પડયો અને તેના ઘરના કુશળ સમાચાર પુછી તે હૃદયમાં અત્યંત આનંદ પામ્યો.

ચંદ્રદાસ પોતાના સ્નેહી મીજમાનને મળી ઘરમાં ગયો અને તેણે પોતાની સ્રી ગોમતીને જણાવ્યું કે, આજે આપણે ઘેર મારા પરમ સ્નેહી પુષ્પચંદ્ર આવ્યા છે, તેઓ મારી તરફ ઘણીજ મમતા અને માયાથી વર્ત્તે છે. તેમની સાથે મારે વેપારને લઈને ઘણો સંબંધ થયેલો છે. તેજ સંબંધને લઈને હું ઘણી વાર તેને ઘેર ગયો છું; તેમના ઘરમાં સરલા નામે એક સદ્‌ગુણી સ્રી છે. તે ઘણીજ ભલી સ્રી છે. જ્યારે હું તેમને ઘેર જાઉં છું, ત્યારે તે બંને સ્રી પુરૂષ ઘણાજ પ્રેમથી મારી બરદાસ કરે છે. તેમના હૃદયમાં મારી તરફ ઘણી ઉત્તમ પ્રકારની લાગણી છે. માટે હે સ્રી, આ વખતે આપણે તેની મેમાનગત ઘણી સારી રીતે કરવાની છે. વળી હું જ્યારે તેમને ઘેર મીજમાન થઈને ગયેલો ત્યારે મેં તારા ઘણાં વખાણ કરેલા છે. હું કહેતો કે, મારા ઘરમાં જે સ્રી છે, તે ઘણીજ ગુણવાન્ અને પવિત્ર છે. તારી પ્રશંસા સાંભળી શ્રાવિકા સરલા ઘણીજ ખુશી થતી અને મને સંસારમાં સુખી જાણી તેના કોમળ હૃદયમાં ઘણોજ સંતોષ આવતો હતો. તેમજ માર.

અને ઘણા આગ્રહથી પોતાને ઘેર તેને રાખતો હતો
પુષ્પચંદ્રને સરલા નામે એક સ્ત્રી હતી, તે પણ પો
પતિની આજ્ઞાથી ચંદ્રદાસની બરદાસ કરવામાં સારો
લેતી હતી. તે ખરેખર સરલા હતી. તેણીએ કોઈ
ગૃહસ્થની સાધ્વી સ્ત્રી પાસે સ્ત્રી કેળવણી લીધી હતી.
ષ્પચંદ્ર અને સરલા બંને જૈનધર્મના રાગી હતાં. એ
વિત્ર ધર્મના પ્રભાવથી તેમનો ગૃહ-સંસાર સારી રીતે
લતો હતો. સરલાએ સાધ્વી સ્ત્રીની પાસેથી શ્રાવિકા
ની સારી તાલીમ લીધેલી હતી. આવી ઉત્તમ પ્રકારની
લીમ મેળવેલી સ્ત્રીથી પુષ્પચંદ્ર પોતાના ગૃહ-સંસારમાં સ
પુર્વક સારૂં સુખ સંપાદન કરી શકતો હતો.

જ્યારે ચંદ્રદાસ પુષ્પચંદ્રને ઘેર મીજમાન તરીકે
ત્યારે તે પોતાના સ્નેહી પુષ્પચંદ્ર અને સરલાનો સ
સુખી જોઈ ઘણોજ સંતોષ પામતો અને પોતાના મ
તેવા સુખની આશા રાખતો હતો. જો કે પોતે પુષ્પચ
જેવો સુખી નથી, એવું તેના મનમાં આવતું તોપણ
તાની સ્ત્રી ગોમતી તરફના મોહને લઇને પોતાનો સ
સુખી છે, એમ ઉપરથી જણાવતો હતો. અને પુષ્પચં
થા સરલાની પાસે પોતાની સ્ત્રી ગોમતીનાં વખાણ
હતો.

હવે તે ગૃહસ્થ પુષ્પચંદ્ર ચંદ્રદાસને ઘેર કોઈ કાર
સંગે આવી ચડ્યો. ચંદ્રદાસ અને પુષ્પચંદ્રને પ
સ્નેહ હતો, પણ આજ સુધી ચંદ્રદાસને ઘેર પુષ્પચ

આવવાનો પ્રસંગ બન્યો ન હતો. પેહેલ વેહેલોજ પ્રસંગ હતો. પુષ્પચંદ્ર આવ્યો એટલે ચંદ્રદાસ ઘણોજ ખુશી થઈ ગયો, પોતાના ઘેર અચાનક સ્નેહીનું આગમન જાણી તેની બરદાસ કરવાને તેના મનમાં ઘણીજ હોંસ આવી ગઈ. ચંદ્રદાસ ઉઠો થઇ પોતાના સ્નેહીને ઉલટથી ભેટી પડયો અને તેના ઘરના કુશળ સમાચાર પુછી તે હૃદયમાં અત્યંત આનંદ પામ્યો.

ચંદ્રદાસ પોતાના સ્નેહી મીજમાનને મળી ઘરમાં ગયો અને તેણે પોતાની સ્ત્રી ગોમતીને જણાવ્યું કે, આજે આપણે ઘેર મારા પરમ સ્નેહી પુષ્પચંદ્ર આવ્યા છે, તેઓ મારી તરફ ઘણીજ મમતા અને માયાથી વર્ત્તે છે. તેમની સાથે મારે વેપારને લઈને ઘણો સંબંધ બંધેલો છે. તેજ સંબંધને લઈને હું ઘણી વાર તેને ઘેર ગયો છું, તેમના ઘરમાં સરલા નામે એક સદ્ગુણી સ્ત્રી છે. તે ઘણીજ ભલી સ્ત્રી છે. જ્યારે હું તેમને ઘેર જાઉં છું, ત્યારે તે બંને સ્ત્રી પુરૂષ ઘણાજ પ્રેમથી મારી બરદાસ કરે છે. તેમના હૃદયમાં મારી તરફ ઘણી ઉત્તમ પ્રકારની લાગણી છે. માટે હે સ્ત્રી, આ વખતે આપણે તેની મેમાનગત ઘણી સારી રીતે કરવાની છે. વળી હું જ્યારે તેમને ઘેર મીજમાન થઈને ગયેલો, ત્યારે મેં તારા ઘણાં વખાણ કરેલા છે. હું કહેતો કે, મારા ઘરમાં જે સ્ત્રી છે, તે ઘણીજ ગુણવાન અને પવિત્ર છે. તારી પ્રશંસા સાંભળી શ્રાવિકા સરલા ઘણીજ ખુશી થતી અને મને સંસારમાં સુખી જાણી તેના હેતાળ હૃદયમાં ઘણોજ સંતોષ આવતો હતો તેમજ માર

સ્નેહી પુષ્પચંદ્રની સાથે સ્ત્રીના સુખની વાત નીકળતાં હું તેનો હરીફ થતો હતો અને એટલે સુધી કહેતો કે, મિત્ર પુષ્પચંદ્ર, જેવા તમે સ્ત્રી તરફથી સુખી છો, એવોજ બલકે એથી વધારે હું સ્ત્રી તરફથી સુખી છું. કોઈ વાર અમે બંને મિત્રો ધર્મના અધિષ્ટાયક દેવની પ્રાથના કરતાં કે, "હે અધિષ્ટાયક દેવતા, અમારા જેવો આ વિશ્વના બધા શ્રાવકોનો સંસાર સુખી કરજો. અમારા ઘરમાં જે શ્રાવિકા રત્નો છે, તેવા શ્રાવિકા રત્નો બીજા શ્રાવકોના ઘરમાં સંપાદન થજો." હે સ્ત્રી, આ પ્રમાણે મેં તારી ભારે પ્રશંસા કરી છે વળી આપણે ઘેર આવનારા મીજમાનોની બરદાસ સારી રીતે કરવી એ આપણા ઘરની શોભા છે માટે હે સદ્‌ગુણી સ્ત્રી, હવે એ બધી મારી પુલ સફળ કરવી તારા હાથમાં છે. તું સારી રીતે બરદાસ કરી મારા પરમ સ્નેહી પુષ્પચંદ્રને ચકિત કરી નાખ. અને મારા ગૃહસંસારની શોભા વધારી દે.

પતિનાં આવાં વચન સાંભળી ગોમતી હૃદયમાં ખુશી થઇ અને તેણીએ વિચાર્યું કે, હવે બરાબર ગરજનો વખત આવ્યો છે. પુરૂષને જ્યારે સ્ત્રીની ગરજ પડે ત્યારેજ તે પાંસરો થાય છે જો કે મારો પતિ મારા તાબામાં હમેશાં રહે છે; તોપણ આ પ્રસંગ તેને માટે મને સારો મળ્યો છે." આવું વિચારી ગોમતી મોઢાં ઉપર ગુસ્સો બતાવી બોલી-તમે શું સમજીને આટલું બધું બોલો છો ? એવા તો ઘણાં રખડતા તમારા મિત્રો આવે, તેમાં મારે શું ? એવા પરભાર્યા ભાયડાઓની બરદાસ કરવાને હું કાંઈ

નવરી બેઠી નથી. જો બરદાસ કરવી હોય તો તમે પોતે જઇને કરો. મારાથી કાંઈ એવી વેઠ થવાની નથી.

ગોમતીનાં આવાં વચન સાંભળી ચંદ્રદાસ ઝાંખો પડી ગયો. તેના ચેહેરા ઉપર ચિંતાનો ભારે દેખાવ થઈ ગયો. અને તે ઉડેથી નિશ્વાસ મુકવા લાગ્યો. ક્ષણવાર પછી તેણે ગોમતીને આજીજી કરી જણાવ્યું, પ્રિયા, આ વખતે આવાં વચન ન બોલવાં જોઇએ. ગમે તેમ કરીને તારે મારી આબરૂ રાખવી જોઇએ. જો તું મારી આબરૂ રાખીશ તો તને હું ઘણીજ ખુશી કરીશ. આ ઘર અને પૈસો બધું તારૂંજ છે. તું મારા ઘરની માલિક છે. જે કહે તે કરવાને હું તૈયાર છું. પતિનાં આવાં આજીજી ભરેલા વચન સાંભળી ગોમતી વધારે ચડી ગઇ. તેના મનમાં ગર્વનો આવેશ આવી ગયો. અને આવેશથી તેણીએ જણાવ્યું, જો તમે આજે મારા કહ્યા પ્રમાણે કરો તો હું તમારા સ્નેહીની બરદાસ કરીશ. ચંદ્રદાસ કરગરતો બોલ્યો—હે ભલી સ્ત્રી, કહે, તારી શી ઇચ્છા છે ? ગોમતી ગર્વથી બોલી—આજે બજારમાંથી મારે માટે ત્રણસેં રૂપીઆની કશબી ઉંચી સાડી લઇ આવો એટલે હું તમારા મીજમાનની બરદાસ કરીશ. ચંદ્રદાસે તે વાત કબુલ કરી અને કહ્યું કે, તું હમણાં સારી સારી રસોઈ કરવા માંડ અને હું તારે માટે બજારમાં સાડી લેવા જાઉં છું. ગોમતી બોલી—ના, એમ બનશે નહીં. જ્યારે તમે સાડી લઇ આવો અને મને ગમે તો પછી હું રસોઈની શરૂઆત કરીશ. ચંદ્રદાસ બોલ્યો—અરે, એ કેમ બને ? હું બજારમાંથી સાડી લાવું અને તે પછી તું રસો-

ઈનો આરંભ કરે તો પછી જમવામાં ઘણીજ વાર થાય, એ સારૂં ન કહેવાય. મારો મિત્ર પુષ્પચંદ્ર દિવસના પેહેલા પોહોરમાં મને જમાડતો હતો અને તે પેહેલાં સવારે દુધ અને નાસ્તો ખવરાવતો હતો. ગોમતીએ કહ્યું, ના, મારાથી એવું બનશે નહીં. તમે સાડી લાવ્યા પેહેલાં કાંઇ પણ થવાનું નથી. પોતાની સ્ત્રીનો આવો હઠ જોઇ ચંદ્રદાસે ગોમતીની આગળ બે હાથ જોડી કહ્યું, હે ભલી સ્ત્રી, આવી હઠ કરવી ન જોઇએ. જો તારા મનમાં મારો વિશ્વાસ ન આવતો હોય તો ત્રણસો રૂપીઆની કોથળી તારી પાસે અત્યારે હાજર કરૂં. પછી રસોઇનો આરંભ કર. ગોમતી ગુસ્સાથી બોલી—શું મારે રૂપીઆના બચકાં ભરવાં છે ? હું રોકડા રૂપીઆને શું કરૂં ? જો તમારે સાત વાર ગરજ હોય તો જલદી બજારમાં જાઓ અને મારે માટે સાડી લઈ આવો.

આ પ્રમાણે ઘરમાં ચંદ્રદાસ અને ગોમતી તે માંહેમાંહી રગઝગ કરતાં ઘણી વાર થઇ ગઈ. બાહેર બેઠેલો પુષ્પચંદ્ર કંટાળી ગયો એટલે તેણે ઊંચે સ્વરે ચંદ્રદાસને સાદ કર્યો. કેમ ભાઇ ચંદ્રદાસ, ઘરમાં શું કરો છો ? બાહેર તો આવો. આપણે ઘણે દિવસે મળ્યા માટે વાતચિત કરીએ. ચંદ્રદાસે ઘરની અંદરથી જવાબ આપ્યો, ભાઇ, આવું છું. જરા કામમાં છું. પુષ્પચંદ્રે બાહેરથી જણાવ્યું. મિત્ર, હું કાંઇ મેહેમાન નથી. મારે માટે કાંઈ પણ ખટપટ કરશો નહીં.” તે સાંભળી ચંદ્રદાસ બહાર આવ્યો અને પુષ્પચંદ્રને કહ્યું, મિત્ર, જરા ઘરમાં વાતચિત કરવી હતી, તેથી હું રોકાયો

હતો. પુષ્પચંદ્રે જણાવ્યું, તો બહુ સારૂં. પણ મારે માટે કાંઈ વધારે તરખડ કરવી નહીં. જે હશે તે હું ખાઈ લઈશ. પછી ચંદ્રદાસે પોતાના મિત્રને જણાવ્યું કે, ભાઈ પુષ્પચંદ્ર, મારે જરા જરૂરનું કામ છે, તેથી હું બજારમાં એક આંટો જઇ આવું, ત્યાં સુધી જરા વિશ્રામ લઇ બેસજો. પુષ્પચંદ્ર બોલ્યો—ખુશીથી જાઓ. મારે માટે કોઇ જાતની ફીકર રાખશો નહીં. આ પ્રમાણે કહી ચંદ્રદાસ ઘરમાં આવ્યો, ત્યાં તેણે ગોમતીને લમણા ઊપર હાથ મુકીને બેઠેલી જોઇ. ચંદ્રદાસે ફરી વાર આજીજી કરી જણાવ્યું, અરે ભલી સ્ત્રી, હું બજારમાં જાઊં છું, તું રસોઇની શરૂઆત કરજે. પુષ્પચંદ્ર મારો ખરેખરો સ્નેહી છે, માટે તેને માટે સારા સારા પકવાન્ન બનાવજે અને તેની ઊંચા પ્રકારની બરદાસ કરજે. જો તેમાં કાંઇ પણ ખામી આવશે તો મારી લાજ જશે. આ વખતે મારી લાજ તારા હાથમાં છે. ચંદ્રદાસનાં આવાં આજીજીનાં વચન સાંભળ્યાં તોપણ ગોમતીના હૃદયમાં કાંઇ પણ અસર ન થઈ. પણ ઊલટી તે ગુસ્સો બતાવીને બોલી—શું તમારો પુષ્પચંદ્ર, કોઈ રાજા છે? કે તેની બરદાસ મારે આટલું બધું કહ્યા કરો છો. મારાથી જે બનશે તે કરીશ. કાંઈ તેને માટે હેરાન થવાશે નહીં. હજુ તમે બજારમાં જઈ સારી સાડી લઇ આવો અને તે મને બતાવો જો મારા મનમાં તેથી સંતોષ થશે તો પછી હું રસોઇનો આરંભ કરીશ. નહીં તો કાંઈ પણ બનશે નહીં. ગોમતીનાં આવાં વચનો સાંભળી ચંદ્રદાસ ઢીલો થઇ બજારમાં ગયો. તેણે પોતાની સ્ત્રીને ખુશી રાખવા માટે ત્રણસોને બદલે સાડાત્રણસો રૂપીઆની ઊંચી સાડી ખરીદ

**ચંચળ**—આનંદા કાકી, ચંદ્રદાસ ચાલ્યો ગયો અને તે સમુદ્રમાં ડુબી ગયો, તે પછી તેને ઘેર આવેલા પુષ્પચંદ્રનું શું થયું ?

આનંદા કહે છે—હે પુત્રીઓ, જ્યારે ચંદ્રદાસ ઘણી વાર આવ્યો નહીં ત્યારે પુષ્પચંદ્ર તેની ઘણી રાહ જોઇને બેઠો. તેમ કરતાં સાંઝ પડી એટલે ક્ષુધાથી પીડિત એવા પુષ્પચંદ્રે ગોમતીને કહ્યું, બ્હેન, મારા મિત્ર ચંદ્રદાસ હજુ સુધી કેમ નહીં આવ્યા હોય ? તેઓ કયાં ગયા છે ? અને શું કામે ગયા છે ? તે મને કહો તો હું તેની તપાસ કરૂં.

પુષ્પચંદ્રે આ પ્રમાણે પુછયું, એટલે ગોમતી પણ વિચારમાં પડી કે, તે આટલી વાર સુધી કયાં ગયા હશે ? વખતે મારી નઠારી હઠ જોઈ આ તેના મિત્રની શરમને લઇને કયાંઈ ચાલ્યા તો નહીં ગયા હોય. માટે આ બાબત તપાસ કરવાની જરૂર છે. આવું વિચારી ગોમતીએ પુષ્પચંદ્રને કહ્યું, ભાઈ, તેઓ આજે ઘરના કેટલાએક કારણસર મુંઝાયા છે, માટે તમે તેની બજારમાં જઇને તપાસ કરી મને ખબર આપો. મને પણ તેમની મોટી ચિંતા થઇ પડી છે.

ગોમતીનાં આવાં વચન સાંભળી પુષ્પચંદ્ર બજારમાં ગયો અને ચંદ્રદાસને માટે ઠેકાણે ઠેકાણે પુછવા લાગ્યો. કોઇ ઠેકાણે તેનો પત્તો લાગ્યો નહીં. છેવટે કોઇ દુકાને ઉપર પુછતાં એક મુસાફરે ખબર આપ્યા કે, ચંદ્રદાસ અમુક બંદરમાં વાહાણ ઉપર બેઠા હતા અને તે વાહાણ સમુદ્રમાં

તોફાનમાં આવ્યું હતું, એવા ખબર અહીં હમણાંજ આવ્યા છે. પુષ્પચંદ્રે પુછયું કે, તમારી દુકાને તેજ ખબર શીરીતે આવ્યા ? ત્યારે તેણે જણાવ્યું કે, મારો એક સંબંધી તેજ વાહાણમાં બેસી આજે ગયો છે, અને હમણાંજ તે વાહાણના એવા ખબર આવ્યા છે કે, વાહાણ ચાલ્યા પછી થોડી વારે દરીઆમાં મોટું તોફાન ઉઠયું હતું. આ ઉપરથી હું તમને ખબર આપું છું કે, તમારા મિત્ર ચંદ્રદાસ દરીઆના તોફાનમાં સપડાઇ ગયા છે. આ ખબર સાંભળી પુષ્પચંદ્ર ઘેર આવ્યો અને તેણે તે બધી વાત ગોમતીને જણાવી.

ગોમતીને પીયરમાં કોઈ હતું નહીં. તેમજ ચંદ્રદાસને માતા પિતા, ભાઇ કે બીજું કોઇ કુટુંબમાં હતું નહીં, તેથી ગોમતીની અવસ્થા ઘણીજ દુઃખી થઇ પડી. ચંદ્રદાસે વેપાર-ઉદ્યોગથી ઘરમાં સારો પૈસો મેળવ્યો હતો, પણ તેની વ્યવસ્થા કરનાર કોઈ બીજું હતું નહીં. ગોમતીને તેના પતિના માઠા ખબર સાંભળી ઘણીજ દીલગીરી થઈ આવી: તરતજ તે ઉંચે સ્વરે રૂદન કરવા બેઠી. તે વખતે પુષ્પચંદ્રના નેત્રમાંથી પણ આંસુની ધારા ચાલવા માંડી. તેણે ક્ષણવાર પછી હીંમત કરી ગોમતીને જણાવ્યું, બ્હેન ! રૂદન કરો નહીં. જે થવા કાળ હોય તે થાય છે. આપણે ગમે તેટલું રૂદન કરીશું તોપણ તમારા પતિ ચંદ્રદાસનું મુખ ફરી પણ જોઇ શકવાનાં નથી. આ સંસારની સ્થિતિ વિચિત્ર છે. કોઇ સર્વદા સુખી રહી શકતું નથી. બ્હેન, મારે તો એટલુંજ જાણવાની ઇચ્છા છે કે, આજે તમારા

ખવો ન જોઇએ. તેમ પોતાના આધારરૂપ પતિને સતાવવો ન જોઇએ. આવો વિચાર કરી પુષ્પચંદ્ર પોતાના મિત્રની સ્ત્રીને દીલાસો આપી પોતાને વતન ગયો. કુળવાન્ પુષ્પચંદ્ર વખતોવખત પોતાના મિત્રની સ્ત્રીની પાસે આવતો અને તેના ગૃહકાર્યમાં સારી મદદ આપતો.

આનંદા કહે છે—હે પુત્રીઓ, ગોમતીની વાત તમે બરાબર ધ્યાનમાં લેજો અને તેમાંથી સારો બોધ લઈને તમારા ગૃહ—સંસારમાં પ્રવર્તન કરજો. પોતાની સ્ત્રીને માથે ચડાવવાથી પુરૂષનો ગૃહ—સંસાર દુઃખરૂપ થાય છે. માથે ચઢાવેલી મૂર્ખ સ્ત્રી પોતાના પતિને ન સહન થાય તેવાં અનેક પ્રકારના દુઃખ દે છે, તથા અપ્રીતિ દેખાડે છે, તોપણ મૂર્ખ પતિ ચેતતો નથી, તે અંતે ચંદ્રદાસની જેમ મહાદુઃખં પામે છે. કદિ કોઈ પુરૂષ ચેતે છે તોપણ પેહેલેથી બગડેલો એટલે માથે ચઢેલી સ્ત્રી પછી સુધરતી નથી. કારણ કે, પેહેલેથી બગડેલી કેટલીએક વાતો પછી દુઃખે કરીને પણ સુધરી શકતી નથી. તેને માટે આખો જન્મ પસ્તાવો કરવો પડે છે. અને છેવટે તેમાં મોતજ નીપજે છે તેવી રીતે બગડેલી સ્ત્રીઓ પણ અનેક પાપ કરે છે, તથા અનેક દુઃખો ભોગવી મરણ પછી પણ નરકમાં દુઃખનેજ ભોગવે છે. માટે હે પુત્રી લલિતા, તું જ્યાં સુધી તારા પતિની સમીપે હોય ત્યાં સુધી હમેશાં તેને નમન કરવાનો નિયમ ગ્રહણ કરજે. અને સાથે પતિની ચોખા હૃદયથી ભક્તિ કરજે. જ્યારે જમવાનો વખત થાય ત્યારે પતિને જમવાનો થાળ આગળ મુકી પ્રીતિથી જમાડવા. જમાડયા

પછી તેમને પાન સોપારી વિગેરે જે મુખવાસ હોય તે આપવું. પછી તેમની આજ્ઞા માગીને પ્રસન્ન ચિત્તથી જમવું. જમતી વખતે કોઇ જાતની ગૃહ—વ્યવહારની ચિંતા થાય તેવી વાતો કાઢવી નહિ, તેમજ સંભારવી નહિ. પતિ જમતા હોય ત્યારે પણ તેને ગૃહ—વ્યવહારની ઊપાધિવાળી વાતો પુછવી નહિ. તે વખતે તો તેમની તબીયતને માફક હોય તેવા પદાર્થો તેમની રૂચિ પ્રમાણે આપવા અને મીઠાં અને ગમતાં વચનો બોલી પતિના મનને આનંદ આપવો.

હે સદાચારવાળી દીકરી, આ સંસારમાં બધી જાતનું સુખ આપણે અબળાજાતિને પતિ વિના બીજું કાંઇ છેજ નહીં. જેમ પરમાર્થ સુખના આપનારા દેવ, તથા ગુરૂ છે, અને તેમની જેવી રીતે ભક્તિને સેવા કરવી જોઇએ. તેવી રીતે વ્યવહાર સુખને આપનારા પતિ છે, માટે તેમની પણ સંસારી રીત પ્રમાણે સેવા કરવી જોઇએ. વ્હાલી દીકરી, તું તારા ધર્મને બરાબર જાણીને તે ધર્મને પાળનારી થજે. જો તું તારા ધર્મથી ભ્રષ્ટ થઇશ તો તું અધોગતિ પામીશ એટલુંજ નહીં પણ માતાપિતાના અને સસરાના બંને કુળને લાંછન લગાડનારી થઇશ. માટે હે પુત્રી, આ મારાં વચન સાવધ થઇને સાંભળજે, કદિ પણ ભુલીશ નહીં.

બ્હેનો ! સાસરે ગયા પછી તમારે હમેશાં વેહેલા ઊઠવાની ટેવ પાડવી. સવારમાં ઊઠયા પછી પતિને પગે લાગવું. અને તે પછી સાસૂ કે કોઈ વડિલ સ્ત્રી ઘરમાં હોય તો..

તેની મરજી પ્રમાણે ઘરનું કામ કરવું. કદિ પણ પોતાની મેળે સ્વતંત્રતાથી કોઇ પણ કામ કરવું નહીં. જો ઘરમાં સાસૂ કે કોઈ વડિલ સ્ત્રી ન હોય તો પછી જે આપણે સ્ત્રી જાતિને કરવાનાં કામ હોય તે કરવાં. પ્રથમ દાતણ વિગેરે શરીર શુદ્ધિનાં કામ કરી પોતાના કેશને સમારી પછી બીજા કામમાં લાગવું. આપણે સ્ત્રી જાતિએ ચોટલો છુટો મુકીને કદિ પણ ઘરમાં ફરવું નહીં, કારણ કે, ચોટલો છુટો મુકવો એ બેઅદબી ગણાય છે. વળી છુટા ચોટલામાંથી વાળ ખરે છે. તે વખતે પાણીમાં, લોટમાં કે બીજા ખાવા પીવાના પદાર્થોમાં ઊડીને પડે છે, અને તે જો માણસના ખાવામાં આવે છે, તો પ્રસંગે ગળામાં સ્વરભંગ વિગેરે રોગોને પેદા કરે છે. તેથી સુઘડ સ્ત્રીએ તો કેશનો અંબોડો વાળ્યા વિના ઘરમાં કે બહાર ફરવુંજ નહીં. વળી હે દીકરી, ઘણે ભાગે આપણો સ્ત્રીયોનો એવો સ્વભાવ હોય છે કે, જ્યારે માથું ઓળીએ છીએ ત્યારે જ્યાં સુધી વાળ ભીના હોય, ત્યાં સુધી તે વાળને સુકવવાના વિચારથી છુટાં મુકી ફરીએ છીએ, પણ તે વધારે સારૂં નથી. નાહ્યા પછી એક ઠેકાણે બેસી પોતાના ... લુગડાથી ... રીતે લુછવા અને અઘોગાત પછી તરત તે બગડેલી ... લટ ... ગાંઠ બાંધી રાખવી, જ્યાં સુધી તે ... ભોગવી ... અને સસ... ન જઇએ, ત્યાં સુધી સઘળા વાળ છુટાં મુ... પુત્ર માટે હે ... જ્યારે આજુબાજુ કામમાં પ્રવેશ કરીએ ત્યારે આ...માં પા... વાળી ફરવું અને એક છુટી લટને ગાંઠ બાંધી રાખવી. અથવા એક જગ્યાએ બેસી વાળને છુટા મુકી સુકવી નાખવા. પણ આખો દિવસ કેશ છુટા રાખી ઘરનાં કામ કરવા નહીં. હે પુત્રી, વળી વાળને

માટે હમેશાં ઘણી કાળજી રાખવી. તેમાં મેલ ન ભરાય અને જૂઓ તથા લીંખો ન પડે તેવી રીતે તેની સંભાળ રાખવી. મેલા કેશવાળી સ્ત્રી કુવડ અને ગંદી ગણાય છે. વળી જ્યારે વાળ સમારવા કે તેમાં તેલ નાખવું હોય ત્યારે તેને ઓળતી વખતે જૂ વિગેરે વાળના જીવની હિંસા ન થાય તેવી રીતે સાવચેતી રાખવી. બ્હેનો, તમે દયા ધર્મના પાળક છો, તેથી તમારે તે વિષે ઘણીજ કાળજી રાખવાની છે. જો કદિ માથામાં જુંઓ કે લીંખો પડી હોય તો તેને જતનાથી કાઢી સારી જગ્યોએ નાખવી. બનતા સુધી તો જૂં કે લીંખ ન પડે તેવીજ રીતે વાળની સંભાળ લેવી.

હે બ્હેનો, સવારના દાંતણ પાણી વિગેરે કામથી પરવારી, વાળ સમારી પછી ઘરના કામમાં પ્રવેશ કરવો. ઘરના દરેક ભાગમાંથી ચોકસીથી કચરો વાળવો. કચરા વાળતી વખતે ઘણીજ જતના રાખવી. કીડી, મંકોડા, કંથવા વિગેરે ઝીણા જીવોની હિંસા ન થાય તેમ પોચે હાથે વાળવું. પછી વાસણ માંજવાં, પાણી ગાળવું, રસોઈ કરવી, અને સર્વને જમાડવાં વિગેરે સઘળાં કામ જતનાથી કરવાં.

હે સદ્‌ગુણી સુતા, જો આપણા સાસરાની સ્થિતિ સારી હોય અને કામ કરનારા આપણે ઘેર નોકરો હોય તો તેમની ઉપર દેખરેખ રાખીને તે કામ કરાવવાં. ઘણે ભાગે આપણ શ્રાવકના ઘરમાં શ્રાવકધર્મ પાળનારા નોકરો રાખવા, કારણ કે, તેવા નોકરો ઘરનાં બધાં કામ જતનાથી અને પૂરી સંભાળથી કરે છે. જો કદિ શ્રાવકધર્મને માનનારા નો-

કરો ન મળી શકે તો પછી બીજા નોકરો રાખવા પણ તે-
મને જતનાથી કામ કરવાની સૂચના આપવી. અને જો
આપણું ગરીબ સાસરૂં હોય તો દળવું, ખાંડવું, વગેરે
મેહેનતનું કામ પણ કરવાનો અભ્યાસ રાખવો. કામ કર-
વાથી ઘરમાં અને શરીરમાં બંનેમાં ફાયદો થાય છે. કામ-
થી શરીર કસાઇને મજબુત થાય છે. કેટલીએક સ્ત્રીઓ
ઘરનાં કામ કરવામાં કોશર રાખનારી હોય છે, તેથી કરીને
તેમનાં શરીર રોગી બની જાય છે. કદિ આપણી સ્થિતિ
સારી હોય તોપણ શરીર કસાવાને માટે કામ કરવાનો અ-
ભ્યાસ રાખવાની જરૂર છે. ઘણાં શ્રીમંતોનાં બૈરાંઓ કામ
કર્યા વિના આળસુ અને રોગી બની જાય છે. હે પુત્રીઓ,
અહીં તમારે એટલું ધ્યાન રાખવાનું છે કે, ઘરનાં સઘળાં
કામ કરતાં છતાં વારંવાર આપણા પતિની પ્રીતિ શી રીતે
વધારે થાય? એવા વિચારો કરતાં જવું. તથા જે કામ
તેમની મરજી પ્રમાણે કરી આપતાં જવું. કોઈ પણ કામમાં
જરા પણ આળસ રાખવી નહીં. આળસ એ શરીરનો
મોટો શત્રુ છે જો કામથી પરવારી નવરાશનો વખત મળી
શકે એમ હોય તો પતિની પાસે બેશી પ્રીતિનાં વચનથી
તથા અનેક જાતના ઊપાયથી તેમનું મન આનંદ પામે
તેવી રીતે કરવું. કારણ કે, ઘર ચલાવવામાં પુરૂષને ઘણું
સંકટ પડે છે. વળી તેનું મન સંસાર વ્યવહારના સંતાપ-
થી તપેલું રહે છે. તેથી પતિને દરેક વાતમાં ધીરજ આ-
પતાં તેની અનુકુળતા સાચવવી અને હાસ્યવિનોદ વિગેરે-
થી તેમજ તેમની સાથે હસી બોલીને તેમનું મન સંતોષ
પમાડવું, હે દીકરીઓ, આ સંસારના સંકટને વેઠનારા પુ-

રૂપને સ્ત્રી તથા બાળક એ બે મનના સઘળા પરિતાપને દૂર કરી શાંતિ આપનાર છે; માટે પોતાના પતિને સુખ ઉપજે તેમ જરૂર કરવું જોઇએ. જે સ્ત્રીઓ પોતાના પતિને દુઃખના સમયમાં કનડે છે અથવા પતિનો તિરસ્કાર કરી તેનું મન દુભાવે છે. અને પતિને સુખ શાંતિ થાય તેવા ઉપાયો કરતી નથી. તે સ્ત્રીઓ ખરેખરી મુર્ખ સમજવી. કેટલીએક સ્ત્રીઓ પોતાના પતિના કમાએલા પૈસા પોતાને કબજે રાખે છે અને દુઃખના વખતમાં પણ તેને તે પૈસા આપતી નથી, અથવા કોઈ આપત્તિ વખતે પૈસામાંનો ખર્ચ કરવા દેતી નથી, તથા તેના મનને શાંતિ કે ધીરજ મળે તેવાં વચનો બોલતી નથી, તે સ્ત્રીઓ ખરેખરી પાપિણી છે. કર્મયોગે કદિ પતિને મંદવાડ આવે તો તેવે વખતે દવા કે સારો ખોરાક આપવામાં લોભ કરે છે, તે સ્ત્રીઓ ઘણીજ દુષ્ટ સમજવી કેટલીએક સ્વાર્થી સ્ત્રીઓ પતિને મંદવાડ આવે અને વખતે તે મંદવાડ લાંબો ચાલે ત્યારે પતિને મુખે આવી કહે છે કે, " આ તમારો મંદવાડ તો મટતોજ નથી. આટલા આટલા દાહાડા થયા તોપણ તેનો આરોજ આવતો નથી. ખાટલે પડ્યા પડ્યા જે ભાવે તે ખાઓ છો અને મને રાંડને ભીખારણ કરો છો. મારી પાસે બે જણસો છે, તે પણ ખાઇ જશો. પછી જતે દાહાડે તમને કંઇક થાય તો પછી આ રાંડની શી વલે થવાની ? તમે તો જન્મનાજ માંદા રહ્યા. હું તો તમારા ઘરમાં આવીને ઠરીને બેઠીજ નહીં. મારા પૂર્વભવનાં વેર ઉખળ્યાં. મારાં અને મારાં છોકરાંના શા હાલ ?" એવાં કડવાં વચનો બોલી પોતાના પતિને

દુઃખમાં વધારો કરે છે અને જે વખતે ખરી શાંતિની જરૂર છે, તે વખતે તેના હૃદયને બાળે છે. આવી સ્ત્રીઓ ઘણીજ પાપિણી છે અને પોતાના પતિના રૂધિરને પીનારી રાક્ષસી કહેવાય છે, બ્હેનો, કેટલીએક શંખિની સ્ત્રીઓ પતિની પાસે તિરસ્કારના વચનો બોલે છે. કે "અરે, અભાગીયા તું તો મરવા પડયો છે. તને કંઈ ઘરનું ભાન નથી. આ રાંઠ તારૂં કયાંથી પૂરૂં કરશે. તું તો જન્મનો માંદોજ રહ્યા કરે છે. ઘરમાં જે કાંઇ હશે તે ખાટલે પડયો ખાઇ જઇ પછી રાંડને વિધવાવસ્થામાં દુઃખીણી મુકી રઝળાવી ચાલ્યો જઇશ. અરે પીટયા, હવે અમે તને કંઇ પણ સારૂં ખવરાવીશું નહીં. મરી જાતો ભલે, કાંઇ તારી પછવાડે અમારે સહુને મરવાનું નથી." આવાં આવાં કઠોર શબ્દો બોલી પોતાના માંદા પડેલા પતિને દાઝયા ઉપર ડામ આપવા જેવું કરે છે. હે સુતા, આવાં વચનો બોલનારી સ્ત્રીઓનો ત્યાગ કરવો જોઇએ. બિચારા ભોળા અને વિષયના મોહમાં સપડાઈ ગયેલા પુરૂષો, તેવી સ્ત્રીઓને માટે પણ અથાગ મેહેનત લઇ—મજુરી કરે છે અને તેમનું પાલનપોષણ કરે છે. તેના બદલામાં દુષ્ટ સ્ત્રીઓ સાપિણી જેવી થઈ તેને ડસે છે. એવી સ્ત્રીઓને ઘરમાં રાખીને પાળવી પણ ન જોઈએ. તોપણ સંસારના બોઝાને ઉપાડનારો બળદના સરખો પુરૂષ તેવી સ્ત્રીના ઉપરથી મોહ મુકતો નથી તેવી સ્ત્રીથકી સંસારનું સુખ સ્વપ્નામાં પણ મળતું નથી.

હે બ્હેનો, જેમ દુષ્ટ સ્ત્રીઓ પતિને દુઃખના કારણ

રૂપ હોય છે, તેવા કેટલાએક પુરૂષો પણ સ્ત્રીઓને દુઃખનું કારણરૂપ થાય છે. પોતાની સ્ત્રી જો દૈવયોગે માંદી થાય તો તેનો ઘણોજ અનાદર કરે છે. તેને ધીરજ આપવાને બદલે ઘણાંજ કડવાં વચનો તેને મોઢે કહે છે. કોઈ વખતે તો સ્ત્રીને ન કહેવાનું કહે છે અને પાછા તે સ્ત્રીની સાથે ગૃહ—સંસારમાં પડે છે. હે સદ્ગુણી સુતાઓ, કોઈના ઘરમાં સ્ત્રી ખરાબ હોય છે, તો પુરૂષ સારો હોય છે અને પુરૂષ ખરાબ હોય છે. તો સ્ત્રી સારી હોય છે. પણ કેટલાએક ઘરમાં તો સ્ત્રી અને પુરૂષ બને ખરાબ હોય છે. કેટલાંએક સ્ત્રી પુરૂષો માંહોમાંહી વઢયા કરે છે અને પાછા ક્ષણવાર પછી ભેગાં બેસે છે. ઘણી વાર સ્ત્રી રીસાઈને લાંઘણ કરે છે. તેઓ સામસામા અઘટિત વચનો બોલે છે. એક બીજાનું અપમાન કરે છે અને ન દેવાની ગાળો આપે છે. વળી કોઈ વાર જો સ્ત્રી વધારે ક્રોધવાળી હોય તો કુવામાં પડીને, ઝેર ખાઇને કે ગળે ફાંસી બાંધીને મરે છે. ધિક્કાર છે, એવા સ્ત્રી તથા પુરૂષોને ! એમના કરતાં પશુ પક્ષીનો અવતાર સારો કે જેમને એવાં દુઃખ ભોગવવાં પડતાં નથી. તેવાં સ્ત્રી પુરૂષોના જીવનનો અંત દુઃખમાંજ આવે છે અને તેઓ આ દુનિયામાં નારકીનાં પ્રત્યક્ષ દુઃખ ભોગવે છે. હે પુત્રીઓ, સંસારમાં જે એવા દુઃખી સ્ત્રી પુરૂષો થાય છે, તેનું કારણ તેમને સારી કેળવણી મળેલી નહીં એજ છે. જો બાળપણમાંથીજ છોકરા અને છોકરીઓને પોતાના માબાપના હાથથી તથા ગુરૂના હાથથી સારી કેળવણી મળે તો તેમનામાં આવા વિચાર સ્વપ્ને પણ ઉઠતાં નથી. અને પોતપોતાનો ધર્મ બ-

ણી પરસ્પર પ્રીતિથી આખો જન્મ સુખમાં અને આનં-
માંજ કાઢે છે. પછી ગરીબ હોય કે તવંગર હોય પણ
તેઓ આખર સુધી પોતાના ધર્મને છોડતાં નથી. એવા
દંપતી પોતાનાં સંસારનાં કર્ત્તવ્યની સાથે શ્રાવક ધર્મને
પણ ધારણ કરે છે અને તેથી કરીને છેવટે ઉત્તમ ગતિ
પ્રાપ્ત કરે છે. જે સ્ત્રી પુરૂષો સારી રીતે કેળવાયેલાં હોય,
તેઓ પોતાના કર્ત્તવ્યને કદી પણ છોડતાં નથી. જ્યારે
તેઓ પોતાનું કર્ત્તવ્ય બરાબર પાળે છે, તેથી એવા મા-
ણુસો જૈનધર્મના તત્વને સમજી પરમાત્માને ઓળખી આ
દુ:ખથી ભરેલા સંસારરૂપ સમુદ્રને તરી જાય છે. માટે
હે દીકરી, આ મારાં શીખામણનાં વચનો તારા હૃદય મં-
દિરમાં સ્થાપન કરજે. તેને મરતાં સુધી ભુલીશ નહિ. આ
બધી શીખામણનો એવો સાર છે કે તું તારા પતિની
સાથે પ્રીતિથી વર્ત્તજે. અને તે સંસારનો એક દેવ છે,
એમ માની તેને નમન કરી તેની ઉપર ઘણોજ ભકિતભાવ
ધારણ કરજે.

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ? આનંદા આ
પ્રમાણે પોતાની પુત્રી લલિતા અને બીજી શ્રાવકોની પુ-
ત્રીઓને બોધ આપતી હતી. તે વખતે ચંચળની મા પ્રેમ-
દાએ વચમાં શંકા કરી, નીચે પ્રમાણે કહ્યું.

પ્રેમદા—આનંદા બ્હેન, તમે ઉપદેશવાર્ત્તામાં આજે
ઘણું સારૂં કહેલું છે, પણ મને તેમાં એક શંકા આવે છે,
તે જો તમારી મરજી હોય તો પુછી જોઉં.

આનંદા—પ્રેમદાબ્હેન, તમને જે શંકા થઈ હોય તે ખુશીથી પુછો.

પ્રેમદા—આનંદાબ્હેન, સ્ત્રીએ પતિની સેવા ભક્તિ કરવી અને ઘરનાં કામકાજ કરવાં વિગેરે જે કાંઈ કહ્યું, તે બરાબર છે; પણ કદિ કર્મયોગે આપણું શરીર માંદુ થઈ ગયું હોય અને તેથી કરીને આપણાથી ઘરનું કામ કે પતિની સેવા થઈ શકે તેમ ન હોય તો પછી શું કરવું? અને તેમાં વળી આપણાં ઘરની સ્થિતિ સાધારણ હોય અને તેથી ઘરનું કામકાજ નોકર વિગેરેની પાસે કરાવી શકાય તેવું ન હોય તો પછી આપણે પતિની પાસે કામ કરાવવું કે નહીં? અને પતિની પાસે ઘરનું તથા આપણા શરીરનું કામકાજ કરાવાથી આપણને દોષ લાગે કે, નહીં?

પ્રેમદાનો આવો પ્રશ્ન સાંભળી આનંદા વિચાર કરી બોલી.

આનંદા—પ્રેમદાબ્હેન, તમે કરેલી શંકાઓ બરાબર છે. કારણ કે, શરીરની સુખાકારી કર્મને આધીન છે, તેથી પુરૂષ કે સ્ત્રીનું શરીર હમેશાં સારૂંજ રહે એમ કહી શકાય નહિ. જો કોઈ વખત અકસ્માતથી અથવા રોગથી આપણું શરીર અટકી ગયું હોય તો ઘણી નમ્રતાથી પતિને કહેવું કે, સ્વામિનાથ, આજે મારા શરીરે સુખ નથી માટે મારાથી કામ થઇ શકશે નહીં, અને તે કામ બીજા માણસ પાસે કરાવવા જેવી આપણી સ્થિતિ નથી, માટે આપને થોડી ઘણી તસ્દી પડશે, તે આપ ક્ષમા કરજો. તેમ છતાં કદિ પતિનો સ્વભાવ ક્રોધી હોય અને આપણને કામ કરવાની

ફરજ પાડે તો આપણે તેમને સારી રીતે વિનયનાં વચનથી સમજાવવાં અને જો થોડું ઘણું કામ બની શકે તેમ હોય તો શરીરને કષ્ટ આપીને પણ તે કામ કરવું. અને પોતાની દીનતા દેખાડવી, પણ કુલીન અબળાએ પ્રાણ જતાં સુધી પણ પોતાના ધણી ઊપર ક્રોધ કરવો નહીં. તથા રોષ ધરીને તેમની સામે મોં ચઢાવવું નહીં, તેમજ મનમાં વિરોધ રાખવો નહીં. અને ઉપરથી પણ વિરોધ દેખાડવો નહીં, કારણ કે, પતિએ આપણા બધા ગૃહ-સંસારના સુખને આપનાર અને ઉપકારી છે, જો તેમની ઉપર આપણે વિરોધ ભાવ દેખાડીએ તો આપણને નઠારાં કર્મનાં બંધ થાય છે અને તેથી કરીને આપણે અગાઉ કરેલી તેમની સેવા ફોકટ જાય છે. જો આપણા પતિ સ્વભાવે સારા હોય અને તેમને આપણી માંદગી ઉપર દયા આવે અને તેથી કરીને ઘરના કેટલાંએક કામ કરવામાં જો તે સામેલ થાય તો, આપણે લાચારીથી તે કામ થવા દેવાં પણ આપણાથી બની શકે તેટલી થોડી ઘણી તેમને મદદ આપવી, તેમ છતાં કદિ મદદ ન આપી શકાય તો તેને માટે મનમાં ચિંતા રાખવી. અને અપશોષ કરવો કે, મારા પૂજ્ય સ્વામી પોતાની જાતે ઘરનાં કામ કરે છે અને હું ખાટલે પડીને ખાઉં છું. જેની મારે સર્વદા સેવા કરવી જોઇએ છે, તેમની પાસે હું મારી સેવા કરાવું છું. કર્મની પીડા ભોગવતાં મારાથી કર્મના બંધ વધારે થાય છે. આ પ્રમાણે ચિંતવન કરવાથી આપણને વિશેષ દોષ થતો નથી. તે વિષે એક સાધ્વી સ્ત્રીનાં વચનો યાદ રાખવા લાયક છે. મગધ દેશની રાજગ્રહી નગરીમાં **હીરા** નામે એક સાધ્વી સ્ત્રી હતી. તેના પતિનું નામ

ધર્મમતિ હતું. ધર્મમતિ અને ધીરાની જોડી સંસારમાં સુખી હતી. બંને સ્ત્રી પુરૂષ એક નાના ઘરમાં વાસ કરી મેહેલના વાસના જેવું સુખ મેળવતા હતા. તેમની સ્થિતિ ગરીબ હતી. ધર્મમતિ પોતાનો ધર્મ સાચવી, જે મળે તેમાં પૂર્ણ સંતોષ માનતો હતો. તે બંનેનો નિર્વાહ થાય, તેટલુંજ તે કમાતો અને તેમાંજ પોતાના જીવનનું સુખ માની પોતાનું કર્ત્તવ્ય કરતો હતો.

ધીરા—એ ખરેખરી ધીરા હતી. તેણીએ એક સાધ્વી આર્યાની પાસેથી ઉંચી સ્ત્રી કેળવણી લીધી હતી. તે સાથે ઘણુંજ સારૂં ધાર્મિક જ્ઞાન મેળવ્યું હતું. સાધ્વી ધીરા પતિગૃહમાં આવી ત્યારથીજ તેણી પોતાના પતિની સેવા ભક્તિ કરતી હતી. ઘરનાં કામકાજ કરવામાં પણ તે ઘણીજ સુઘડ હતી. જેવી રીતે દેવગુરૂને વંદના કરવાનો તેણીને હમેશાં નિયમ હતો, તેવોજ નિયમ પોતાના પતિને નમન કરવાનો તેણીએ ગ્રહણ કર્યો હતો. એક વખતે પૂર્વ કર્મના યોગે ધીરા માંદી પડી ગઈ. તેણીના પેટમાં ભારે દુઃખાવો થઈ આવ્યો. જ્યારે તે ચીતી સુઈ રહે ત્યારેજ તેને પેટમાં શાંતિ રહેતી હતી. જરા વાર બેઠી થાય કે તરત તેણીના પેટમાં ભારે પીડા થતી હતી. પોતાની સાધ્વી સ્ત્રીને આવી ભારે પીડા થયેલી જોઈ ધર્મમતિ ચિંતાતુર થઈ ગયો અને તેણે તેણીની પીડા મટાડવાને અનેક જાતનાં ઉપાયો કર્યા તોપણ ધીરાના પેટની પીડા જરાએ શમી નહીં. ધર્મમતિ ગરીબ સ્થિતિનો માણસ હતો, તેથી તે નોકર રાખી શકે તેમ ન હતું. આથી પોતાની સ્ત્રીની સારવાર પોતાની જાતે

કરવા લાગ્યો. વારેવારે સ્ત્રીની મરજી પુછી તેને ખાવા પીવાનું કરવામાં અને તેણીના શરીરને શાતા થવા તેના અંગને દાબવા વિગેરેનું કામ કરવા લાગ્યો. જ્યારે પોતાનો પૂજ્ય પતિને આ પ્રમાણે કરતા જોઈ સાધ્વી ધીરાએ તેને તેમ કરતાં અટકાવ્યો. અને તે રૂદન કરતી બોલી—સ્વામિનાથ, તમે મારે માટે આટલી બધી તસ્દી લ્યો નહીં. તમે મારા પૂજ્ય છો અને હું તમારી દાસી છું. તમારા જેવા પૂજ્ય આ દાસીની બધી બરદાસ કરે, એ મારા હૃદયમાં શલ્યની જેમ શાલે છે. પ્રાણનાથ, હવે બસ થયું, તમારી પાસે સેવા કરાવવાને હું લાયક નથી. તમારી સેવાથી મને ઊલટો દોષ લાગે છે.

ધીરાનાં આવાં વચન સાંભળી ધર્મમતિ બોલ્યો—પ્રિયા, એવું બોલીશ નહીં. સ્ત્રી અને પુરૂષ એ પરસ્પર સહાય કરવાને બંધાએલાં છે. જો કે પુરૂષની હમેશાં તેની સ્ત્રીએ સેવા કરવી યોગ્ય છે, પણ આવા સંકટના વખતમાં તેવું કાંઈ જોવાનું નથી. પતિ પત્નીનો પાળક, પોષક અને રક્ષક છે. જ્યારે પતિ રક્ષક થયો તો પછી તેણે પોતાની પત્નીનું સર્વથી રક્ષણ કરવું જોઇએ. પ્રાણપ્રિયા, તારી પીડાના દુઃખનો ભાગ મારાથી લઈ શકાતો નથી, પણ તારા આત્માને સુખ-શાતા થાય, તેવા ઉપરના ઉપચારો કરવાની મારી ફરજ છે. હે સ્ત્રી, તારા મનમાં દોષની શંકા જરા પણ લાવીશ નહીં. વિવાહિત થયેલા શ્રાવક અને શ્રાવિકા એકરૂપ છે. સંકટને વખતે કાંઇ નિયમ રહેતો નથી. હે સહધર્મચારી, તું શ્રાવિકા ધર્મને જાણનારી છે. શ્રાવક અને

શ્રાવિકા જૈનધર્મના ઉપાસક છે. અને તે જૈનધર્મ દયામય છે. તેવા દયામય ધર્મના ઉપાસક એવા શ્રાવક અને શ્રાવિકાએ સર્વ જીવોની ઉપર દયા કરવાની છે. અને તે જીવ દુઃખી થતો હોય, તેને સહાય કરવી એ જૈનધર્મનો સિદ્ધાંત છે. તો શ્રાવક અને શ્રાવિકા જે દંપતી રૂપે જોડાએલાં હોય, તેમણે એક બીજાને શામાટે સહાય ન કરવી ? તેમાં એક સેવવા યોગ્ય અને બીજું તેની સેવા કરનાર એવો નિયમ સંકટને વખતે રાખવો યોગ્ય નથી. માટે હે પ્રિયા, તારે તેવા અવળા વિચાર કરવા નહીં. તેમાં વળી આપણા ઘરની સ્થિતિ ગરીબ છે, તેથી આપણે નોકરો રાખી કામ કરાવાને શક્તિમાન્ નથી. હું જાતે તારી બરદાસ કરીશ અને તારા જેવી સાધ્વી સ્ત્રીના પ્રેમી હૃદયની આશીષ ગ્રહણ કરીશ."

આ પ્રમાણે પોતાની સ્ત્રીને સમજાવી **ધર્મમતિ** તેની સેવા બરદાસ કરવા લાગ્યો. પોતે રસોઇ કરી સ્ત્રીને રૂચે તે જમાડતો અને તેના શરીરે શાંતિ થાય, તેવા બીજા અનેક ઉપચારો કરતો હતો.

આનંદા કહે છે, હે બ્હેનો, ધીરા પોતાનો પતિ ધર્મમતિ તેની સેવા બરદાસ કરતો તેથી હૃદયમાં ઘણોજ પરિતાપ પામતી અને પોતાના આત્માને નીચમાં નીચ ગણતી હતી. ધીરાના પેટમાં જે પીડા થતી તે અનિવાર્ય હતી, પણ કોઈ કોઇ વાર ઉપચારને લઇને તેને ક્ષણવાર શાંતિ મળતી હતી. તોપણ એ ધીરા શય્યા ઉપરથી બેઠી

થતી તો તેને ઘણીજ સખ્ત પીડા થતી આથી એ બીચારી બાળા ઘણીજ અશકત થઈ ગઈ હતી.

એક વખતે કોઇ વિદ્વાન્ વૈદ્ય ધર્મમતિને ઘેર આવ્યો. તે વૈદ્ય દયાધર્મનો ધારક અને પરોપકારી હતો. તેણે પૂર્વે ધર્મમતિ અને તેની સ્ત્રી ધીરાની સારી પ્રશંસા સાંભળી હતી, કોઈ દયાળુ શ્રાવકના કહેવાથી તે વૈદ્ય ધીરાની પીડા પ્રત્યક્ષ જોઇ તે પછી તેનો ઉપચાર કરવાને ધર્મમતિને ઘેર આવ્યો હતો. ધર્મમતિ તે વૈદ્યની વિદ્વત્તાને પ્રથમથીજ જાણતો, તેથી એ વૈદ્યને જોતાંજ તેને હૃદયમાં ઘણો આનંદ થઈ આવ્યો. તરત તેણે વૈદ્યને હૃદયથી માન આપ્યું અને પોતાની સ્ત્રીને જોવાને વિનંતિ કરી. વિદ્વાન વૈદ્યે ધીરાની નાડી અને પેટ વિગેરેની ચિકિત્સા કરી અને તે રોગનું નિદાન કરી તેનો ઉપાય ધર્મમતિને કહ્યો. ઉપાય કહ્યા પછી તે દયાળુ વૈદ્યે ધર્મમતિ અને ધીરાને હીંમત આપી નીચે પ્રમાણે કહ્યું, ધીરા બ્હેન, તમારા ઉદરની પીડાનું નિદાન મેં યથાર્થ કરી દીધું છે. હવે કોઈ જાતની ચિંતા રાખશો નહીં. મેં જે ઉપાય કહ્યા છે, તે બરાબર તેને લાગુ પડશે. થોડા દિવસમાં તમે નિરોગી બની જશો. આ પ્રમાણે તે વૈદ્ય સાધ્વી ધીરાને ધીરજ આપતો હતો. ત્યાં ધીરાના નેત્રમાં આંસુની ધારા ચાલવા લાગી. તે જોતાંજ વૈદ્યે ફરીથી જણાવ્યું કે, ધીરાબ્હેન, હીંમત રાખો. તમને તે ઉપાયથી તરત આરામ થઇ જશે. વિશેષ અફસોસ કરશો નહિ. તમારાં જેવાં સજ્જનને વધારે શું કહેવું? દરેક પ્રાણી પોતાનાં કરેલાં કર્મ ભોગવે

છે. તમે કર્મના સ્વરૂપને સારી રીતે સમજો છો. ત્યારે હૃદયમાં હીંમત રાખવી જોઇએ. કર્મની પીડાને સહન કરવી એ પ્રાણીમાત્રને ફરજીયાત છે. તમારા જેવી સાધ્વી શ્રાવિકા આ પ્રમાણે ના હીંમત થઇ રોવા બેસે તો પછી બીજી સાધારણ શ્રાવિકાઓને માટે શું કહેવું.

વૈદ્યનાં આવાં વચન સાંભળી ધીરા વિનયથી મંદસ્વરે બોલી—વૈદ્યરાજ, મને પેટની પીડા કરતાં બીજી પીડા વધારે થાય છે અને તે પીડાથીજ મારા નેત્રમાંથી આંસુની ધારા ચાલે છે. તરતજ વૈદ્યે આશ્ચર્યથી પુછયું હે સાધ્વી, પેટની પીડા કરતાં તમને બીજી પીડા શી છે? જે પીડા હોય તે મારી આગળ જણાવો. પીડા જાણ્યા વિના મારાથી શી રીતે ઉપાય થઇ શકે? ધીરા બોલી વૈદ્યરાજ, મારા પૂજ્ય પતિ કે જેની હું એક દાસી ગણાઉં. તેમને મારે માટે ઘણીજ તસ્દી પડે છે. એ જોઈ મારા હૃદયમાં ઘણોજ પરિતાપ થાય છે. એ પરિતાપની પીડા મારા પેટની પીડાથી વધારે છે. અને તે પીડાને લઇનેજ મારા નેત્રમાંથી આંસુની ધારા છુટે છે. હે ઉપકારી બંધુ, મને એ મહાપીડામાંથી મુકત કરો તો હું તમારો મોટો આભાર માનીશ. શય્યા ઉપર સૂતેલી શ્રાવિકા પોતાના પૂજ્ય પતિની પાસે સેવા કરાવે એ કેવું અધમકાર્ય કહેવાય? પતિને દુઃખ આપનારી અને પતિના મનને ઉદ્વેગમાં રાખનારી શ્રાવિકાઓને હજાર વાર ધિક્કાર છે. હું પણ એવી અધમ શ્રાવિકા થઈ ગઇ છું. મારા દેવતુલ્ય પતિની મારાથી હજારો આશાતના થાય છે.

જાતનો લાભ મળે નહિ, તેવે ઠેકાણે ફરીવાર શામાટે જવું જોઇએ ?

**પુતળી**—ચંચળ બ્હેન, તમે કહો છો તે ખરી વાત છે, પણ કેટલીક વાર આપણે બીજાની દાક્ષિણ્યતા રાખવી પડે છે અને તેથી કરીને આપણા મનને અણગમતું કામ પણ કરવાની ફરજ પડે છે.

**ચંચળ**—આનંદા કાકી, પુતળી કહે છે તે શું ખરી વાત છે ? જે આપણને ગમતું ન હોય, તે શામાટે કરવું ? અને એવી દાક્ષિણ્યતા રાખવી તે ઠીક કહેવાય ?

**આનંદા**—બ્હેનો, પુતળીનું કહેવું કેટલીક રીતે ખરૂં છે. દાક્ષિણ્યતા રાખવી એ પણ એક ગુણ છે. કોઈ આપણાથી મોટેરાં વડિલ હોય અને તેમને રૂચતું કામ કરવાને તેઓ આપણને પ્રેરણા કરતા હોય તો તે કામ આપણે કરવું જોઈએ. એવું કામ કરવું, તે દાક્ષિણ્યતાથી કામ કર્યું કહેવાય છે. તેમાં એટલું યાદ રાખવું કે, કદિ કોઈ મોટેરા વડિલ માણસો આપણને ન ઘટે તેવું કામ કરવાની પ્રેરણા કરે તો તેવી દાક્ષિણ્યતા આપણે રાખવી ન જોઇએ. તે વખતે તેમની માફી માગી તે કામ ન કરવાની આપણે વિનંતિ કરવી, તેમ કરવાથી આપણો અવિનય કહેવાતો નથી. ધાર્મિક અને સાંસારિક ઉત્તમ કાર્યમાં પ્રેરણા હોયતોજ દાક્ષિણ્યતા સાચવવી, અને તેનુંજ નામ દાક્ષિણ્યતા કહેવાય છે. અયોગ્ય કાર્યમાં પ્રેરણા હોય તો તે કામ કરવાની દાક્ષિણ્યતા ન રાખવી. પુતળીએ પક્ષથીને

ઉપાશ્રયે જવાની જે દાક્ષિણ્યતા રાખી હતી, તે અનુચિત દાક્ષિણ્યતા ન કહેવાય, કારણ કે, જ્યારે વડિલ વર્ગ માંહેલું કોઈ ત્યાં જવાને કહે ત્યારે તેને ઉપાશ્રયે જવાની ના કહેવી તે અનુચિત કહેવાય છે. તોપણ જે સ્થળેથી આપણને સારા બોધનો લાભ મળે તેવું ન હોય, તે સ્થળે આપણે કદિ જઈ ચડયાં હોઇએ તો આપણે તેવા બોધને ગ્રહણ કરવો નહીં.

**ચંચળ**—પુતળી બ્હેન, કહે તે પછી પદ્મશ્રીને ઉપાશ્રયે શું થયું હતું.

**પુતળી**—પછી હું દાક્ષિણ્યતાને લઇને ત્યાં જઈ ચડી તે વખતે સૂરજ નામની એક શ્રાવિકા આવી તેણીએ આવી પદ્મશ્રી સાધ્વીને જણાવ્યું કે, ગુરૂણીજી, આજથી હું તમારે ઉપાશ્રયે રહેવાની છું. હવે મારે કદિપણ ઘેર જવું નથી,

સૂરજનાં આવાં વચન સાંભળી પદ્મશ્રીએ નીચે પ્રમાણે કહ્યું.

**પદ્મશ્રી**—સૂરજ, આજે ઊપાશ્રયે રહેવાનું શું કારણ છે? તારો ધણી તને અહીં કેમ રહેવા દેશે?

**સૂરજ**—ગુરૂણીજી સાહેબ, આજે હું મારા ધણી સાથે વઢવાડ કરીને આવી છું.

**પદ્મશ્રી**—શામાટે વઢવાડ થઇ? તમારા બંનેમાં કોનો વાંક છે?

સૂરજ—ગુરૂણીજી સાહેબ, મારા ધણીનો વાંક છે.

પદ્મશ્રી—તારા ધણીનો શો વાંક છે?

સૂરજ—સાધ્વીજી, જો કહેવા બેસું તો તેમનામાં ઘણાં અવગુણો છે. પેહેલાં તો તેમનો સ્વભાવ ઘણોજ ચીડીઓ છે. હાલતાં ચાલતાં મુખમાંથી ગાળોજ કાઢે છે. હું ઘણી કાળજીથી તેમની તબીયત સાચવ્યા કરૂં છું, તોપણ તેઓ એક સાધારણ બાબતમાં મારી ઉપર ચીડાઈ જાય છે. અને મારી ઉપર ગાળોનો વરસાદ વર્ષાવે છે. તે સિવાય બીજા કેટલાએક અવગુણો છે. વળી તેઓ જમતી વખતે મારી રસોઇની નિંદા કર્યા કરે છે. કોઇ કોઈવાર તો ભાણું પછાડીને જમતાં જમતાં ઉઠી જાય છે. વળી તેમના શરીરમાં આળસ પણ ઘણું છે. તેઓ મરજી પ્રમાણે સુવે છે અને ઉઠે છે. જો કદિ તેમને કાંઇ કહેવા જઇએ તો સામા થઈ વઢવાડ કરે છે.

આવા કેટલાએક પતિના દુર્ગુણોને લઇ હું મારા ઘરથી કંટાળી ગઇ છું. હવે તો એ ઘરમાં આગ ઉઠી એમ માનીને અહિં આવી છું. મારે કદિ પણ તેના ઘરમાં જવું નથી. આપ, ગમે તેમ કરી મારો નિર્વાહ કરજો. અને જો મારામાં કંઈ વૈરાગ્ય દેખો તો મને દીક્ષા પણ આપજો.

સૂરજનાં આવાં વચન સાંભળી પદ્મશ્રી બોલ્યાં—બાઇ સૂરજ, કોઈ જાતની ચિંતા રાખીશ નહીં. તું ખુશીથી મારા અપાશરામાં રહેજે. ઘણી શ્રાવિકાઓ મારી ઉપર રાગ

છે, તેમને ઘેર તારા આહારપાણીની ગોઠવણ કરી આપીશ. અને છેવટે જો તારા સારા પરિણામ હશે તો તને દીક્ષા પણ આપીશ. તું તારા મનમાં શાંતિ રાખજે. તારા ઘરનો કે ધણીનો મોહ રાખીશ નહીં. અવગુણથી ભરેલા અને નઠારા સ્વભાવના ભાયડાઓનો સ્ત્રીઓએ અનાદર કરવો જોઈએ. અપલક્ષણવાળા અવગુણી પતિઓથી દૂર થવું એ શ્રાવિકાનો ધર્મ છે. તેવા પતિની આગળ સ્ત્રીએ ગરીબાઈ ન રાખવી જોઇએ. તેવાઓની તો સામા થવું જોઇએ. ગાળો આપનાર અને બૈરાંઓનો તિરસ્કાર કરનાર પતિનું મુખ પણ જોવું ન જોઇએ. સુરજબાઈ, તેં ઘણો સારો વિચાર કર્યો છે, હવે તારા મનમાં દૃઢતા રાખજે. દુર્ગુણી પતિનો ત્યાગ કરવામાં કોઈ જાતનો દોષ લાગતો નથી. જ્યાં સુધી ધણી પોતાનો મોભો જાળવી રાખે ત્યાં સુધી તે ધણીનું માન રાખવું. ઘટિત છે, પણ જ્યારે ધણી અવગુણી થાય ત્યારે સ્ત્રીએ તેનું જરા પણ માન રાખવું જોઇએ નહીં સાધ્વી પદ્મશ્રીનાં આવાં વચન સાંભળી સૂરજે તે વાત કબુલ કરી અને તેના મનમાં પોતાના પતિ ઉપર ઘણોજ અભાવ થઈ ગયો. પછી પદ્મશ્રીએ સૂરજને જણાવ્યું કે, સૂરજ, તારો ધણી નઠારા સ્વભાવનો છે, તો તેની સાથે તારો ગૃહસંસાર ચાલવાનો નથી. માટે તું દાસી થઈ તારા જન્મને સુધારી લે. ચારિત્ર લીધા પછી તને ઘણોજ આનંદ આવશે. સૂરજ, તારા પરિણામ ચડતા રાખજે. દીક્ષા લેવાથી ઘણોજ લાભ છે. સાધ્વીને જે સુખ મળે છે, તે ગૃહસ્થ શ્રાવિકાને મળતું નથી. ગૃહસ્થ શ્રાવિકાને સંસારમાં અનેક જાતની ઉપાધિ આવ્યા કરે છે. તેને પારકા

જણ્યાના તાણામાં રહીને પોતાનો બધો જન્મારો દુઃખમાંજ કાઢવો પડે છે. વળી જો ઘરની સ્થિતિ સારી ન હોય તો ખાવા પીવામાં સંકોચ ભોગવવો પડે છે. અને જ્યારે છો-કરાં છૈયાં થાય ત્યારે તેમને ઊછેરવામાં ઘણીજ મેહેનત કરવી પડે છે. તેમાં વળી જો ધણીનું મૃત્યુ થાય તો વિ-ધવાપણાનું ભારે કષ્ટ માથે આવે છે. તે શિવાય બીજાં ઘણાં દુઃખો ગૃહસ્થ શ્રાવિકાને માથે આવે છે. બ્હેન સૂરજ, જો તારાં ભાગ્ય સારાં હોય અને તારા આત્માનું કલ્યાણ કરવું હોય તો હવેથી તું તારા ઘરમાં જઈશ નહીં. અને તારા દુર્ગુણી પતિનું મુખ કદિ પણ જોઈશ નહીં. પદ્મશ્રીનાં આવાં વચન સાંભળી સૂરજ બોલી—ગુરૂણી સાહેબ, આપ કહો છો, તે ખરી વાત છે. મારા મનમાં ઘર અને વર બંને તરફ અભાવ થઈ ગયો છે. તોપણ મારા મનમાં દીક્ષા લે-વાની ઇચ્છા નથી, કારણ કે, મારાથી સાધ્વીની દીક્ષા પાળી શકાય તેમ નથી. તેમજ સાધ્વીપણામાં જેટલો અભ્યાસ જોઇએ, તેટલો મારો અભ્યાસ નથી. માટે હે સાધ્વીજી, મારાથી કોઈ રીતે દીક્ષા લઈ શકાય તેમ નથી. સૂરજનાં આવાં વચન સાંભળી પદ્મશ્રી જરા ગુસ્સો કરીને બોલ્યાં. અરે બાઈ, તું તો ખરેખરી મૂર્ખ લાગે છે. લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મોહું ધોવા જવા જેવું કરે છે. સાધ્વીપ-ણામાં કોઈ જાતની મેહેનત નથી. તેમજ ચારિત્ર પાળવામાં એવી કંઈ ભારે મુશ્કેલી નથી. હું તને બધુંએ સમજાવી દઈશ. અને તને આવડે તેટલું ભણાવી પણ દઈશ. મા-ત્ર પચ્ચખાણ આપતાં આવડે અને થોડું ઘણું પ્રતિક્રમણ આવડે એટલે બસ્સ. સૂરજ, તું જરા પણ ઉચાટ કરી

નહીં. સાધ્વી થવામાં તને ઘણું સુખ મળશે. શ્રાવકો અને શ્રાવિકાઓ મન ગમતા આહારપાણી વ્હોરાવશે. તન, મન અને ધનથી તારી સેવા ભક્તિ કરશે. સેંકડો શ્રાવિકાઓ તારી આગળ હાજર રહેશે અને તારી આજ્ઞા ઉઠાવશે.

પદ્મશ્રીનાં આવાં વચન સાંભળી સૂરજ જરા ઢીલી થઇ ગઇ, તેણીના પરિણામ ફરી ગયા અને દીક્ષા લેવાની તેની મરજી થઈ ગઇ.

પછી સૂરજ બોલી—સાધ્વીજી, તમારૂં કહેવું મને ઠીક લાગે છે, એક બે દિવસમાં તેનો વિચાર કરી હું તમને મારા ખરા વિચાર જણાવીશ. ઘણે ભાગે તમારી આગળ ચારિત્ર લઇ હું તમારીજ ચેલી બનીશ. સૂરજનાં આવાં વચન સાંભળી પદ્મશ્રી ખુશી થયાં; કારણ કે, પદ્મશ્રી પોતાની ચેલીઓ કરવાની ઇચ્છા બહુ રાખતાં હતાં. અને તેને માટે ઘણી શ્રાવિકાઓને તેઓ બોધ આપ્યાં કરતાં હતાં. તેમનામાં સાધ્વીજીના ઉત્તમ ગુણો ન હોવાથી જેટલી જોઇએ તેટલી ચેલીઓ તેમને હતી નહીં. તોપણ કેટલીએક સધવા અને વિધવા શ્રાવિકાઓને તેમણે દીક્ષા આપી પોતાની ચેલીઓ બનાવી હતી. કેટલીએક શ્રાવિકાઓ ભોળા દિલથી તેની ચેલીઓ થયેલી પણ પાછળથી પદ્મશ્રીના આચાર-વિચાર જાણીને ત્યાંથી વિહાર કરી બીજી સાધ્વીજીને શરણે જઇ રહેલી હતી. જે આત્માર્થી શ્રાવિકા હોય, તે તો ક્ષણ વાર પણ તેમની પાસે ટકિ શકતી ન હતી.

પદ્મશ્રીએ સૂરજનાં સારાં પરિણામ જાણી ફરીવાર જ-

ણાવ્યું, બાઈ સૂરજ, જો તારી દીક્ષા લેવાની ઈચ્છા ચોકસ હોય તો તેમાં કાંઈ વિચાર કરવાનું બાકી રાખીશ નહીં. કારણ કે, તારા જેવા પરિણામ અત્યારે છે, તેવા પરિણામ પછી રહેશે નહીં. ધર્મના કામમાં ઢીલ કરવી નહીં. એ કહેવત ખરેખરી છે. પદ્મશ્રીનો આવો આગ્રહ જોઈ સૂરજે ફરીવાર વિનંતિ કરી જણાવ્યું. ગુરૂણીજી સાહેબ, મારા પરિણામ તેવાને તેવા રહેશે. તમે કોઈ વાતની શંકા રાખશો નહિ. સાધ્વીએ જરા ગુસ્સો બતાવી કહ્યું, અરે બાઈ, તું તો મને અણસમજુ લાગે છે. કોઈ પણ માણસના એક સરખા પરિણામ રહેતા નથી; માટે આ વાતમાં જરા પણ વિલંબ કરવો ન જોઈએ. જગતમાં કહેવાય છે કે, "धर्मस्य त्वरिता गतिः" ધર્મની ગતિ ઊતાવળી કરવી. તે છતાં જો કદિ અત્યારેને અત્યારે દીક્ષા લેવાનું તારા મનમાં ન રૂચતું હોય તો મારી આગળ બે હાથ જોડીને બાધા લે. સુરજ બોલી—કેવી રીતની બાધા લઊં ? તે જરા બતાવો.

પદ્મશ્રીએ ઉંચે સ્વરે જણાવ્યું. સૂરજ, તારે ત્રણ દિવસમાં દીક્ષા લેવાની બાધા લેવી. જો ત્રણ દિવસમાં દીક્ષા ન લેવાય તો પછી અન્ન પાણીનો ત્યાગ કરવો. જ્યાં સુધી દીક્ષા ન લેવાય ત્યાં સુધી અન્ન પાણીનાં પચ્ચખાણ કરવાં. આવી ખરેખરી બાધા લીધા વિના તારા પરિણામ સારા રહેશે નહીં. સૂરજ, ઉભીથા, હવે તેમાં કંઈ વિચાર કરીશ નહીં ? તે સાંભળી સૂરજ આજીજી કરી બોલી—ગુરૂણીજી સાહેબ, એવી આકરી બાધા લેવી તે મને ઠીક લાગતું

નથી. કારણ કે, દીક્ષા લેવી એ કાંઈ જેવું તેવું કામ નથી. સુરજના આવાં વચન સાંભળી પદ્મશ્રીએ ગુસ્સાથી કહ્યું, અરે મૂર્ખી, તું નાલાયક છે. જો તારે દીક્ષા લેવી ન હોય તો મારા અપાસરામાંથી ચાલી જા. તું તો તારા ધણીની ગાળોને અને માર ખાવાનેજ લાયક છે. પદ્મશ્રીનાં આવાં અનાદરનાં વચન સાંભળી સુરજને માઠું લાગ્યું, અને પછી તે તત્કાળ અપાસરામાંથી ચાલી નીકળી. સુરજ અપાશરામાંથી બહાર જવાને નીકળી, તેવામાં પદ્મશ્રી બેઠાં થયાં અને સુરજનો હાથ ઝાલી તેઓ તેને અપાશરામાં લઈ ગયા.

પુનળી કહે છે—હે બ્હેનો, પદ્મશ્રીના ઉપાસરામાં આવો બનાવ નજરે જોઇ હું તો ચકીત થઇ ગઈ. અને જૈન સાધ્વીઓના ઉપાશરામાં આવાં અઘટિત તોફાનો થાય છે, એવું જાણી મને ઘણોજ અપશોચ થયો. આનંદા માઞ્ઞી, સુરજને તેના ધણીએ ગાળો આપી અને તેથી સુરજ સાધ્વીજીને ઉપાશરે રીસાઇને આવી તે વખતે સાધ્વી પદ્મશ્રીએ જે વચનો સુરજને કહ્યાં કે, જો પતિ દુર્ગુણી કે નઠારા સ્વભાવનો હોય તો તેનો સ્ત્રીએ અનાદર કરવો. આવાં વચનો સાધ્વીના મુખમાંથી નીકળ્યાં અને મેં સાંભળ્યાં, તે વિષે મારે તમને એટલુંજ પુછવાનું કે, શું પતિ દુર્ગુણી હોય તો સ્ત્રીએ તેનો અનાદર કરવો? તમે તો અમે તેવા પતિની પણ ભક્તિ કરવાનું કહો છો અને પદ્મશ્રીએ તો એથી ઉલટુંજ કહ્યું હતું, તો તે વિષે ખરેખરૂં શું છે? તે અમને સમજાવો.

આનંદદાએ ઉલટથી જણાવ્યું. પુતળી, તેં ઘણું સારૂં પુછયું. વળી પદ્મશ્રી સાધ્વીના ઊપાશ્રયમાં કેવા કામ થાય છે? અને એવી સાધ્વીઓ શ્રાવિકાઓને કેવે ખોટે રસ્તે દોરે છે? એ પણ તેં જણાવી લીધું. બ્હેનો, આ પુતળીએ કહેલી સૂરજની વાત તમે બરાબર સમજ્યાં હશો. અને સાધ્વી પદ્મશ્રીની મનોવ્રિત્તિ અને તેના વિચાર પણ તમારા જાણવામાં આવ્યા હશે. તોપણ મારે તમને ફરીવાર કહેવું પડે છે. કે, પદ્મશ્રી સાધ્વીએ સૂરજને જે વચનો કહ્યાં, તે તદન શ્રાવિકા ધર્મની વિરૂદ્ધ હતાં. કદિ કર્મ યોગે પતિ અવગુણી કે દોષવાળો મળ્યો હોય તોપણ શ્રાવિકાએ તેનો અનાદર કરવો ન જોઇએ. આપણે સ્ત્રી જાતિને તો ધણીની સેવા કરવી જોઇએ. કદિ સેવા કરતાં પતિના દોષ કે અવગુણ આપણાં જાણવામાં આવે તો તેથી તેને અપરાધી ગણી તેનો તિરસ્કાર કરવો નહીં, પણ બને તેવી યુક્તિઓ રચીને પતિના દુર્ગુણો છુટે તેવો પ્રયત્ન કરવો. પણ તેની સાથે વિરોધ કરીને અધર્મથી સુખ મેળવવાની પાપી ધારણા આપણે સ્વપ્નામાં પણ રાખવી નહીં. કારણ કે, પાપિ બુદ્ધિવાળા માણસો કદાપિ તરત સુખ દેખે અથવા સુખ માની લે, પણ થોડાં વખતમાં તે પાપીને પાપનું દુઃખરૂપ ફળ મળ્યા વગર રહેતું નથી. અને તે દુઃખ જન્મ સુધી નડયા કરે છે; એટલુંજ નહીં પણ ભવોભવ નડે છે.

તેથી હે દીકરી, પતિના અવગુણ કે દોષ જોઈ સૂરજની જેમ તેનો અનાદર કરવો નહીં. તેમના અવગુણ કે દોષ દૂર કરવાને અનેક યુક્તિઓ કર્યા કરવી. તેમ છતાં કદિ

એ પતિ ન સુધરે તો પોતાના કર્મ ઉપર આધાર રાખી પોતાનું જે કર્તવ્ય છે, તે કર્યા કરવું. કારણ કે, પોતાના કર્તવ્યને નહીં છોડનારી સ્ત્રીઓને છેવટે સુખ થયા વગર રહેતું નથી. પોતપોતાના કર્તવ્યમાં રહેવું, એ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે અને છેવટે ધર્મથી સુખ થયા વગર રહેતું નથી. બ્હેનો, સરજ પોતાના દુર્ગુણી પતીનો અનાદર કરી સાધ્વી પદ્મશ્રીને ઉપાશરે રીસાઇને જેમ આવી હતી, તેમ તમારે કદિપણ કરવું નહીં. કદિ પતિ નઠારા સ્વભાવનો હોય અને તેવા સ્વભાવને લઇને તે ગાળો આપતો હોય તોપણ તેની તબીયત સાચવવાનો પ્રયત્ન કરવો. અને જેને માટે આપણા પતિને ચીડ હોય, તેવું કામ કદિ પણ કરવું નહીં અને તેની સાથે ઘણીજ ગરીબાઈથી અને નમ્રતાથી વર્ત્તવું. હે દીકરી, જેનો સ્વભાવ શાંત હોય અને જેનામાં શાંતિ હોય અને જેનામાં વિનય તથા નમ્રતાનો ગુણ વધારે હોય તો તેની આગળ ગમે તેવો ક્રોધી અને ચીડીઆ સ્વભાવનો માણસ હોય, તે પણ શાંત થઈ જાય છે. કારણ કે, શાંતિની આગળ ક્રોધ કે ચીડીઓ સ્વભાવ ટકી શકતો નથી. જ્યાં શાંતિની પ્રકાશમય છાયા પ્રસરી ગઈ હોય ત્યાં ક્રોધનો અંધકાર રહેતો નથી. શાંતિની આગળ ક્રોધ જરા વાર પણ ટકી શકતો નથી.

ધર્મદાસશેઠ કહે છે, હે શ્રાવિકાઓ પછી આનંદાએ પોતાની પુત્રી લલિતાને અને બીજી શ્રાવિકાઓને કહ્યું કે, હે બ્હેનો, સાધુ સાધ્વીની નિંદા કરવી એ આપણો ધર્મ નથી, તોપણ મારે એટલું તો કહેવું પડશે કે, પદ્મશ્રીએ

ચંચળ—આનંદા દાસી, એ ગરબી તો અમને સંભળાવવી જોઇશે; કારણ કે, તે દરેક શ્રાવિકાને ઘણી ઉપયોગની છે.

**આનંદા**—લલિતા, તે ગરબી ગાઇ બતાવ અને આ નારી સાધર્મી બ્હેનોને ખુશી કર.

આનંદાના કહેવાથી લલિતા નીચે પ્રમાણે તે ગરબી મધુર કંઠથી ગાય છે.

---

## શ્રાવિકાએ કેવે ઠેકાણે જવું જોઇએ.

### ગરબી.

(સખિ નમિએ તે નેમજિનરાય ગઢ ગિરનારેરે, એ રાહ.)

સૌ સુણો શિખામણ સાર શ્રાવક બાળારે,
પરો સુંદર સુખ કરનાર [1]સદ્ગુણ માળારે. ૧

જ્યાં મળે જ્ઞાનનો બોધ, લક્ષણ સારાંરે,
ત્યાં જવું કરી મન [2]શોધ, થાય સુધારારે. ૨

જ્યાં ધર્મતણી શુભવાત, ધર્મ વધારેરે,
ત્યાં પ્રેમે શ્રાવક બાળ, [3]પાય પસારેરે. ૩

જ્યાં જિનમંદિર જિનરાય, નિત્ય બિરાજેરે,
ત્યાં દર્શન કરવા કાજ જવું છાજેરે. ૪

જ્યાં સતીઓની શુભ વાત, સખિઓ કરતીરે,
ત્યાં જવું શ્રાવકનાર, [4]મુદ મન ધરતીરે. ૫

---

૧ સદ્ગુણની માળા, ૨ શુદ્ધ, ૩ પગ, ૪ હર્ષ.

જ્યાં ગુરૂ મુખના ઉપદેશ, ઉત્તમ થાતાંરે,
ત્યાં હોંશ ધરે જિનબાળ, [1]સત્વર જાતાંરે. ૬

જ્યાં વનિતાનો નિજ ધર્મ, સૌ સચવાયેરે,
ત્યાં ધર્મી શ્રાવક બાળ, વેગે જાયેરે. ૭

જ્યાં પુરૂષોનો બહુ સાથ, જાયે આવેરે,
નવ જાવું બ્હેની ત્યાંય, એ નવ ફાવેરે. ૮

જ્યાં ઠઠ્ઠાબાજી થાય, દુર્ગુણ ધરતારે,
નવ જાવું ત્યાં ક્ષણવાર, એ દુઃખ કરતારે. ૯

સૌ સુણો શ્રાવિકા બાળ, એ શિખ સારીરે,
નિત્ય ધરજો [2]અંતર આપ, પ્રેમ પ્રસારીરે. ૧૦

---

લલિતાએ આ પ્રમાણે ગરબી ગાઈ બતાવી:તે સાંભળી બધી શ્રાવિકાઓ ખુશી ખુશી થઇ ગઈ.

ધર્મદાસ શેઠે પણ જ્યારે શ્રાવિકાશાળામાં તે લલિતાની ગરબી ગાઈ બતાવી તે સાંભળી બધો શ્રાવિકાસમાજ ઘણોજ આનંદ પામી ગયો હતો. અને તે પૂરી થઇ ત્યારે સર્વે એ હર્ષ દર્શાવાને **આદીશ્વર ભગવાન**ની જય બોલાવી શ્રાવિકાશાળાને ગજાવી મુકી.

તે પછી લક્ષ્મીચંદ શેઠની સ્ત્રી તારાએ ઉભા થઇને કહ્યું, ધર્મપિતા, તમે જે આ ગરબી ગાઇ બતાવી તે અમને

---

૧ જલદી. ૨ હૃદયમાં.

શીખવાને માટે કૃપા કરીને આપો. આ બધી શ્રાવિકાઓમાં હું થોડા જ્ઞાનવાળી છું, તેમજ મારી યાદ શક્તિ પણ થોડી છે, માટે મારી ઉપર ખાસ કૃપા કરી તે ગરબી મને લખવા આપજો.

તે વખતે ગંગા ઉભી થઈને બોલી—તારા બ્હેન ! તમારી માગણી પ્રમાણે તે ગરબી હું તમને લખી આપીશ, અને બીજી જે શ્રાવિકા બ્હેનોને તે ગરબી શીખવાને માટે લખી લેવી હોય, તો તેમને પણ તે લખવાને હું ખુશીથી આ-પીશ. તેમજ જેઓ લખી શકે તેમ ન હોય, તેમને લખી આપીશ. ગંગાનાં આવાં વચન સાંભળી બધી શ્રાવિકાઓ ખુશી થઈ ગઈ, અને તેમણે એકી અવાજે પવિત્ર સતી ગંગાને ઘણોજ ધન્યવાદ આપ્યો.

તે પછી ધર્મદાસ શેઠે પોતાની ઉપદેશ વાર્ત્તા આગળ ચલાવી.

હે શ્રાવિકાઓ ! પછી આનંદાએ પોતાની પુત્રી લલિતા અને બીજી શ્રાવિકાઓને ઉપદેશ આપવાને પોતાની વાત આગળ ચલાવી, તેવામાં ચંચળનો ભાઈ નજપાળ જે પ્રેમદાનો પુત્ર થાય, તે દોડતો દોડતો ત્યાં આવ્યો. અને તેણે પ્રેમદાને નીચે પ્રમાણે કહ્યું.

**ધર્મપાળ**—બા ! ઘેર ચાલ, મારે ખાવું છે.

**પ્રેમદા**—બેટા ! આજે અત્યારે ખાવાનું કેમ માગે છે ?

**વજ્રપાળ**—એમાં શું પુછે છે? આજે એવી અમારી મરજી થઈ છે.

**પ્રેમદા**—ભાઈ! જરાવાર ઘેર રમ, હું હમણાંજ આવું છું.

**વજ્રપાળ**—નહીં બસ ચાલ, મારે જલદી ખાવું છે.

**પ્રેમદા**—વજ્રપાળ! તું કેમ સમજતો નથી? જ્યારે કામમાં હોઇએ ત્યારે અમસ્તી ઉતાવળ શું કરે છે? જો વધારે તોફાન કરીશ, તો તારા બાપાને કહી તને માર ખવરાવીશ.

**વજ્રપાળ**—જા, રાંડ ગધેડી! તું શું માર ખવરાવતી હતી? જો તું નહીં આવે તો, હું મારા બાપાને કહીને તને માર ખવરાવીશ. બસ ચાલ, વધારે વાર કરીશ નહીં.

**ચંચળ**—અલ્યા વજ્રપાળીઆ! કેમ ફાટી ગયો છું? બાની સામે જેમ તેમ બોલે છે?

**વજ્રપાળ**—ચંચળ બ્હેન! તારે વચમાં બોલવું નહીં. અમારી મરજી પ્રમાણે કરીશું.

**ચંચળ**—અરે મૂર્ખા! તારી મરજી પ્રમાણે કેમ થાય? જરા બોલવાનું તો ભાન રાખ. આપણી બાને ગધેડી કહેવાય?

**વજ્રપાળ**—ચંચળ! તારે વચમાં બોલવું નહીં. જો મારી મરજી પ્રમાણે નહીં કરે, તો તેને ગધેડી, કુતરી, બીલાડી અને વેંતરી પણ કહીશ.

**ચંચળ**—વજ્રપાળ! તું શું મોંઘો થઇ ગયો, એટલે

માને પણ ગાળો આપે છે ? જો વધારે પડતું બોલીશ, તો તને મારવો પડશે.

મનજપાળ—ચંચળડી ! તું મને શું મારવાની હતી ? જો મને મારવા આવ, તો એક પાણાનો છુટો ઘા કરી, તારૂં માથું ફોડી નાંખું.

પ્રેમદાએ વિચાર્યું કે, જો અત્યારે વધારે બોલીશું, તો આ છોકરો ચડતો જશે, અને આ ઉપદેશ વાર્ત્તામાં મોટો અંતરાય પડશે; માટે આ વખતે તેને સમજાવીને ઘેર મોકલવો, એજ ઠીક છે. આવું વિચારી પ્રેમદા નીચે પ્રમાણે બોલી.

પ્રેમદા—બાપુ મનજપાળ! અત્યારે ઘડીવાર રમવા જા, પછી હમણાંજ હું આવું છું. તું ડાહ્યો અને સમજુ છોકરો છે. ભાઈ ! હું આવીને તને ખાવા આપીશ. હમણાં જા, પછી તને સારી સારી મીઠાઈ આપીશ. અત્યારે ઘડી વાર રમવા ચાલ્યો જા.

પ્રેમદાનાં આવાં વચન સાંભળી મનજપાળ જરા શાંત થયો, અને મીઠાઇની લાલચથી ત્યાંથી રમવાને ચાલ્યો ગયો.

મનજપાળે પોતાની મા પ્રેમદાને ગાળો આપી, તે સાંભળી આનંદા, લલિતા વિગેરે બધી શ્રાવિકાઓ ચકિત થઈ ગઇ, અને વિચારમાં પડી કે, આ છોકરાને ઘણો મોટે ચડાવ્યો લાગે છે. પોતાની માની સામે બોલે, અને ગાળો આપે, એવા દીકરા સારા ન ગણાય. આ પ્રમાણે બધી શ્રાવિકાઓ

વિચાર કરતી હતી, ત્યાં પુતળીએ ચંચળને નીચે પ્રમાણે પૂછ્યું.

**પુતળી**—ચંચળ બ્હેન ! તારો ભાઇ વજપાળ ઘણો બગડી ગયો લાગે છે. છોકરાને આમ મોઢે ચડાવવા ન જોઇએ. બધાની વચ્ચે તેણે તારી બાને ગાળો આપી, એ કેવું ખરાબ કહેવાય ? આવા છોકરાને ખરેખરી શિક્ષા કરવી જોઈએ.

**ચંચળ**—પુતળી બ્હેન ! તારૂં કહેવું ખરૂં છે. એમાં મારી બાનો વાંક છે. મારી બા તેને મોઢે ચડાવે છે, એટલે તે મોઢે ચડી ગયો છે.

**પુતળી**—ચંચળ ! જેવો તારી બાનો વાંક છે, તેવો તારા બાપાનો પણ વાંક છે. કદાપિ તારી બાને તે ગણે નહિ, પણ તારા બાપાએ તો તેને સમજાવવો જોઇએ, અને શિક્ષા આપી સુધારવો જોઈએ.

**પ્રેમદા**—પુતળી ! તું કહે છે, તે ખરી વાત; પણ એકનો એક છોકરો એટલે તેને શું કહીએ ? તારા કાકા બીચારા ઘણુંએ કહે છે, પણ તે માનતો નથી. મોઢે ચડાવેલું છોકરૂં થયું, એટલે પછી તેને શું કરવું ?

**ચંચળ**—બા ! મોઢે ચડાવવાથી છોકરાં બગડે છે. તે શામાટે મોઢે ચડાવીએ ?

**પ્રેમદા**—ચંચળ ! તું ડાહી થાય છે, પણ જેને છોકરૂં થયું હોય, તેને તેની ખબર હોય છે. છોકરાંને

રાખવાં, એ વાતનો અનુભવ તમને કયાંથી હોય? જ્યારે તમારે છોકરાં થશે, ત્યારે તમને ખબર પડશે. પછી પ્રેમદાએ આનંદાની સામું જોઇને કહ્યું, આનંદા બ્હેન ! તમે બધી વાતનો ઉપદેશ આપો છો, તો હવે છોકરાંવાળી સ્ત્રીઓએ શું કરવું જોઇએ ? અને શું કરવાથી છોકરાં સુધરે ? એ વિષે ઉપદેશ આપો. એ ઉપદેશ આ છોકરીઓને ભવિષ્યમાં ઘણો ઉપયોગી થઈ પડશે.

**પુતળી**—આનંદા માસી ! અમારાં જેવી છોકરીઓને ઉપયોગી થઈ પડે, એ વાત તો પછી, પણ પેહેલાં તો જે છોકરાંની મા થઇ હોય, તેને ઉપયોગી થઈ પડશે.

**લલિતા**—પુતળી ! તારે એમ ન બોલવું જોઇએ. વખતે પ્રેમદા ભાભુને ખોટું લાગશે.

**પુતળી**—લલિતા બ્હેન ! એમાં પ્રેમદા ભાભુને શેનું ખોટું લાગે ? ખોટું લાગે તો ઝાઝું ખાય. આપણે તો જે સાચું હોય, તે કહેવાનાં.

**પ્રેમદા**—બ્હેન પુતળી ! તેં કહ્યું તે સાચું છે. મને તેમાં જરા પણ રીસ ચડી નથી, જ્યારથી આનંદા બ્હેનનો સમાગમ થયો છે, ત્યારથી મારો સ્વભાવ ફરી ગયો છે. ક્રોધ, માન, કપટ અને રીસ વિગેરે દુર્ગુણો મારાથી દૂર થતા જાય છે. વળી આ વખતે પુતળી જે કહે છે, તે બરાબર છે. છોકરાંને કેવી રીતે કેળવવાં ? અને તેમને કેવી રીતે સુધારવાં ? એ બાબત મને કાંઈપણ ખબર નથી. હું છોકરાંની મા થઈ છું, પણ છોકરાંને સુધારવાની વાતથી

તદ્દન અજ્ઞાન છું, માટે જો આનંદા બ્હેન, આપણને તે, વિષેનો બોધ આપશે, તો તે સાંભળી મને ઘણોજ લાભ થશે.

**ધર્મદાસશેઠ** કહે છે—હે શ્રાવિકાઓ! પ્રેમદા અને પુતળી વચ્ચે આ પ્રમાણે વાત થતાં આનંદાના મનમાં વિચાર થયો કે, સ્ત્રી જ્યારે માતા થાય છે, ત્યારે તેણીએ પોતાનાં છોકરાં કેવી રીતે રાખવાં જોઇએ? અને કેવી રીતે કેળવવાં જોઇએ? એ વાત બરાબર જાણવાની જરૂર છે. હમણાંજ પ્રેમદાના છોકરા વ્રજપાળે પોતાની માને નઠારાં વચનો કહ્યાં, તેવાં નઠારાં વચનો બોલવાને છોકરાંઓ ન શીખે, એ પણ સુચના આપવી જોઇએ. આવો વિચાર કરી આનંદા નીચે પ્રમાણે બોલી.

**આનંદા**—બેન લલિતા! અને બીજી સાધર્મી બ્હેનો! હવે હું તમને એક ઉપયોગી બાબત વિષે કહેવા ધારૂં છું, તે તમે ધ્યાન દઇને સાંભળજો.

દરેક સ્ત્રીની બે અવસ્થા થાય છે. પેહેલી અવસ્થા કન્યારૂપે અને બીજી અવસ્થા માતારૂપે કહેવાય છે. કન્યા અવસ્થામાં કેવો બોધ લેવો જોઇએ? તે વિષે મેં તમને સંક્ષેપમાં વિવેચન કરીને જણાવ્યું છે. હવે માતારૂપની બીજી અવસ્થા વિષે હું તમને જે સંક્ષેપમાં કહું, તે તમે તમારા મનમાં પ્રેમપૂર્વક ધારી લેજો.

હે પુત્રીઓ! જ્યારે આપણને પ્રજા થાય, ત્યારે તે છોકરા તથા છોકરી સાથે માબાપે કેવી રીતે વર્તવું જોઇએ?

તે વાત દરેક શ્રાવિકાએ લક્ષમાં રાખવાની છે. સ્ત્રીઓની કન્યારૂપની અવસ્થા વીત્યા પછી સ્ત્રી માતા થવાના રૂપમાં આવતી જાય છે, ત્યારે સ્ત્રી માતારૂપે થઈ, એટલે તે એક જુદીજ અવસ્થામાં આવી છે, એમ તેણીએ સમજવું. જ્યાં સુધી સ્ત્રી માતારૂપે ન થઈ હોય, ત્યાં સુધી તેને ઘરનાં યોગ્ય કામકાજ કરવામાં અને પતિની સેવા ભક્તિ કરવામાંજ તત્પર રહેવાનું હોય છે, પણ જ્યારે તે માતારૂપે થાય, ત્યારે તેની ઉપર પોતાનાં છોકરાંની સંભાળ રાખવાની નવી ફરજ આવે છે. જ્યારે છોકરૂં થયું કે, તરત તેની હરવખતે સંભાળ લેવાની કાળજી રાખવી જોઈએ. બ્હેનો! જ્યારે છોકરાં સમજવા યોગ્ય વયનાં થાય, કે તરત તેમને પોતાના ધર્મને અનુસરીને ચલાવવા માંડવાં. જ્યારથી તેઓ બોલવાં શીખવા માંડે કે, ત્યારથીજ તેને સારા સારા વિનયના શબ્દો શીખવવા. અને તે સાથે ધર્મની રૂઢિઓના શબ્દો પણ શીખવવા. નાનપણથીજ વડિલ હોય, તેને પ્રણામ કરવાની ટેવ પાડવી, દેહેરે લઈ જઈ પ્રભુના નામનાં, પ્રભુની સ્તુતિનાં, પગે લાગવાનાં, ગુરૂને વાંદવાનાં, નવકારનાં અને સદ્વચનાનાં વચનો બોલતાં શીખવવાં. આથી કરીને છોકરાંના મનમાં સારા સંસ્કારો પડતા જાય છે. બ્હેનો! ઉછરતી વયના છોકરાંના મન ઉપર જેવી છાપ પાડીએ, તેવી પડી શકે છે; માટે તે વખતે તમારે ઘણીજ સાવચેતી રાખવાની છે. ઉછરતી વયનાં છોકરાંના મુખમાંથી સારા શબ્દો નીકળે, તેવી યોજના તમારે રાખ્યા કરવી.

કેટલીએક મૂર્ખ માતા છોકરૂં બોલતાં શીખે કે, તેને

પાસે તેના બાપને ગાળો દેવડાવે છે, અને કામ પડેથી તારા બાપને આમ કહે, તેમ કહે, એવા ખોટા શબ્દો શીખવી સામે બોલાવે છે, તેવીજ રીતે કેટલાએક મૂર્ખ બાપ પણ છોકરા ઉપર હેત જણાવવા તેની માની સામે બોલતાં શીખવે છે, પછી તે છોકરાઓ પોતાની માને '**રાંડ, ગધેડી કુતરી**' એવા શબ્દોથી બોલાવે છે, અને ક્ષણે ક્ષણે માનું અપમાન કરે છે. વળી કોઈ કોઇ માતાઓ તો પોતાનાં છોકરાંને શીખવે છે કે, 'જા, તારા બાપાને માર.' અને બાપ શીખવે કે, જા, તારી માને માર. આમ થવાથી તે છોકરાંના મનમાં પોતાના પૂજ્ય માતા પિતા તરફ અનાદર થાય છે, અને છેવટે મોટી ઉમ્મરે તે માબાપને મારવા તૈયાર થઈ જાય છે. બ્હેનો ! તમારે આ વાત ઘણીજ ધ્યાનમાં રાખવાની છે. જો તમે તમારાં છોકરાંને મારતાં શીખવશો, તો તેઓ તમને જરૂર મારશે, અને પછી તમારે પસ્તાવું પડશે પોતાનાં છોકરાંને નાનપણમાં મારવાની કેળવણી આપનારાં માબાપો પાછળથી જ્યારે છોકરાં ખરેખર પોતાને મારે છે, ત્યારે રડવા બેસે છે. તે વખતે તેઓ છોકરાંનો વાંક કાઢે છે કે, 'આવાં નઠારાં જાગ્યાં.' પણ મૂળથી પોતાના દોષને જોતાં નથી. કેટલાંએક અક્કલ વિનાનાં માબાપો પોતાનાં છોકરાંને આડોશીપાડોશીને તથા સગાંવ્હાલાંને મારવા તથા ગાળો દેવાનું શીખવે છે, અને પછી જ્યારે છોકરાં આડોશીપાડોશીને મારવા જાય છે, ત્યારે તે મૂર્ખ માબાપો રાજી થાય છે, અને તેમને સાબાશી આપે છે. આથી કરીને છેવટે તે છોકરાંઓ લોકોની સાથે વઢવા શીખે છે, અને જ્યારે જુવાન થાય, ત્યારે મારામારી કરી ઘેર આવે

છે, તેમાંથી કોઈ વાર તેમને અને તેમનાં માબાપોને ઘણી મુશ્કેલી આવી પડે છે. કોઇ વાર તો તેઓ રાજદંડ ભો-ગવવાના અધિકારી પણ થાય છે. માટે કુળવાન્ માબાપે કદિ પણ પોતાનાં છોકરાંને એવી કુટેવ પાડવી નહીં.

હે સદ્ગુણી સુતાઓ! જ્યારે તમે માતા થાઓ, ત્યારે તમારાં છોકરાંને શરૂઆતથીજ સારી ટેવ પડાવજો. છોકરાં જ્યારે સમજણાં થાય, ત્યારે માએ તેમને બોધ કરવો કે, 'જા, હાથ જોડીને તારા બાપાને પગે લાગ' 'આ દેરા-સરમાં જઇને ભગવાનની સામે ઉભો રહી પગે લાગ.' ભગવાનને લાંબો સોંય પર સુઇને પગે લાગ' બાપે પણ છોકરાંને શીખવવું કે, 'જા, તારી માને બે હાથ જોડી પગે લાગ.' આ પ્રમાણે માબાપે એક બીજાનું માન વધારી છોકરાંના મનમાં મૂળથીજ પોતાનાં માબાપ તરફ પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન કરાવવી; તેમજ દેવ, ગુરૂ અને ધર્મ ઉપર પ્રીતિ થાય તેવાં વચનો બોલાવી તેમનાં હૃદયમાં ધર્મની છાપ પણ પાડવી, કે જેથી તેઓ ભવિષ્યમાં સારાં અને ધર્મીષ્ટ થાય. આથી કરીને છોકરાંમાં વિનય, વિવેક, નમ્રતા વિગેરે સારા ગુણો આવે છે, અને છોકરાંના મન ઉપર પ-ડેલી છાપ પછી કદિપણ જતી નથી. જેમના મુખમાંથી આખો દિવસ કલ્યાણકારી શબ્દોના ઉચ્ચાર થયા કરે છે, એવાં છોકરાંઓની વાણી તથા મન ધીરેધીરે સુધરીને પવિત્ર થાય છે. અને વાણી તથા મન પવિત્ર થાય, એટલે તેઓ હમેશાં દોષ રહિત રહે છે. માબાપે છોકરાંને પોતાનાં સગાં તથા પાડોશી વિગેરેની સાથે નઠારી વર્ત્તણુક ન શીખવતાં

તેમના દરજ્જા પ્રમાણે તેમને માન આપી વર્ત્તવા તેમને ફરજ પાડી શીખવતા રહેવું; જેથી તેમને તે સંબંધી સારી ટેવ નાનપણથીજ પડે છે, અને આખર સુધી તેવા સારાજ સંસ્કાર રહે છે.

હે પુત્રીઓ! વળી બીજી એક વાત પણ તમારે ખાસ ધ્યાનમાં રાખવાની છે. જ્યારે આપણી પ્રજા-સમજણી થાય, ત્યારે તેમનાં મનમાં માબાપ તરફ પૂજ્યભાવ થાય, એવું તેમને શીખવવું જોઇએ. હમેશાં સવારમાં ઉઠતી વખતે માબાપને પગે લાગવાનું શીખવવું. તેમાં બાપે માને પગે લાગવાને અને માએ બાપને પગે લાગવાને શીખવવું, આમ કરવાથી તેમને માબાપ તરફ ઇષ્ટ બુદ્ધિ તથા પૂજ્ય બુદ્ધિ દૃઢ થાય છે; જો બાપે કોઇ કામ કરવાનું કહ્યું હોય, અને જો બાળક કદાપિ આડું થઇ તેની ના કહે, તો માએ તેનું ઊપરાણું લઈ બાપની આજ્ઞા ભંગ કરવાની ટેવને ઉત્તેજન મળે તેમ કરવું નહીં. પણ તે બાળકને શીખવી, સમજાવી તથા ભય દેખાડી યુક્તિથી તેની પાસે તેના પિતાની આજ્ઞા જરૂર પળાવવી. અને તેજ પ્રમાણે તેની માનું વચન પાળવાને પિતાએ છોકરાંને જરૂર શીખામણથી કે ... વવાં જોઇએ. જો છોકરૂં તેની માનું વચન ન માનીને તેના બાપના પક્ષમાં જાય, તો બાપે તેની હઠને મદદ આપવી નહિ; અને બાપના સામે થઇને છોકરૂં માની પાસે આવે તો, માતાએ પણ તેને ટેકો આપવો નહિ. ... છોકરૂં બાળકને લઇને કોઈ વાર તેની મા કે બાપનું માન... નહીં. અને વળી હઠ કરે તો, માબાપે તેને નિર્દય થઈ મ...

રવું નહિ, કે ગાળો દેવી નહીં, પણ જરા વખત જવા દ-ઈને પાછું સમજાવી તેની પાસે તે કામ કરાવવું. નહીં તો પગે લગાડીને માફ માગતાં શીખવવું. પણ છોકરે આપણું વચન ન માન્યું, એમ જાણી ક્રોધથી તેના ઊપર બે-દરકારી બતાવવી નહીં. કેટલાએક મૂર્ખ માબાપો પોતાનાં હઠીલાં છોકરાં તરફ બેદરકારી રાખે છે. "ભલેને તે ગમે તેમ કરે, આપણું વચન ન માને તેવાં છોકરાંની સાથે ફોગટ માથાકુટ શું કામ કરવી?" આવું વિચારી તેઓ છોકરાં તરફ બેદરકારી રાખી છોકરાંને સુધારવાની સંભાળ રાખતાં નથી; તેથી છોકરાંઓ બગડતાં જાય છે. માટે તેમ ન કરતાં માબાપે હઠીલાં છોકરાંની હઠ છોડાવવા નવી નવી યુક્તિઓ કર્યા કરવી, અને તેમને સુધારવાં.

જે માબાપ પોતાનાં છોકરાંને વારંવાર માર મારવાની તથા ગાળો દેવાની ટેવ રાખે, તો તેથી કરીને તે છોકરાંઓ નઠોર થઇ બગડે છે.

હે પુત્રીઓ! એવી રીતે છોકરાંનાં હિતકારી માબાપે પોતાનાં છોકરાંને માબાપ સાથે વર્ત્તવાની ઊંચી નીતિ શીખવવી, અને તે સિવાય કાકા, કાકી, મોટાભાઇ, ભોજાઇ, વિગેરે વડિલની સાથે પણ સારી રીતે વર્ત્તવાની ટેવ શીખવવી જોઇએ. જ્યારે ઘેર કોઈ વડિલ આવે, ત્યારે છોકરાંને કહેવું કે, તેમને બે હાથે પગે લાગ. વળી કોઈ વડિલ આવે, ત્યારે જો છોકરો કે છોકરી બેઠાં હોય તો, તેમને કહેવું કે, "ઊભો થા અને તેમને પગે લાગ." આવી આવી સૂચનાઓ કરવાથી છોકરાંને સારી ટેવ પડી જાય છે.

પ્રેર્ક કાયમ રહે એવી બાળક સાથે પ્રેમ બુદ્ધિ રાખનારો, ઉં. ૨ મનનો એટલે જો થોડા વખતમાં આ છોકરાંને ભણાવી દઈશ, તો પછી મારી આવક જતી રહેશે, એવું ધારી શક્તિમાન્ બાળકોનો ઘણો કાળ મિથ્યા ન બગાડનારો, ગુરૂ ભાગ નહીં રાખનારો એટલે "જો આ બાળકને હું પૂરેપૂરી વિદ્યા શીખવી દઈશ, તો પછી મારી આવક જતી રહેશે, અથવા મને તે ગણશે નહીં, અને મારો ગુરૂ ભાગ કાંઇ રહેશે નહીં." એમ જાણી કાંઇ પણ બાકી અંશ રાખીને વિદ્યા ભણાવનારો, તથા સ્વધર્માચરણી એટલે પોતાનું હિત વિચારી છોકરાંના હિતને ન બગાડનારો, પાપનાં આચરણ વિનાનો, તથા માતા, પિતા, ગુરૂ, દેવ, વિગેરે ઉપર પૂર્ણ આસ્થાવાળો, જૈનધર્મનાં તત્ત્વને જાણનારો, સર્વ પ્રાણી ઉપર દયા રાખનારો, સમ્યક્ત્વ અને મિથ્યાત્વના સ્વરૂપને સારી રીતે જાણનારો, પ્રમાદ વિનાનો અને સ્વધર્મ ઉપર પ્રીતિવાળો, અને સ્વદાર સંતોષ વ્રતવાળો, આ વિગેરે અનેક સારાં લક્ષણથી ભરેલા ગુરૂને પોતાનાં છોકરાં વિદ્યા ભણાવવા સોંપી દેવાં. એવા ગુણવાન્ ગુરૂને સોંપેલાં બાળકો સારાં અભ્યાસી અને સદ્ગુણી થાય છે. બ્હેનો ! આ વાત તમારે ઘણું જ યાદ રાખવાની છે. છોકરાંની ભવિષ્યની સ્થિતિ સુધારવાને પૂર્ણ આધાર તેના શિક્ષક ઉપર રહેલો છે. પેટભરા અને સ્વાર્થી ગુરૂને બાળકો સોંપવાથી તેઓ અનેક દુર્ગુણો શીખે છે, અભણ રહે છે, અને બીજા ઘણા ગેરલાભ થાય છે. માટે શ્રાવક માબાપે જેવા જોઇએ તેવા સારા ગુરૂ પાસે બાળકોને શિક્ષણ અપાવવું, એ પણ માબાપોનું મુખ્ય કામ છે.

બ્હેનો! શિક્ષણની એક સાધારણ વાત મેં તમને જ-ણાવી; હવે છોકરીઓના શિક્ષણને માટે કેટલીક વાત કહું છું, તે તમે ધ્યાનમાં રાખજો. છોકરીને શિક્ષણ ગૃહવ્યવહાર વિગેરે સ્ત્રી જાતીને જાણવા યોગ્ય કામોમાં તે છોકરી કુશળ થઈ છે કે નહીં, એ વાતની તેની માતાએ તપાસ કરવી, એ તે ગૃહવ્યવહારનું શિક્ષણ માતાએ ઘરમાં શિખવવું. સ્ત્રી જાતિને જેટલું ભણતર ઉપયોગી છે, તેટલુંજ ગૃહ-વ્યવહારનું શિક્ષણ ઉપયોગી છે. કદિ દીકરી ફક્ત ભણતરમાં આગળ પડી હોય, અને ગૃહવ્યવહારના કામમાં પાછળ હોય, તો તેનું ભણતર નકામું થાય છે. દીકરીને વિદ્યાભ્યાસની સાથે નવરાશની વેળાએ નીતિ ભક્તિના અને નિર્મળ પ્રી-તિનાં મધુર ગીતો ગાતાં તથા ચતુરાઈ ભરેલાં સુંદર ભરત ભરતાં પણ શીખવવું. અને રસોઈનું કામ, સુઘડતાઈ અને બીજાં ઘરનાં કામકાજ શીખવવાં. વળી ભરવા શીવવાનાં તથા બીજી કારીગરીનાં કામથી પરવાર્યા પછી પોતે નિર્મળ શુદ્ધ ભક્તિનાં ગીતનો તથા મધુર કવિતા વિગેરેનો જે અભ્યાસ કર્યો હોય, તે અવકાશે ગાઇને પોતાનું તનમન પ્રસન્ન રાખે, એવી સારી ટેવ પડાવવી.

બ્હેનો! અહીં તમારે એક વાત ખાસ યાદ રાખવાની છે કે, બાલ્યાવસ્થામાં બીજાઓનું જોયાથીજ નાના પ્રકાર-ના સારા માઠા સંસ્કાર બેસે છે, માટે છોકરીને કોઇ નઠારો સં-સ્કાર ન બેસે, એ વાતની ઘણીજ સંભાળ રાખવી. કુલવાન્ અને ગુણવાન્ એવી કન્યાઓજ આ સંસારમાં મોટું સુખ છે. હે સદ્ગુણી સુતાઓ! એ તમે છોકરીના શિક્ષણ વિષે મારી

પૈસા કાયમ રહે એવી બાળક સાથે પ્રેમ બુદ્ધિ રાખનારો, ઉદાર મનનો એટલે જો થોડા વખતમાં આ છોકરાંને ભણાવી દઇશ, તો પછી મારી આવક જતી રહેશે, એવું ધારી શક્તિમાન્ બાળકોનો ઘણો કાળ મિથ્યા ન ગાળનારો, ગુરૂભાગ નહીં રાખનારો એટલે "જો આ બાળકને હું પૂરેપૂરી વિદ્યા શીખવી દઈશ, તો પછી મારી આવક જતી રહેશે, અથવા મને તે ગણશે નહીં, અને મારો ગુરૂ ભાગ કાંઇ રહેશે નહીં." એમ જાણી કાંઇ પણ બાકી અંશ રાખીને વિદ્યા ભણાવનારો, તથા સ્વધર્માચરણી એટલે પોતાનું હિત વિચારી છોકરાંના હિતને ન બગાડનારો, પાપનાં આચરણ વિનાનો, તથા માતા, પિતા, ગુરૂ, દેવ, વિગેરે ઉપર પૂર્ણ આસ્થાવાળો, જૈનધર્મનાં તત્ત્વને જાણનારો, સર્વ પ્રાણી ઉપર દયા રાખનારો, સમ્યકત્વ અને મિથ્યાત્વના સ્વરૂપને સારી રીતે જાણનારો, પ્રમાદ વિનાનો અને સ્વધર્મ ઉપર પ્રીતિવાળો, અને સ્વદાર સંતોષ વ્રતવાળો, આ વિગેરે અનેક સારાં લક્ષણથી ભરેલા ગુરૂને પોતાનાં છોકરાં વિદ્યા ભણાવવા સોંપી દેવાં. એવા ગુણવાન્ ગુરૂને સોંપેલાં બાળકો સારાં અભ્યાસી અને સદ્ગુણી થાય છે. બ્હેનો ! આ વાત તમારે ઘણું જ યાદ રાખવાની છે. છોકરાંની ભવિષ્યની સ્થિતિ સુધારવાનો પૂર્ણ આધાર તેના શિક્ષક ઉપર રહેલો છે. પેટભરા અને સ્વાર્થી ગુરૂને બાળકો સોંપવાથી તેઓ અનેક દુર્ગુણો શીખે છે, અભણ રહે છે, અને બીજા ઘણા ગેરલાભ થાય છે. માટે શ્રાવક માબાપે જેવા જોઇએ તેવા સારા ગુરૂ પાસે બાળકોને શિક્ષણ અપાવવું, એ પણ માબાપોનું મુખ્ય કામ છે.

તમે આ કાંતિપુરમાં અવતર્યા છે. વાહ! તમારી વાણી કેવી સુંદર છે?

**લલિતા**—પ્રેમદા બાઈ! તમે કહ્યું કે તમારી બ્હેન કંકુના ગૃહ—સંસારનો ચિતાર મારી આગળ ખરો થયો છે, તો તે કેવી રીતે છે? તમારી બ્હેન કંકુ કયાં રહે છે? અને તેનો ગૃહ—સંસાર કેવો છે? એ વાત જરા કહો તો ખરાં.

**પ્રેમદા**—અત્યારે એવી હલકા પ્રકારની વાત કરવી, મને જરા પણ ગમતી નથી. એવી વાત કરવાથી આનંદા બે-હેનની ઉપદેશ વાર્તામાં નાહક અંતરાય થાય.

**લલિતા**—પ્રેમદા બાઈ! એ વાત ખરી છે, પણ કોઈ વાર એવી વાત જાણવાથી બોધ પણ મળી શકે છે. કારણ કે, એવી ઉલટી વાતો પણ કેળવણીના ફાયદાને સાબીત કરે છે, માટે તમે ખુશીથી કહો.

**પ્રેમદા**—લલિતા! બાળપણમાં દીકરીને સારી કેળવણી ન આપવાથી તે દીકરી કેવા નઠારા સ્વભાવની થાય છે, એ વાતનો ખરેખરો દાખલો કંકુના ઘરમાંથી મળી શકે તેવો છે. આનંદા બ્હેનની મરજી હોય તો તે વાત કરૂં.

**આનંદા**—પ્રેમદા બ્હેન! તે વાત ખુશીથી કહો. કારણ કે, તમારી વાતમાંથી પણ કેટલોએક બોધ મળી શકશે.

**પ્રેમદા**—આનંદા બ્હેન! અમારી વાતમાં તે શો માલ

સંભાળ રાખશો, તો તે છોકરી ભવિષ્યમાં સારા ગુણથી પોતાના ધર્મને અને સંસારને દીપાવનારી થશે. માબાપ, ભાઇ, બ્હેન, ચાકર, અને સગાં સહોદર વગેરેની પ્રત્યે પોતાનાં શાં કર્ત્તવ્ય છે, તે સમજી તે અનુસારે વર્તવા ઉમંગથી તત્પર થશે, અને શુદ્ધ પ્રેમને દૃઢ કરી સર્વ સંબંધીઓમાં માયા મમતા રાખશે, તેથી એ સદ્‌ગુણી બાળાને બીજા લોકો પણ કંચન જેવું કિમ્મતી કન્યારત્ન ગણી ઘણુંજ માન આપશે. અને આ સંસારમાં એક સદ્‌ગુણી શ્રાવિકા બની પોતાના સ્ત્રીજીવનને સુધારશે.

**ધર્મદાસ શેઠ**—હે શ્રાવિકાઓ ! આ પ્રમાણે આનંદા પોતાની પુત્રી લલિતાને અને બીજી શ્રાવિકાઓને બોધ આપતી હતી, તે વખતે પ્રેમદાએ નીચે પ્રમાણે કહ્યું.

**પ્રેમદા**—આનંદા બ્હેન ! આજની ઉપદેશ વાર્તામાં ઘણુંજ સમજવાનું આવ્યું છે. દીકરીને કેવી રીતે સદ્‌ગુણી બનાવવી, એ વાત ઘણીજ ધ્યાનમાં રાખવા જેવી છે. આ વખતે મારી બ્હેન કંકુના ગૃહસંસારનો ચિતાર મારા હૃદય આગળ ખડો થયો છે. પોતાની સુતાને સ્ત્રીકેળવણી આપી સુધારીએ નહિ, તો તે દીકરીનો આખો ભવ બગડે છે; એ વાત મારા મનમાં આજે સિદ્ધ થઈ છે. વાહ ! આનંદા બ્હેન ! તમારી વાણીને ખરેખર ધન્યવાદ ઘટે છે. તમારા હૃદયમાં સ્ત્રીધર્મનું સિદ્ધાંત સુત્ર પૂરેપૂરૂં છે, એ વાતનો હવે નિશ્ચય થાય છે. તમે જિનશાસનની કોઇ દેવી લાગો છો, વીરશાસનના ધર્મની અને સંસારની ઊન્નતિ કરવાને

તમે આ કાંનિપુરમાં આવનર્યા છો. વાહ ! તમારી વાડી કેવી સુંદર છે ?

**લલિતા**—પ્રેમદા બાળુ ! તમે કહ્યું કે તમારી બ્હેન કંકુના ગૃહ—સંસારનો ચિતાર મારી આગળ ખડો મુકો છો, તો તે કેવી રીતે છે ? તમારી બ્હેન કંકુ ક્યાં રહે છે ? અને તેનો ગૃહ—સંસાર કેવો છે ? એ વાત જરા કહો તો ખરાં.

**પ્રેમદા**—અત્યારે એવી હલકા પ્રકારની વાત કરવી, મને જરા પણ ગમતી નથી. એવી વાત કરવાથી આનંદા બ્હેનની ઉપદેશ વાર્તામાં નાહક અંતરાય થાય.

**લલિતા**—પ્રેમદા બાળુ! એ વાત ખરી છે, પણ કોઈ વાર એવી વાત જાણવાથી બોધ પણ મળી શકે છે. કારણ કે, એવી ઉલટી વાતો પણ કેળવણીના ફાયદાને સાબીત કરે છે, માટે તમે ખુશીથી કહો.

**પ્રેમદા**—લલિતા ! બાળપણમાં દીકરીને સારી કેળવણી ન આપવાથી તે દીકરી કેવા નઠારા સ્વભાવની થાય છે, એ વાતનો ખરેખરો દાખલો કંકુના ઘરમાંથી મળી શકે તેવો છે. આનંદા બ્હેનની મરજી હોય તો તે વાત કરૂં.

**આનંદા**—પ્રેમદા બ્હેન! તે વાત ખુશીથી કહો. કારણ કે, તમારી વાતમાંથી પણ કેટલોએક બોધ મળી શકશે.

**પ્રેમદા**—આનંદા બ્હેન ! અમારી વાતમાં તે શો માલ

એક અક્ષર પણ ચડતો નથી. આ વખતે ચંચળ વચમાં બોલી ઊઠી.

**ચંચળ**—બા, એવું શું બોલો છો ? મારા મનોરમામાસા શું તદન અભણ છે ? હું તોએ ન જાણતી હતી કે, તેઓ ભણેલા હશે.

**પ્રેમદા**—ચંચળ, તને ખબર નથી. મારી વાત સાચી છે. મને તો તારી કંકુ માસી ઘણી વાર કહે છે કે, તેમને એક અક્ષર પણ સાચો આવડતો નથી.

**ચંચળ**—બા, કંકુ માસી વળી કયાં ભણ્યા છે કે, તેઓ તેમને એમ કહેતાં હશે. ?

**પ્રેમદા**—કંકુ ભણી તો નથી, પણ તે એક વખતે મને વાત કહેતી હતી કે, એક વખતે તારા માસાના કાકા ઘણાજ માંદા પડયા હશે. તે વખતે કોઇ શ્રાવકે આવી તારા માસાને કહ્યું કે, મનોરદાસ, તમારા કાકાના કાનમાં નવકાર કહો એટલે તેમનું કલ્યાણ થાય, ત્યારે તારા માસાએ કહ્યું હતું કે, ભાઇ, મને નવકાર આવડતો નથી; માટે મારી ઉપર મેહેરબાની કરીને તમે નવકાર કહો. તે વખતે તે શ્રાવકે હસીને કહ્યું, અરે ભલા માણસ, શ્રાવક થઇને નવકાર પણ જાણતો નથી. ? ત્યારે તારા માસાએ કહ્યું, ભાઈ, શું કરૂં, મને નવકાર યાદ રહેતો નથી. " આ વખતે તારી માસી કંકુ ઉભી હતી, તે ઉપરથી તેણે જાણી લીધું કે, મારા વરને નવકાર પણ આવડતો નથી. પછી તેણીએ આવીને મને તે વાત કહી હતી; તે ઉપરથી આ વાત હું કહું છું.

શકયો નહીં, એ વાત કંકુએ તેની બેહેન પ્રેમદાને કહી, તે કંકુનો મોટો દોષ છે. કોઇ પણ સ્રીએ પોતાનો પતિ મૂર્ખ કે અભણ હોય, તેની વાત બીજાની આગળ ન કહેવી જોઇએ. કર્મયોગે પતિમાં અવગુણો રહેલા હોય તોપણ તે સ્રીએ પોતેજ સમજીને બેસી રહેવું જોઇએ. બીજાની આગળ પતિના અવગુણો કહેવા નહિ. કારણ કે, તેમ કરવાથી લોકોમાં તે પુરૂષ હલકો પડે છે અને તેનો અનાદર થાય છે. જે કુળવાન્ સ્રી હોય તે કદિ પણ પોતાના ઘરનાં છિદ્રો ઉઘાડાં કરતી નથી. તેથી કરીને લોકોમાં પોતાનું ઘર હલકું ગણાય છે. તેમાં ખાસ કરીને ઘરના ધણીની બે આબરૂ થાય, તેવી વાત તો સ્રીએ કદિ પણ કરવી નહીં. કુળવાન્ સ્રીઓ પોતાના સાસરાના ઘરની કોઈ હલકી વાત હોય તે કદિ પણ બીજાની આગળ પ્રગટ કરતી નથી. અને જો તેવી વાત પ્રગટ કરે તો તે કુળવાન્ સ્રી કહેવાતી નથી.

આ વખતે પ્રેમદા વચમા બોલી—આનંદા બ્હેન ! તમે કંકુનો આવડો મોટો દોષ કાઢો છો, પણ મારે એટલુંજ પુછવાનું છે કે ? કંકુએ પોતાના ઘરની વાત બીજાની આગળ કહી નથી, પણ મારી આગળજ કહી છે. પોતાની બ્હેનની આગળ વાત કહેવી, એ કાંઇ દોષ કહેવાય નહીં. મોટી બ્હેન અને મા સરખાંજ ગણાય છે. તે પારકાં ન કહેવાય, તે છતાં તમે તેનો મોટો દોષ કહો છો, તેનું શું કારણ છે ?

**આનંદા**—પ્રેમદા બેહેન ! સ્રીએ પોતાના સાસરાન

ઘરની વાત પીયરમાં કોઇને કહેવી ન જોઇએ. એજ તેનો મોટો ગુણ છે. જ્યારથી દીકરી પીયરથી સાસરે જાય છે, ત્યારથી તે સાસરાના ઘરનું માણસ ગણાય છે. તેથી સાસરાના ઘરની લાજ વધારવી, એ તેનું કામ છે. બ્હેનો! જે સ્ત્રીઓએ સારી કેળવણી લીધી હોય, તેવી સ્ત્રીઓ તો સાસરાના ઘરમાં દુઃખ હોય, અને પીયરમાં સુખ હોય, તો દુઃખને પસંદ કરીને પણ સાસરાના ઘરમાં રહે છે. અને તે દુઃખ પીયરમાં પોતાના માબાપ, ભાઇ બ્હેન કે બીજા કોઈની આગળ જણાવતી નથી. આવી કુલીન બાળાઓથીજ આ સંસાર દીપી નીકળે છે. અને આ દુઃખમય સંસારમાં જો સુખ હોય; તો તેવી સ્ત્રીઓનેજ હોય છે. કારણ કે, તેઓ દુઃખને સુખ માની સંતોષ પામે છે. માટે પ્રેમદા બ્હેન! તમારી બ્હેન કંકુએ પોતાનો પતિ અભણ છે, એવી વાત તમારી આગળ કહી, તે યોગ્ય કર્યું ન કહેવાય. કારણ કે, જુવોને તમે તે કંકુની વાત અમારી આગળ કહી અને આમાંથી કોઇ સ્ત્રી બીજી સ્ત્રીને કહે, તે સ્ત્રી વળી ત્રીજીને કહે, એમ આપણાં બૈરાઓની વાત આગળ ચાલે એટલે કંકુના વરની લોકોમાં નિંદા થાય. બધા લોકો એમજ કહે કે, પેલા કંકુના વર મનોરદાસને તો નવકાર પણ આવડતો નથી. એથી લોકોમાં તેની વધારે હલકાઇ થાય. પ્રેમદા બ્હેન! તમે વિચાર કરો એથી તેની આબરૂમાં કેટલી હાનિ થાય?

પ્રેમદા—આનંદા બ્હેન! એ તમારૂં કહેવું મને બરાબર સાચું લાગે છે. અને કંકુમાં એ મોટો દોષ છે. એમ

મારા મનને હવે ખાત્રી થઈ છે, પણ તેમાં એક વાત પુછવાની છે કે, જ્યારે એવો અભણ અને મૂર્ખ ભાયડો હોય તેને કેવી રીતે સુધારવો? તે વાત ભેગાભેગી કહો?

**આનંદા**—પ્રેમદા બ્હેન! કદિ જ્ઞાનાવરણીય કર્મને લઇને તેવો પતિ મળે, તો સ્ત્રી જો કેળવણી પામેલી કે ડાહી હોય, તો તેણે તેવા પતિને કોમળ અને વિનયના વચનથી કહેવું કે, સ્વામિનાથ, તમે શ્રાવક થઈને આપણા ધર્મનું કાંઈ પણ જાણો નહીં, તે ઠીક ન કહેવાય. આપણો શ્રાવકના કુળમાં અવતાર થયો છે, તેથી આપણે નવકાર તો જરૂર જાણવો જોઇએ. કદિ ધર્મનું વધારે જ્ઞાન ન થઈ શકે તો નવકાર, સામાયિક, પડિકમણું—જે આવશ્યક કહેવાય તેતો આપણે શ્રાવકે જાણવાંજ જોઇએ. આવાં આવાં વચનો વિનયપૂર્વક કહી સ્ત્રીએ પોતાના પતિને ધર્મને માર્ગે લાવવાનો પ્રયત્ન કરવો–એ કુલીન સ્ત્રીનો ધર્મ છે.

**પ્રેમદા**—આનંદા બ્હેન! તમારૂં કહેવું બૈરાંઓએ ખરેખર ધ્યાનમાં રાખવા જેવું છે.

**લલિતા**—પ્રેમદા ભાભુ! હવે તમારાં બ્હેન કંકુની વાત આગળ ચલાવો.

ધર્મદાસશેઠ કહે છે--હે શ્રાવિકાઓ! તે પછી પ્રેમદાએ પોતાની બ્હેન કંકુની વાત આગળ ચલાવી.

પ્રેમદાએ કહ્યું, બ્હેનો! એવી રીતે કંકુ અને તેના પતિ મનોરદાસ સાધારણ રીતે પોતાનો ગ્રહ--સંસાર ચલાવતાં હતાં. પછી તેમને **પોતી** નામે એક દીકરી થઈ, મૂળથી

છોકરાંની ખોટને લીધે ધણી ધણીયાણી બન્ને તે છોકરી ઉપર બહુજ પ્રીતિ રાખવા લાગ્યાં. બાળપણથીજ પોતીને ખાવાપીવામાં અને ઓઢવા પેહેરવામાં તેઓ સારાં લાડ કરાવવા લાગ્યાં. પોતી જે માગે તે લાવી દેવામાં તે બંને સ્ત્રી પુરૂષ વિલંબ થવા દેતાં ન હતાં. પોતીના મનમાં ઈચ્છા થાય, તે પેહેલાં તો તેનાં માબાપ તે ઇચ્છા પૂરી કરતાં હતાં. આ પ્રમાણે પોતીની ઉમર આઠ નવ વર્ષની થઇ. પોતી લાડમાં ઉછરેલી હોવાથી, તેને હાલતાં ચાલતાં કછોયો કરવાની; અને જેમ આવે તેમ મોઢે બોલવાની ટેવ પડી. કેટલીક વાર તો તે તેના બાપને અને માને ગાળો પણ આપતી હતી. પોતાના માબાપને ગાળો આપે ત્યારે તેઓ તેની ગાળો સાંભળી લેતા પણ તેને કાંઇ કહેતાં ન હતાં.

પ્રેમ—વચમાં બોલી—પ્રેમદા ભાભૂ, એ વાતમાં અમને આશ્ચર્ય થાય છે કે, છોકરી ગાળો આપે અને માબાપ સાંખી રહે, એ કેમ બને ? એક હલકા વર્ણના લોકોનાં છોકરાં પણ માબાપને ગાળો આપતાં વિચારે છે, તો આપણે વાણીયા જેવી ઉંચી કોમમાં એવી હલકી વાત કેમ બને ?

ચંચળે જવાબ આપ્યો—પ્રેમ બ્હેન ! એમાં કાંઇ આશ્ચર્ય પામવાનું નથી. ઉંચી કોમ અને હલકી કોમ આચાર-વિચાર એટલે રીતભાત વગેરેથી જણાય છે. બાળપણમાં જેવો બોલવા ચાલવાનો આચાર પડયો હોય, તેવો

આચાર મોટપણમાં પણ રહે છે. તે વિષે મારી કંકુ માસીની પોતી બ્હેનનો દાખલો પ્રત્યક્ષ છે. ઘણી વાર મેં તેને માબાપને ગાળો આપતાં સાંભળી છે. અને તે વિષે મેં મારી કંકુ માસીને તેની ટેવ છોડાવવાને ઘણી વાર વિનયથી કહ્યું પણ છે.

પ્રેમદાએ—પોતાની વાત આગળ ચલાવી. બ્હેનો, એક વખતે હું મારી બ્હેન કંકુને ઘેર ગઈ હતી, ત્યાં પોતી ઘરમાં બેઠી હતી. અને તેના બાપા મનોરદાસ જમવા બેઠા હતા. તેવામાં પોતીએ ઘરમાંથી રાડ પાડીને કહ્યું, બાપા ! આ મારી ચુંદડીને કાણું પડયું છે, માટે મને બીજી નવી ચુંદડી લાવી આપો. તેના બાપ જમતા જમતા બોલ્યા. બેટા પોટી, હું જમીને આવું, ત્યાંસુધી ખમ, પછી તને બીજી નવી ચુંદડી પેટીમાંથી કાઢી આપીશ. પોતાના બાપાનો આવો જવાબ સાંભળી **પોતી** જમીન ઉપર આલોટી પડી અને પોકેને પોકે તેણીએ રોવા માંડયું. તે વખતે મેં પોતીને સમજાવતાં કહ્યું, **પોતી** બ્હેન ઘડીવાર ખમ. તારા બાપા હમણાં જમીને બીજી ચુંદડી કાઢી આપશે. તું ડાહી છે, બેઠીથા. મેં આટલા વચન કહ્યા, ત્યાં તો મને જેવી મોઢે આવે તેવી ગાળો આપવા માંડી. પછી મારો સ્વભાવ તીખો હોવાથી મેં તેને કહ્યુ કે, અરે છોકરી ! ફાટી કેમ ગઈ છે ? આટલીબધી મોંઘી કેમ થઇ છે ? કે બીજાને ગાળો આપે છે. તારા માબાપ ગાળો ખમશે. બીજા કોઈ નહી ખમે. તું મોંઘી હોય તો તારા ઘરમાં આટલું મેં જરા ઉંચે સ્વરે કહ્યું,

એટલે તેણીએ મને વધારે ગાળો આપવા માંડી. તેવામાં મારી બ્હેન કંકુ ઘરમાંથી રાંધતી રાંધતી બાહેર આવી અને પોતાની દીકરીને બાબાપા કરવા લાગી. તેણીએ મને વઢીને કહેવા માંડયું કે, પેમદા બ્હેન, તમારે મારી દીકરીને આટલું બધું કહેવું ન જોઈએ. એ તો મારે દીકરાના ખોટની દીકરી છે. તમારે તેનું મન દુઃખવવું નહીં. પછી કંકુએ પોતીની પાસે આવી ઘણાં કાલાંવાલાં કરવા માંડયાં. તો પણ પોતી બેઠી થઈ નહીં. પછી તેણીને તેડી ખોળામાં બેસારી, ઘણી આજીજી કરી, ત્યારે તે માંડમાંડ છાની રહી. પછી તે બેઠી થઇને જ્યાં તેના બાપા મનોરદાસ જમતા હતા, ત્યાં આવીને કહ્યું, અરે બાપ, બેઠો થાય છે કે નહીં? જલ્દી બેઠો થઇ મને નવી ચુંદડી લાવી આપ, ત્યારે મનોરદાસે આજીજી કરી કહ્યું, બેટા તું ડાહી છે, થોડીવાર ખમ. હવે હું જમી રહ્યો છું. ફકત થોડાં કઢીને ભાત ખાઈ લઉં, તે સાંભળતાંજ પોતીને વધારે રીસ ચડી અને તરત કઢીનો ઊનો વાટકો ઉપાડી મનોરદાસના માથા ઉપર રેડયો. કઢી ઊની હતી, એટલે તેનાથી મનોરદાસનું મોઢું દાઝી ગયું, તેથી તેણે એકદમ રાડ પાડી અને તેની આંખોમાંથી આંસુ નીકળી પડયાં. તે સાથે તેના મોઢાનો બધો ભાગ કઢીથી વિચિત્ર થઇ ગયો. અને તેના બીજાં કપડાં પણ બગડી ખરાબ થઈ ગયા. પોતીએ આવું ખરાબ કામ કર્યું. તોપણ તેની મા કંકુ અને મનોરદાસ તે સાંખી રહ્યાં ને કાંઇ પણ બોલ્યાં નહીં. મનોરદાસ ખાતોખાતો અધવચ ઉઠયો, પાણીથી પોતાનું બગડેલું શરીર ધોવા લાગ્યો. બ્હેનો! આ દેખાવ જોઇને હું તો મારા મનમાં ચમત્કાર પામી

ગઇ અને તેમના સંસાર ઉપર મને ઘણોજ તિરસ્કાર છુટયો. તે વખતે મારાથી બોલ્યા વિના રહી શકાયું નહીં એટલે મેં તે બંનેને કહ્યું, દીકરીને આમ માથે ચડાવવી, તે ઠીક ન કહેવાય. સોનાની કટારી હોય, કંમરે બંધાય પણ તે પેટમાં ઘોંચાય નહીં. જો આવી રીતે તમે છોકરીને માથે ચડાવશો તો તે છોકરી આગળ જતાં ઘણીજ બગડશે, છોકરી ગમે તેવી વ્હાલી કે મોંઘી હોય, પણ છેવટે તેને પારકે ઘેર મોકલવાની છે. જાવજ્જીવ સુધી કાંઈ ઘેર રાખવાની નથી, આ પ્રમાણે હું તેમને કહેતી હતી, ત્યાં પોતી ગુસ્સો કરી મારી ઉપર આવી અને મારી તરફ કળશીઆનો છુટો ઘા કર્યો. જે ઘા મારા માથામાં વાગ્યો, અને માથામાંથી લોહીની ધાર છુટી. બ્હેનો! તે વખતે મને ઘડીવાર મૂર્છા આવી ગઇ. પછી સાવધાન થઈ હું ત્યાંથી મારે ઘેર નાશી આવી. અને ફેરીવાર કંકુ બ્હેનને ઘેર ન જવાનો મેં નિશ્ચય કર્યો. બ્હેનો! આ પછી ઘણો વખત મારી બ્હેન કંકુને ઘરે હું ગઈ નહીં, પછી એક વખતે કંકુ મારે ઘેર આવી અને મને આગ્રહ કરી ઘણા સોગન આપ્યા ત્યારે હું તેને ઘેર જવા લાગી પણ ત્યારથી તેની દીકરી પોતીને તો હું બોલાવતીજ નહીં.

બ્હેનો! હવે તો પોતીને પરણાવી તેને સાસરે મોકલવામાં આવી છે. પણ તે છકેલી છોકરી હમેશાં [illegible] છુંદે કે બીજી સાસરીઆનાં માણસોની સાથે કજીઓ કરી પોતાને [illegible] નહીં આવે છે. [illegible] [illegible] અને [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] કંકુ [illegible] [illegible] [illegible] [illegible] છે [illegible]

નાનપણમાં છોકરીને લાડ કરાવી માથે ચડાવનાર કંકુના અત્યારે નઠારા હાલ થઇ પડયાછે. તેના સાસરીઆં પણ ગરીબ સ્થિતિનાં હોવાથી પોતી તેને ત્યાં પોસાતી નથી. બાલપણના લાડથી તેણીને સારૂં સારૂં ભાવે છે અને સારૂં સારૂં પેહેરવાનું ગમે છે: પણ અત્યારે તેનો બાપ મનોરદાસ માંદો પડયો છે. તેથી તેની દુકાનની આવક બંધ થઇ છે, એટલે પોતીને પિયરમાં પણ સારૂં સારૂં ખાવાનું અને પહેરવાનું મળતું નથી. તેથી તે બંનેને કનડયા કરે છે. બ્હેનો, મારી બ્હેનની દીકરીની વાત કરવી તે ઠીક ન કહેવાય, પણ પોતીનો ખાવાનો ગળો એવો થયો છે કે, તેથી તે વખતે દુરાચરણ પણ કરવા તૈયાર થશે. બ્હેનો, બે દિવસ પેહેલા મારી બ્હેન કંકુ મારે ઘેર આવી હતી. ત્યારે તેણીએ રોઇને મને કહ્યું કે પ્રેમદા બ્હેન, પોતી તરફનું મારે ભારે દુઃખ થયું છે. હમેશાં તેની નવી નવી ફરીયાદો આવે છે. તમારા બનેવી પણ તેનાથી થાકીગયા છે. અમારા ઘરની આબરૂ તે છકેલ છોકરી ગુમાવવા બેઠી છે. તેનો વર પણ હવે કંટાળીને બીજી સ્ત્રી પરણવા તૈયાર થયો છે. તે બીચારો પોતીથી કંટાળી આખરે તેનો ત્યાગ કરશે. એટલે પછી અમારા તો ભોગ સમજવા ? પોતીમાં અનેક જાતના નઠારા દુર્ગુણો આવેલા છે. મોટીબ્હેન ! અમારા નસીબ ફુટી ગયાં છે. ને છોકરીના કરતાં અમે વાંઝીયાં રહ્યા હોત તો વધારે સારૂં હતું. બ્હેન તમે પૂરેપૂરા ભાગ્યશાળી છો. તમારી ચંચળ કેવી ડાહી થઇ છે. તેને જોઇને બધાની આંખો ઠરે છે. જો દીકરી હોય તો ચંચળનાં જેવીજ હજો. કંકુના એવાં વચન સાંભળી મેં તેને કહ્યું કે, બ્હેન, પોતી

બગડવાનું કારણ તમે માબાપજ છો. તમે નાનપણથીજ તેને લાડલડાવી મોંઘી કરી, તેનું આ ફળ છે. બ્હેન કંકુ! તને યાદ છે કે, એક વખતે તારી પોતીએ તેના બાપના મોઢા ઉપર ઉની કઢી રેડી હતી. અને મારાં માથામાંથી લોહીની ધાર કાઢી હતી. તે વખતે મેં જરા બે વચન કહ્યાં, એટલે તમને બધાને ખોટું લાગ્યું હતું. મારા આવા વચન સાંભળી કંકુ બોલી મોટી બ્હેન, તમારૂં કહેવું ખરૂં છે. અમારા કર્યા અમારે ભોગવવાં પડે છે. હાથના કર્યા હૈયે વાગ્યાં છે. પણ હવે શું કરવું? તેનો ઉપાય બતાવો. બ્હેનો, આટલું કહી કંકુ મારી આગળ ઘણીજ રોઈ પડી. પછી કંકુના રોવાથી મારા મનમાં ઘણીજ દયા આવી ગઇ. પછી મેં તેને દીલાસો આપ્યો કે, કંકુ બ્હેન, જે થયું તે ખરૂં. તેનો એક ઉપાય છે. જો તે બને તો વખતે તેમાંથી સારૂં થઈ જાય. કંકુએ ઇંતેજારીથી પુછ્યું, મોટી બ્હેન, જો એવો કાંઇ પણ ઉપાય બતાવો તો અમને જીવિત દાન કર્યું ગણાશે.

પ્રેમલાએ કહ્યું—આનંદા બ્હેન! પછી મેં તેને અહીં ઉપદેશ વાર્તા સાંભળવા આવવાને કહ્યું છે. અને તેમાં જ જણાવ્યું છે કે, પોતીને પણ સમજાવીને અહીં લાવવી.

આનંદા બ્હેન, હવે મારે તમને તે વિષે પુછવાનું છે કે, જે વખતે કંકુ અને તેની દીકરી પોતી અહીં આવે તો તમારે કાંઈ હરકત છે?

તે વખતે વચમાં પુતળી બોલી ઉઠી.

**પુતળી**—ના બા! એવી ઉછાંછળી અને બગડી ગયેલી છોકરીને આપણામાં બેસાડવી તે મને તો ઠીક નથી લાગતું.

**પ્રેમ**—ખરૂં છે! આનંદા માશી, એવું તો ન થવું જોઇએ. જ્યારે એવી એવી ગામની નઠારી છોકરીઓને ભેગી કરશો; તો પછી અહીં સારા ઘરની છોકરીઓ કેમ આવશે? એવી નઠારી છોકરીઓથી સારી છોકરીઓ પણ બગડે છે. એવીનો તો, સંગજ ન કરવો જોઇએ.

**પ્રેમદા**—(જરા ગુસ્સે થઇને) બ્હેનો! અમસ્તિ તમે વચમાં શામાટે બોલો છો? હું કાંઈ તમને પુછતી નથી. આનંદા બ્હેનની જેવી મરજી હશે, તેમ થશે. વચમાં બીજાને ડાહ્યાં થવાની જરૂર નથી.

પ્રેમ—ચંચળની બા! તમે વધારે શું ચડી જાઓ છો? તમે આજ કાલ આવવા લાગ્યાં એટલે આ બધા મંડળનાં ઉપરી થઇ ગયાં? અમારાં આનંદા માસી તો ભોળાં અને ભલાં દિલનાં છે. વખતે તમારી ખાતર તે વાત કબુલ કરી દે. પણ અમારે આ સારા મંડળની આબરૂ તેવી છોકરીઓને દાખલ કરી ગુમાવવી નથી. પછી જેવી આનંદા માસીની મરજી.

ધર્મદાસ શેઠ કહે છે, હે શ્રાવિકાઓ! આ પ્રમાણે જ્યારે પ્રેમ, પુતળી અને પ્રેમદાની રગઝગ થવા માંડી; ત્યારે આનંદા સ્મિત હાસ્ય કરતી બોલી—પ્રેમદા બ્હેન! તમે તમારી કંકુ બ્હેનના ઘરની હકીકત કહી. તે ઉપરથી આ બધી

બ્હેનોને ઘણોજ ધડો લેવા લાયક છે. તમે તો એક હીતા રથની વાત તરીકે કંકુની વાત જણાવી છે, પણ તે ખરેખર એક ઉપદેશ વાર્તા થઇ પડી છે. બ્હેનો! એ કંકુની દીકરી **પોતીના** ઉપરથી તમે તમારા મનમાં સમજી લેજો કે, જો છોકરીને નાનપણમાં લાડ લડાવી માથે ચડાવવામાં આવે તો તેથી ઘણુંજ બુરૂં ફળ થાય છે. છોકરીની વાત તો એક તરફ રહી પણ છોકરો કે જે દુનીયામાં ઉપયોગી અને મોંઘો ગણાય છે, તેને પણ મોઢે ચડાવવો ન જોઇએ. કદિ આપણને તેની ઉપર ઘણું વ્હાલ કે પ્રેમ ઉપજે તો તેને સારી રીતે રાખવો પણ તેથી તેને મોઢે ચડાવવો નહીં. વળી મેં તમને અગાઉ કહ્યું; તેમ છોકરાંને બોલવા ચાલવાની સારી ઢબ અને ટેવ શીખવવી. તેમાં પણ છોકરીને માટે વધારે કાળજી રાખવાની જરૂર છે. છોકરો આપણે ઘેર રહેવાનો છે, અને તેના જીવનનો આરંભ અને અંત આપણાંજ ઘરમાં અને આપણાંજ કુટુંબમાં થવાનો છે. અને જે છોકરી છે, તે પારકે ઘેર જવાની છે. તેના જીવનનો આરંભ આપણે ત્યાં થયેલ છે, પણ તેનો મધ્ય અને અંત ભાગ પારકા ઘરમાં અને પારકા કુટુંબમાં થવાનો છે. એ વાત લક્ષમાં રાખી, છોકરીને નાનપણથીજ સારી સંભાળથી રાખવાની જરૂર છે. જો છોકરીને મોઢે ચડાવવામાં આવે તો તેનામાં ઘણાં નઠારાં અવગુણો દાખલ થાય છે. જેનો દાખલો તમે હમણાંજ પ્રેમદા બ્હેનના મુખથી સાંભળ્યો છે. કંકુએ મોઢે ચડાવેલી પોતી કેવી નઠારી છોકરી થઈ કે, જેનાથી તેના પીયરના અને સાસરાના માણસો કંટાળી ગયા છે. આખરે તેની માતા કંકુને રૂદન ક-

રવાનો વખત આવ્યો છે. બ્હેનો! તે પોતીનો દાખલો લઈ તમે તમારી છોકરીઓની પૂરતી સંભાળ રાખજો. કુળની લાજ સાચવવી અને ખોવી એ કન્યાના ગુણ ઊપર આધાર રાખે છે. કુળવાન્ કન્યાઓ પોતાના પિયરને અને સાસરાને સારી રીતે દીપાવે છે. તેવી કન્યાઓનું જીવન ખરેખર સાર્થક ગણાય છે, અને તેવા સાર્થક જીવનવાળી શ્રાવક કન્યા ભવિષ્યમાં ખરેખરી શુદ્ધ શ્રાવિકા બને છે. એ પોતીના જેવી દુર્ગુણી કન્યાઓ તેના માતા પિતાને અને સાસુ સસરાને દુઃખરૂપ થઈ પડે છે, પોતીની જેમ પિતાનું અપમાન કરનારી અને માતાને રૂદન કરાવનારી કન્યાઓ કુળમાં કલંકરૂપ થાય છે, અને આખરે મહા પાપનું પાત્ર બની નારકીની પીડા અનુભવે છે.

આનંદાનાં આવાં વચન સાંભળી પ્રેમદા અને બીજી શ્રાવકબાળાઓ ઘણીજ ખુશી થઈ ગઈ; અને કંકુની છોકરી પોતીનો દાખલો પોતાનાં મનમાં દઢ કરી; તેમણે આનંદાને હૃદયથી અભિનંદન આપ્યું.

પછી આનંદાએ પ્રેમદાની સામે જોઈને કહ્યું—પ્રેમદા બ્હેન! તમારી બ્હેન કંકુ તથા તેની દીકરી પોતીને તમે અહીં લાવવાને કહ્યું, તેને માટે મારો અભિપ્રાય એવો છે કે, કંકુનું હૃદય હાલમાં દુઃખને લીધે કોમળ થયું હશે, તેથી તે ઉપદેશ વાર્તાની અધિકારિણી થઇ છે. પણ પોતીનું હૃદય કોમળ થયેલું નથી. તેમજ તેની વય પણ ટરેલ નથી, માટે તે ઊપદેશ વાર્તાની અધિકારિણી થઇ શકશે નહિ. વળી હમણાં પોતીના હૃદય ઊપર ઉપદેશ વાર્તાની અસર થવાનો સંભવ નથી. તે છતાં જો તેને અહીં લાવી શકાય તો તે ભલે આવે, કારણ કે, ઉપદેશ વાર્તાનાં અ

આજે આપણી ઉપદેશ વાર્તા સમાપ્ત કરવાનો વખત થઈ ગયો છે, માટે હવે બાકીની વાર્તા આવતી કાલે કરીશું. (બોલો આદીશ્વર ભગવાનની જય.)

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ! આ પ્રમાણે આનંદાએ પોતાની ઉપદેશ વાર્તા સમાપ્ત કરી એટલે ચંચળ, પ્રેમદા, પ્રેમ, પુતળી, વિગેરે બધી શ્રાવિકાઓ આનંદાને પ્રણામ કરી હસતે મોઢે પોત પોતાના ઘર તરફ ચાલવા લાગી. પછી ધર્મદાસ શેઠે પોતાની શ્રાવિકાશાળાની શ્રાવિકાઓને પણ જણાવ્યું કે, માતાઓ! અને બહેનો! આજે આપણો નિત્યના નિયમ પ્રમાણે ધર્મવાર્તા સમાપ્ત કરવાનો વખત થઇ ગયો છે, માટે બાકીની વાર્તા આવતી કાલે કરવામાં આવશે. (બોલો આદીશ્વર ભગવાનની જય.)

પછી ધર્મદાસ શેઠે નીચે પ્રમાણે શિખરિણી છંદ બોલી બધી શ્રાવિકાશાળાને રજા આપી—

### શિખરિણી.

શુણે પ્રેમેથી જે જિનવર તણો ધર્મ [1]મહિલા,
બને તે વેગેથી સુકુલ [2]રમણી નિત્ય [3]સુશીલા;
સદાચારો સેવી [4]ઉભય કુળનું [5]તારણ કરે,
દુરાચારો સર્વે નિજ હૃદયથી તે પરિહરે. ૧

૧ સ્ત્રી; ૨ કુલીન સ્ત્રી, ૩ સારા શીલવાળી ૪ બન્ને-સાસરાના અને પીયરના કુળને ૫ તારે.

આ કવિતા કહ્યા પછી ધર્મદાસ, ગંગા અને બીજી શ્રાવિકાઓ પોત પોતાને ઘેર ચાલી જાય છે.

## દિવસ ૧૦ મો.



ઉપર કહેલ સુધારા પક્ષની હીમાયતી **નંદુ** નામની શ્રાવિકા લક્ષ્મીચંદ શેઠની દીકરી દીવાળીને ઘેર આવી.

**દીવાળી**—(નંદુને આવતી જોઈ) આવો નંદુ બ્હેન! તમે કયાંથી ?

**નંદુ**—દીવાળી બ્હેન! હું તો તમને કહેવા આવી છું કે, જ્યારે તમે શ્રાવિકાશાળામાં જાઓ, ત્યારે મને બોલાવતા જજો.

**દીવાળી**—કેમ નંદુ બ્હેન! શ્રાવિકાશાળાની ઉપદેશ વાર્તા તમને પસંદ પડી ?

**નંદુ**—બ્હેન દીવાળી! મને તો, તે વાત ઘણીજ પસંદ પડી છે. તમે મને ત્યાં લઈ ગયાં, તેને માટે હું તમારો ઘણોજ ઉપકાર માનું છું. વાહ! ઘણી મજેની વાત. ધર્મદાસ શેઠની વાણીમાં ઘણોજ રસ રહેલો છે.

દીવાળી—નંદુ બ્હેન! હવે ધર્મને માટે તમારો શો અભિપ્રાય છે?

નંદુ—ધર્મને માટે મારો અભિપ્રાય હવે જુદોજ થયો છે. આજ દિન સુધી હું સુધારાના વિચારોમાં મશગુલ રહી, તેને માટે મને ઘણોજ અપશોષ થાય છે. બ્હેન દીવાળી! મને તો ખાત્રી થઇ ગઇ છે કે, જે પુરૂષો કે સ્ત્રીઓ ધર્મનું કાંઇ પણ સમજ્યા વિના સુધારો સુધારો કહી કૂદે છે, તેઓ ખરેખરા ઠગાય છે. તેમનું મનુષ્ય જીવન નકામું ચાલ્યું જાય છે. વળી કેટલાએક તો માત્ર ધર્મ ધર્મ કરીને સંસારના માર્ગને સુધારતા નથી, તેવાઓનું જીવન પણ બીજાના ઉપયોગમાં આવતું નથી. તેઓ એમજ સમજે છે કે, ફકત ધર્મજ સાધવો સંસાર વ્યવહારમાં પડવું નહીં, આવો વિચાર પણ મને યોગ્ય લાગતો નથી. આવો વિચાર કરવો તે ગ્રહસ્થધર્મની વિરૂદ્ધ છે. કારણ કે, ગૃહસ્થધર્મ સાધવાને માટે સંસાર–વ્યવહારને પ્રથમ સુધારવાની જરૂર છે. કેવળ ધર્મ સાધવો, એ સંસારથી છુટા થયેલા સાધુઓનુંજ કર્તવ્ય છે. ગ્રહસ્થને તો ધર્મ અને સંસાર બંને સુધારવાના છે. બ્હેન દીવાળી! ધર્મદાસ શેઠની વાર્તામાં મને એ આનંદ વધારે આવ્યો હતો. તેમાં ખાસ કરીને શ્રાવિકાઓનું કર્તવ્ય શું છે? એ બાબતોને ઘણી સારી રીતે તેમણે દ્રષ્ટાંત સાથે દર્શાવી હતી. તે મહાનુભાવે ધર્મની કેળવણીની સાથે સ્ત્રી કેળવણી લેવાની જે સૂચના આપેલી છે, તે ખરેખર મનન કરવા યોગ્ય છે. ધર્મના શિક્ષણ સાથે મેળવેલું સ્ત્રી શિક્ષણ

કેવું ઊત્તમ ફળ આપે છે, એ વાત ધર્મદાસ શેઠે આપણને બહુ સારી રીતે સમજાવી છે. જ્યારે તે મહાશય એ વાતનું વિવેચન કરતા હતા, ત્યારે મને મારો પોતાનો જ વિચાર થતો હતો. કારણ કે, મેં ધર્મનું શિક્ષણ લીધા વીના એકલું નિશાળમાં સ્ત્રી શિક્ષણ લીધેલું છે, તેથીજ મારા વિચારો આજકાલના સુધારાને મળતા થયા હતા. બ્હેન! જો તું મને ધર્મદાસ શેઠની શ્રાવિકા શાળામાં લાવી ન હત, તો મારી શી સ્થિતિ થાત; તે મારાથી કહી શકાય તેમ નથી. મારો બધો સંસાર અધમ સ્થિતિએ પોહોંચત. આપણા જન ધર્મમાં જણાવેલ શ્રાવિકા ધર્મનું માહાત્મ્ય હું તદન ગુમાવી બેસત. મારી મનોવૃત્તિ ઉપર આર્હત ધર્મની પવિત્ર છાપ જરા પણ બેસત નહીં. છેવટે હું એક વંઠેલ અને છકેલ છોકરી થઈ મારા પિતાના અને સાસરાના કુળની આબરૂને ગુમાવી બેસત, દીવાળી બ્હેન! તમે મારી ઉપર મોટો ઊપકાર કર્યો છે. તમારા ઊપકારનો બદલો મારાથી કોઇ રીતે વાળી શકાય તેમ નથી.

**દીવાળી**—નંદુ બ્હેન ! તેમાં મારો ઉપકાર શેનો ? તમારાં પૂર્વનાં પુણ્ય ઉદય આવ્યાં હશે, તેથીજ આવો સારો યોગ પ્રાપ્ત થયો હશે.

**નંદુ**--દીવાળી બ્હેન! એ વાત ખરી પણ તે પુણ્યના ઊદયમાં સહાયભૂત તમે થયાં તેથી મારે તો તમારો ઊપકાર માનવો જોઈએ.

**દીવાળી**--નંદુ બ્હેન ! ગઈ કાલની ઉપદેશ વાર્તામાંથી તમે શો સાર લીધો ?

નંદુ—દીવાળી બ્હેન ! તે ટુંકામાં કહું, કે વિસ્તારથી કહું ?

દીવાળી—ટુંકામાંજ કહો, જો વિસ્તારથી કહેવા બેસો તો આપણો શ્રાવિકાશાળામાં જવાનો વખત થઈ જાય.

નંદુ—બહુ સારૂં ત્યારે ટુંકામાં કહું તે સાંભળજો. પછી નંદુએ નીચે પ્રમાણે ટુંકામાં કહેવા માંડયું.

દીવાળી બ્હેન! ધર્મદાસ શેઠે આનંદાના મુખમાંથી જે કથા કહી છે, તેમાંથી ઘણો ઉત્તમ બોધ લઈ શકાય છે. શ્રાવિકાએ કેવું વર્ત્તન રાખવું જોઇએ. છોકરીને કેવા શિક્ષકને સોંપવી અને કેવું શિક્ષણ આપવું જોઈએ, સ્ત્રીએ પતિની સાથે કેમ વર્તવું ? પતિએ પોતાની સ્ત્રીને માથે ચડાવવી ન જોઈએ, એ વિષે **ગોમતી** નામની શ્રાવિકાની ઘણી અસરકારક કથા કહેલી હતી. જેમાંથી આપણને ઘણોજ બોધ મળે છે. પછી પતિની ભક્તિ વિષે વિવેચન કરી સ્ત્રીએ પોતાને સાસરે કેવી રીતે રહેવું, તે વિષે ઘણું સારૂં વર્ણન કરી બતાવ્યું હતું. સ્ત્રી ને કે પુરૂષને માંદગી આવે ત્યારે એક બીજાને શું કરવું જોઇએ તે વિષે **ધીરા** અને **ધર્મમતિ** નામના શ્રાવક દંપતીનું દ્રષ્ટાંત ઘણું અસરકારક કહ્યું હતું. તેની સાથે પદ્મશ્રી સાધ્વીના ઊપાશ્રયમાં સરજુ નામની શ્રાવિકાની વાત પણ ઘણીજ રમુજી અને બોધક કહી હતી. આવી આવી મુખ્ય બાબતોનું

અવલંબન લઈ; તેની અંદર પ્રસંગને અનુસાર ધર્મદાસ શેઠે ઘણું સારૂં વિવેચન કરી આપણને સ્ત્રીધર્મનો સારો બોધ આપ્યો હતો. બ્હેન દીવાળી ! આ પ્રમાણે ગઈ કાલે ધર્મદાસ શેઠની ઉપદેશ વાર્તાનો સાર હતો, કેમ દીવાળી બ્હેન! એમાં કાંઇ રહી જાય છે ?

**દીવાળી**—નંદુ બ્હેન ! કાંઈ પણ રહી જતું નથી, જે જાણવા જેવું હતું, તે તમે બરાબર કહી બતાવ્યું છે.

**નંદુ**—દીવાળી બ્હેન! ચાલો હવે શ્રાવિકાશાળામાં જઇએ વખત થવા આવ્યો છે.

પછી નંદુ અને દીવાળી બંને શ્રાવિકાશાળા તરફ જાય છે.

(લક્ષ્મીચંદની સ્ત્રી તારા શ્રાવિકાશાળામાં આવતી હતી, ત્યાં તેની પાડોશણ અજવાળી તેને મળે છે. )

**અજવાળી**—કેમ તારા બ્હેન! કયાં ચાલ્યાં ? શ્રાવિકાશાળામાં કે ?

**તારા**—હા, બ્હેન ! જવાનું તો ત્યાં છે, પણ વચમાં એક ઉપાધી આવી પડી છે, તેથી હું તો ઘણીજ ચિંતામાં આવી પડી છું.

**અજવાળી**—એવી શી ચિંતા છે ?

**તારા**—બ્હેન અજવાળી! આ રૂપનગરમાં **મમતલાલ** નામે જે શ્રાવક રહે છે, તે મારા સગા થાય છે. તેનો

સ્વભાવ તેના નામ પ્રમાણે છે. દરેક બાબત ઉપર હમેશાં મમત રાખવાની તેને નઠારી ટેવ છે; તેથી કરીને સંઘમાં વિક્ષેપ થઇ પડયો છે. એ તોફાનને લઇને ગામે પણ કાંટા ઊડયા છે. આ વાત જો શ્રાવિકાશાળામાં આવશે તો આપણી શ્રાવિકાશાળામાં પણ મારે મોટું વિઘ્ન આવશે.

**અજવાળી**—( ચિંતાતુર થઇને ) તારા બ્હેન ! આ ખબર સાંભળી મને શ્રાવિકાશાળાની ચિંતા થઇ પડી છે. બ્હેન ! એ બધી વાત મને કહી સંભળાવો. મમતલાલ તમારે શા સગા થાય ? તેને સંઘની સાથે શો વિક્ષેપ થયો છે ? અને તેમાં શ્રાવિકાશાળાને શી હરકત આવશે ? તે બધું કહો.

**તારા**—બ્હેન ! મમતલાલને તો તમે ઓળખતા હશો. તેઓ આપણા ગામમાં પ્રખ્યાત છે.

**અજવાળી**—બ્હેન તારા ! આપણાં ગામમાં મમતલાલ બે છે. એક મમતલાલ સંઘના આગેવાન ગણાય છે અને બીજા મમતલાલ દેરાશરની દેખરેખ રાખનાર ગ્રહસ્થ શ્રાવક છે. તેમાં કયા મમતલાલની સાથે તમારે સંબંધ છે ? તે કહો.

**તારા**—જે મમતલાલ સંઘમાં આગેવાન છે, તે મારે માસીના દીકરા ભાઇ થાય છે. અને, તે અમારા ઘરની સાથે ઘણોજ ગાઢો સંબંધ રાખે છે. તેઓ મને પોતાની સગી બ્હેન હોય તેવી ગણે છે.

તારા—અજવાળી બ્હેન ! મુક્તિમંડપ ઊપાશ્રયનો પક્ષ બળવાન છે. કારણકે, તેમાં જે સંઘેડાના સાધુ ઉતર્યા છે, તેઓની વખાણુ વાંચવાની પદ્ધતી ઘણીજ સારી છે. અને તેઓ સારા વિદ્વાન અને ચારિત્ર ધર્મના ખરેખરા ઉપાસક છે, વળી તે મુનિના હૃદયમાં કોઇ જાતનો પક્ષ નથી. વળી તેમના વિચાર પણ ઘણાજ સારા છે; તેથી રૂપનગરના જન લોકો તેમનું વખાણુ સાંભળવાને ઊલટથી જાય છે. અને છુટે મોઢે તેમના વખાણ કરે છે. બીજો જે વિચારમંડપ ઉપાશ્રય છે, તેમાં જે મુનિ ઉતર્યા છે, તેઓ વિદ્વાન છે, પણ તેમની વખાણુ કહેવાની પદ્ધતી સારી નથી, તેથી લોકો તેમની તરફ ઓછો આદર બતાવે છે.

અજવાળી—તારા બ્હેન! જો તે વિચારમંડપના ઉપાશ્રયવાળા મુનિ વિદ્વાન હોય તો પછી તેમની વ્યાખ્યાન કહેવાની પદ્ધતી સારી કેમ ન કહેવાય ? તમે પોતે સાંભળી છે કે નહીં ?

તારા—બ્હેન અજવાળી! તેમનું વખાણ સાંભળવાને હું એકવાર વિચારમંડપને ઉપાશરે ગઇ હતી. તેમના વખાણમાં હું જેટલી વાર બેઠી, તેટલી વાર મને ઘણોજ કંટાળો આવ્યો, મારા મનમાં એમ થયું કે, હવે અહીંથી ચાલ્યું જવું વધારે સારૂં છે.

અજવાળી—તારા બ્હેન ! તે મુનિનું એવું ખરાબ વ્યાખ્યાન શું હતું ? કે, જેથી તમને એટલો બધો કંટાળો આવ્યો. મને તો આશ્ચર્ય થાય છે કે, જે વ્યાખ્યાન છે, તે

જોઇએ, કારણ કે, આપણે બૈરાંઓ ભોળાદિલનાં હોવાથી એવો નિંદા ભરેલો ઉપદેશ આપણા મનમાં સજ્જડ ઠસી જાય છે. અને પછી આપણે તેવા કામમાં દોરવાઈએ છીએ તારા બ્હેન! તે છતાં એવા નિંદા ભરેલા વ્યાખ્યાનમાં લોકો દરરોજ જાય છે ખરાં ?

**તારા**—અજવાળી બ્હેન! હા ઘણાં લોકો જાય છે તેમાં ખાસ કરીને બૈરાંઓ વધારે જાય છે.

**અજવાળી**—તારા બ્હેન! આપણાં બૈરાંઓની તે કાંઇ વાત પુછવીજ નહીં. તે તો ગાડરીઓ પ્રવાહ છે.

**તારા**—અજવાળી બ્હેન! તમારી મરજી હોય તો એ કવાર આપણે બંને સાથે જઈએ.

**અજવાળી**—ના, બ્હેન ! હું તો તેવે ઠેકાણે કો પણ જાઊં જ નહીં. મને તો તે વિષે એક દિવસ ગંગ બાએ સારો બોધ આપ્યો હતો.

**તારા**—અજવાળી બ્હેન! તે કેવો બોધ આપ્યો છે તે મને કહો તો ખરાં.

**અજવાળી**—તારા બ્હેન! એક વખતે રૂપનગર કોઈ જુદા જુદા સંઘાડાના સાધુઓ આવેલા હતા, તેઓ કાંઇ વાંધો પડવાથી કેટલીએક ચર્ચા થઇ હતી પછી વખતે શ્રાવિકા શાળામાંથી ઘેર આવતા અમે બધાં ધર્મદ શેઠનાં પત્ની ગંગાબાને ઘરે ગયા હતા, તે વખતે ગંગાબ અમને બેસારી બોધ આપ્યો હતો, તેઓએ કહ્યું કે, બ્હે

આજ કાલ અવસર્પિણી કાળના પ્રભાવથી કેટલાએક સાધુઓમાં સંઘાડાની મમતા ચાલેલી છે, તેમાં સાધુઓના કરતાં શ્રાવક અને શ્રાવિકાઓ વધારે ભાગ લે છે, તો શ્રાવકોની વાત આપણે કરવાની નથી, પણ આપણ શ્રાવિકાઓએ તેમાં ભાગ ન લેવો જોઇએ. આપણે તો બધા સાધુઓ સરખા છે. ગમે તે સંઘાડાના કે ગમે તે ગચ્છના મુનિઓ આવે, તે આપણે ગુરૂ તરીકે પૂજ્ય છે. આપણે સાધુઓની સાથે કાંઈ વ્યવહાર કરવાનો નથી. આપણે તો માત્ર તેમનો ઉપદેશ લેવાનો છે. કદિ કોઈ સાધુ વર્ત્તમાન કાળના પ્રભાવથી અયોગ્ય ઉપદેશ આપે તો આપણે તે ગ્રહણ કરવો નહીં, પણ જેઓ સારો ઉપદેશ આપે તેમનો ઉપદેશ આપણે ગ્રહણ કરવો. કેટલી એક શ્રાવિકાઓ અમુક સંઘાડાની કે અમુક ગચ્છની મમતા રાખી બેસે છે, અથવા અમુકજ સાધુની રાગી થાય છે, તે તેમની મોટી મૂર્ખતા છે. બ્હેનો! જે કોઇ ચારિત્રધારી પવિત્ર મુનિ આપણાં જાણવામાં આવે અથવા જોવામાં આવે તેમની તરફ આપણે ગુરૂ બુદ્ધિ ધારણ કરવી, એજ આપણ શ્રાવિકાનો ધર્મ છે વળી સાધુની જેમ સાધ્વીજીની સાથે તેવીજ રીતે વર્ત્તવું. દરેક સાધ્વીજી આપણાં ગુરૂણીજી અને પૂજ્ય છે. મારા પતિએ તમને આનંદાની વાતમાં જે જ્ઞાનશ્રી અને પદ્મશ્રીની વાત કહી હતી, તે તમારા ધ્યાનમાં હશે. પદ્મશ્રીના જેવી કોઇ અલ્પમતિ સાધ્વીજી હોયતો તેમની પાસે વિશેષ જવાનું રાખવું નહીં. જો જ્ઞાનશ્રી જેવાં પવિત્ર સાધ્વીજી હોય, તો તેમની પાસે વારંવાર જવું, અને તેમના મુખની વાણી સાંભળવી.

મારા સગા હોય, તેઓએ મારા પક્ષમાં રહેવું. જો કોઈ પણ મારો સગો મુક્તિમંડપના પક્ષમાં જશે. તો તે તેના ઘર સાથે મારે આજથી સંબંધ નથી. એમ સમજવું. હવે એવું બન્યું છે કે, મારા પતિ મુક્તિમંડપના પક્ષમાં છે અને તે ત્યાં રહેલા મુનિનો ઉપદેશ સારો હોવાથી તેઓ તે મુનિના પૂર્ણ રાગી બની ગયા છે, તેઓએ એટલે સુધી નિશ્ચય કર્યો છે કે, કદિ મમતલાલ મારો સંબંધ તોડે તોપણ મારે વિચારમંડપના પક્ષમાં કદિ પણ જવું નથી. બ્હેન અજવાળી ! હવે આ વાતમાં મારે ઉપાધિ બહુ થઈ પડી છે. મમતલાલની સાથે હમારો નિકટનો સંબંધ છે, તેથી તે સંબંધ છોડી દેવાય, તેમ નથી. વળી મારા પતિને એવો દૃઢ આગ્રહ બંધાયો છે કે, તે કદિપણ છોડે તેમ નથી. આ બાબત ગઈ રાતથી ચર્ચા ચાલે છે, પણ કાંઇ તેનો નિવેડો આવતો નથી. બ્હેન અજવાળી ! આવી મોટી ઊપાધિ મારે માથે આવી પડી છે. હવે તેનું શું થશે ? એ ચિંતા મારા મનમાં રહ્યા કરે છે.

**અજવાળી**—તારા બ્હેન ! એ ઊપાધિ તો ખરી છે, પણ તમારે તે ઊપાધિ રાખવીજ નહીં. એ વાતમાં ભાયડાઓ સમજે, આપણે બૈરાં શું જાણીએ ? મમતલાલ અને તમારા વર બંનેને જે સૂઝે તે કરે; તેમાં આપણે શું કામ ચિંતા રાખીએ ? આપણે તો જે કરતાં હોઇએ, તે કરીએ.

**તારા**—અજવાળી બ્હેન ! તમે ખરૂં કહો છો, આ બાબતમાં તો બૈરાં થઈને છુટી નીકળવુંજ સારૂં છે. ભા-

ચડાની પંચાતમાં આપણે સમજીએજ નહી, એમ રાખવું. ચાલો ત્યારે આપણે તો શ્રાવિકાશાળામાંજ જઇએ.

**અજવાળી**--તારા બ્હેન ! તમે કહ્યું હતું કે, આ ઉપાધિ શ્રાવિકાશાળામાં પણ વખતે આવશે. એ શી રીતે?

**તારા**—એ તો મેં અમસ્તુ મારે માટે કહ્યું હતું એટલે મારો કહેવાનો આશય એવો હતો કે, જો આ ઉપાધિમાં હું આવી પડીશ તો શ્રાવિકા શાળામાં આવવામાં મારે અંતરાય થશે. કારણકે મમતલાલ આ બાબતમાં મને વારંવાર બોલાવી પુછયા કરે છે.

**અજવાળી**—તારા બ્હેન ! તમારે તો હવે એકજ વાત પકડવી કે, ભાયડાની વાતમાં અમો બૈરાં કાંઈ સમજીએજ નહીં. જો મમતલાલ પોતાની જાતે કહેવા આવે તો પણ એમજ કહેવું કે, તમારી ભાયડાની વાતમાં અમે સમજીએજ નહીં. તમારો આવો નિશ્ચય જાણ્યા પછી મમતલાલ તે વાત છોડી દેશે, અને પછી તમને પુછવા આવશેજ નહીં.

**તારા**--પ્રિય બ્હેન ! તમે મને તં સારી યુક્તિ બતાવી. એ યુક્તિથી મારી ઉપાધી દૂર થઈ જશે.

પછી તારા અને અજવાળી બંને શ્રાવિકા શાળામાં જાય છે.

નિત્યના નિયમ પ્રમાણે ધર્મદાસ શેઠ, તેમની સ્ત્રી ગંગ. મણી અને બીજી બધી શ્રાવિકાઓ આવી હાજર થાય છે

સર્વ શ્રાવિકા સમાજ ચીકાર ભરાઇ રહ્યા પછી ધર્મદાસ શેઠ નીચે પ્રમાણે મંગલાચરણ બોલે છે.

શ્રી અર્હંતા અશુભ હરતા સર્વને સિદ્ધિ કર્ત્તા,
ધર્ત્તા ધર્મે પ્રભુ વિહરતા કર્મના વિઘ્ન હર્ત્તા;
સત્પુણ્યેથી મન પ્રસરતા સર્વદા ઉપકર્તા,
વિશ્વે પામો વિજય અતિશે શ્રાવિકા બોધ કર્ત્તા ૧

મંગલાચરણ થઈ રહ્યા પછી ધર્મદાસ શેઠ બોલ્યા. માતાઓ અને બ્હેનો! આજે અષ્ટમી પર્વનો દિવસ છે; માટે જે બાળ શ્રાવિકાઓ છે, તેઓ કોઇ ભજનરૂપે રાસડો ગાઈ સંભળાવે તો વધારે સારૂં.

ધર્મદાસ શેઠનાં આવા વચનો સાંભળી મણિ ઉભી થઈ ને વિનય પૂર્વક બોલી.

મણિ—ધર્મદાસ કાકા! તમે સારૂં યાદ કરાવ્યું. જો પર્વને દિવસે સદ્‌ગુણી અને શીખેલી બાળાઓ કાંઇ પણ બોધકારક ભજનરૂપે રાસડો ગાઇ સંભળાવે તો અમો શ્રાવિકાઓને ઘણો લાભ થાય.

તારા—મણિ બ્હેન! તમારૂં કહેવું ખરૂં છે, પણ આજે કયું પર્વ છે? તે તો કહો.

મણિ હસતી હસતી બોલી. તારા બ્હેન! તમે ભોળી પુછયું.

તારા—ત્યારે મણિ બ્હેન! તમે હસો છો કેમ?

**મણી**—અમસ્તી હસુંછું બીજું કાંઈ નહીં.

**તારા**—ના, કાંઇ કારણ છે, તમે ન કહો તો મારા સોગન છે.

**મણી**—એમાં સોગન શું આપોછો? આપણે સોગન આપવાની નઠારી ટેવ રાખવી ન જોઇએ, એ વાત આપણા ધર્મ પિતા ધર્મદાસ શેઠે એક વાર કહેલી છે, તે છતાં તમે કેમ ભુલી જાઓ છો?

**તારા**—મણિ બ્હેન! તે હું ભુલી ગઈ, મારૂં તે દુસ્કૃત્ય મિથ્યા હો. હવે કહો તમે શા માટે હસ્યાં?

**મણિ**—તમે કહ્યું કે, આજ કયું પર્વ છે? તે ઉપર મને હસવું આવ્યું હતું.

**તારા**—એમાં હસવાનું શું હતું?

**મણિ**—તારા બ્હેન! દરેક શ્રાવિકાએ સવારે ઉઠીને પેહેલાં વિચારવાનું છે કે, આજે કયો દિવસ? આ દિવસે મારે શું કર્તવ્ય છે? આજે કેવા વ્રત કે નિયમના પચ્ચખાણ લેવાં જોઇએ? એ વાત પ્રથમજ વિચારવાની છે, તે વાત તમે ભુલી ગયાં, તેથી મને હસવું આવ્યું હતું. તારા બ્હેન! મેં કહ્યું, તેને માટે માફ કરજો. મનમાં ખોટું લગાડશો નહીં.

**તારા**—મણિ બ્હેન! આ શું બોલો છો? તમે મારી ભુલ બતાવી તેને માટે હું તમારો ઉપકાર માનું છું. તે

સો બ્હેનો વાત હૃદે ધરજો, ઉપકાર સદા પરના કરજો;
એ ભાવથી અંતરમાં ઠરજો. સો શ્રાવક બાળ ૪

ઉપકાર તણી શીતળ છાયા, નવ ધરવી ત્યાં મનમાં [૯]માયા,
શુદ્ધ રાખો ત્યાં [૧૦]મન વચ કાયા. સો શ્રાવક બાળ. ૫

ઉપકાર કરો પરનો પ્રીતે, [૧૧]પર પાસ કરાવો એ રીતે;
અનુમોદન કરજો એ નિત્યે. સો શ્રાવક બાળ. ૬

---

આ પ્રમાણે પરોપકારનો ભજનરૂપ રાસડો સાંભળી બધી શ્રાવિકાઓ ખુશી ખુશી થઇ ગઇ અને દરેક શ્રાવિકા તે ઉપયોગી ભજનરૂપ રાસડો શીખવાને હૃદયમાં ઉત્કંઠા ધરવા લાગી.

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ! તમે બધીઓ આ પરોપકારનો આ ભજનરૂપ રાસડો યાદ રાખી તે પ્રમાણે વર્તજો. કારણ કે, પરોપકાર કરવાથી ઘણું પુણ્ય બંધાય છે અને તે ગુણ મોટામાં મોટો ગણાય છે.

હે પ્રિય માતાઓ અને બ્હેનો! પછી પરમ શ્રાવિકા આનંદા નિત્યના નિયમ પ્રમાણે ઉપદેશ વાર્તા કરવાને પોતાના ઘરના એક ભાગમાં બેઠી, તે વખતે ચંચળ, પ્રેમ, પુતળી, જયા વિગેરે શ્રાવિકાઓ ત્યાં આવી

૯ માયા-કપટ. ૧૦ શુદ્ધ મન વચન અને કાયાથી. ૧૧ બીજાની પાસે.

તેમાં પ્રેમદાને જોઇ નહીં. એટલે આનંદાએ ચંચળને પુછયું, ચંચળ! તારી બા ક્યાં છે? ચંચળે કહ્યું, આનંદા કાકી! મારી બા મારા નંદુ માસીને ઘેર ગયાં છે. તેમણે મને કહ્યું છે કે, ચંચળ! તું જા, હું તારી પછવાડે તારી નંદુ માસીને લઇને આવું છું. આ પ્રમાણે કહી તેઓ ગયાં છે, તે હમણાંજ આવશે.

ધર્મદાસ શેઠ કહે છે-હે શ્રાવિકાઓ! હવે પ્રેમદા તેની બ્હેન નંદુને ઘેર ગઈ, તે વખતે શું બન્યું તે વાત સાંભળો.

પ્રેમદા પોતાની બ્હેન નંદુને તેડવા તેને ઘેર ગઈ હતી. પોતાની મોટી બ્હેનને આવેલી જોઇ નંદુ ઘણીજ ખુશી થઇ.

**નંદુ**—કેમ મોટી બ્હેન! તમારી ઉપદેશ વાર્તા સાંભળવાનો વખત થયો?

**પ્રેમદા**—હા બ્હેન! વખત થઇ ગયો છે, માટેજ તને તેડવા આવી છું. પોતી ક્યાં છે? તેને બોલાવ.

**નંદુ**—મોટી બ્હેન! પોતી રીસાઇને ઘરમાં બેઠી છે. મેં તેને ઉપદેશ વાર્તા સાંભળવા આવવાનું કહ્યું, પણ મને ને કાંઇ જવાબ આપતી નથી.

**પ્રેમદા**—નંદુ બ્હેન! જ્યારે તને કાંઈ જવાબ ન આપે તો મને ક્યાંથી આપે?

**નંદુ**—મોટી બ્હેન! તમે જરા તેને બોલાવી જુવો તો વધારે સારૂં.

**પ્રેમદા**—ના, બ્હેન! મારે તો તેનું નામજ લેવું નથી. તેવીને તો બતાવવીજ ન જોઇએ.

**નંદુ**—મોટી બ્હેન! જો તમે મનમાં એવું રાખશો તો પછી તેનો ઉપકાર થશે નહીં. આ વખતે તો માન અપમાન ગણ્યા વગર ઉપકાર બુદ્ધિથી કામ કરવાનું છે.

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ! નંદુનાં આવા વચન સાંભળી પ્રેમદાના મનમાં દયા આવી અને તેણીએ વિચાર્યું કે, ગમે તેમ કરીને પણ પોતીનો આપણે ઉદ્ધાર કરવો જોઇએ. તે આપણું છોકરૂં કહેવાય. આવું વિચારી પ્રેમદા ઘરમાં જ્યાં પોતી રીસાઇને બેઠી હતી, ત્યાં ગઇ. અને તે કોમલ વચનોથી બોલી.

**પ્રેમદા**—કેમ પોતી બ્હેન! બોલતાં નથી. માંસી પોતાને ઘેર આવે તોપણ ભાણેજ બોલે નહીં, એ ઠીક ન કહેવાય. બ્હેન! તું ડાહી છું. તારી બા નંદુ તો વિચાર વગરનું બોલનારી અને આકળી છે.

પ્રેમદાનાં આવાં વચન સાંભળી પોતીના મનમાં જરા સારૂં લાગ્યું, અને પોતાની માસી તરફ તેની લાગણી સારી થઈ.

**પોતી**—માસીબા! તમે કહો છો, તે ખરૂં છે. મારી બાને કોઈ જાતનો વિચારજ નથી તેમ બોલવાનું ભાન પણ નથી.

**પ્રેમદા**—પોતી બ્હેન! તું રાહી છે. તારી બાના બોલવા સામે કાંઈ જોવું નહીં, તે તો જેમ આવે તેમ ભરડે છે.

**પોતી**—માસીબા! તમો કહો છો, તેમજ છે. હમણાં પણ તેવુંજ કર્યું હતું.

**પ્રેમદા**—વ્હાલી દીકરી! કહે, તને શું કર્યું હતું?

**પોતી**—માસીબા! હમણાં હું બાહેર ગઈ હતી, અને મારી સહીઅરોની સાથે જરા રોકાણી; જ્યારે હું ઘેર આવી એટલે મને પુછ્યું કે, પોતી! આટલી વાર ક્યાં ગઈ હતી? અને આખો દિવસ રખડવા ક્યાં જાય છે? આવું તે નાપતું બોલવા લાગી. કહો, માસીબા! મને એમ કેમ કહેવાય? હું હવે મોટી થઈ કહેવાઉં. છોકરી મોટી થાય એટલે તેને તેની મરજી પ્રમાણે હરવા ફરવા દેવી જોઇએ કે નહી?

**પ્રેમદા**—(મનમાં હસીને) પોતી બ્હેન! તું કહે છે, તે બરાબર છે. જુવાન છોકરી ગમે ત્યાં જાય, અને ગમે તે ઠેકાણે રોકાય? તેને માતાએ કાંઇ પણ પુછવાની શી જરૂર? તારી બાને તો કાંઈ ખબરજ નથી. બેટા પોતી! હવે ફરીથી તારી બા તને એમ નહીં કહે.

**પોતી**—માસીબા! તમે ગમે તેટલું કહો, પણ તમારી બ્હેન કદિ પણ સુધરવાની નથી. હું તો તેનાથી કંટા ગઈ છું.

**પ્રેમદા**—વ્હાલી દીકરી! જો તારી બાથી કંટાળી ગઇ હું, તો તું મારી સાથે ચાલ, તને કોઈ સારે ઠેકાણે લઈ જાઉં.

**પોતી**—માસીબા! કયાં લઇ જશો?

**પ્રેમદા**—બ્હેન! તને એવે ઠેકાણે લઇ જાઉં કે, જ્યાં રૂપાળી સારી સારી વાતો થતી હોય કે જે સાંભળવામાં ઘણી મજા આવે.

**પોતી**—ચાલો, ત્યારે તો હું ત્યાં આવું.

**પ્રેમદા**—પોતી બ્હેન! જો તારી મરજી હોય તો, તારી બાને પણ સાથે લઇએ.

**પોતી**—માસીબા! તેને સાથે લેશો નહીં. તેને બોલવાનું ભાન નથી, તેથી વખતે તે મને કાંઈક કહ્યા વિના રહેશે નહીં.

**પ્રેમદા**—તારી બા બીલકુલ બોલશે નહીં, તેમ છતાં જો તે કાંઇ પણ બોલશે તો, હું તેને ત્યાંથી કાઢી મુકીશ.

**પોતી**—માસીબા! જો તમે કાઢી મુકવાની વાત કબુલ કરો તો, મારી બાને સાથે આવવા દઊં. નહીં તો આપણી સાથે તેની કાંઇ પણ જરૂર નથી.

**પ્રેમદા**—પોતી બ્હેન! તારી બા કાંઇ પણ બોલે નહીં, એ વાત હું પોતે કબુલ કરૂં છું.

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ! આ પ્રમાણે મીઠાં

મીઠાં વચનોથી પ્રેમદાએ પોતીને ફોસલાવી પોતાની સાથે લીધી. તે પછી પ્રેમદા, નંદુ અને પોતી બધાંય આનંદાને ઘેર આવ્યાં. આનંદાએ નંદુ અને પોતી બંનેને માનથી બોલાવી પોતાની પાસે બેસાર્યા. પછી આનંદાએ નીચે પ્રમાણે ઉપદેશ વાર્ત્તા શરૂ કરી.

આનંદા કહે છે—હે બ્હેનો! છોકરીની ઉમર પરણવાને યોગ્ય થાય, તે પછી શું કરવું જોઇએ? એ બાબત હું તમને સમજાવીને કહીશ. જ્યારે છોકરી બાર વર્ષની થાય, ત્યારે તેનું વેવિશાળ કરવાની ગોઠવણ કરવી. કદિ તેટલા વર્ષથી ઓછી ઉમરની હોય તો પણ વેવિશાળ કરવામાં હરકત નથી. જે પુરૂષની સાથે તેનું વેવિશાળ કરવાનું હોય, તેને માટે પૂરતી કાળજી રાખવાની છે. જે પતિની સાથે તેનો સંબંધ જોડવો હોય, તે પેહેલા તો કન્યાથી અમુક વર્ષે મોહોટો હોવો જોઇએ. એટલે બાર વર્ષની કન્યા હોય તો તેનો વીશ વર્ષના પતિની સાથે સંબંધ જોડવો. કદિ તેટલી ઉંમરનો ન હોય તો છેવટે પચ્ચીશ વર્ષની ઉંમરનો હોય ત્યાંસુધી સંબંધ કરવામાં હરકત નથી. મતલબ કે બાર વર્ષની ઉમરની છોકરીનો વીશથી પચીશ વર્ષના પતિ સાથે વિવાહ કરવો. કારણકે, એટલી ઉમરમાં તે છોકરાના રૂપ, ગુણ સામર્થ્ય વગેરે સર્વ જણાઈ આવે છે. બ્હેનો! આ કાળમાં તો કેટલાએક માબાપો છોકરા તથા છોકરીના નાનપણમાં વેવિશાળ કરે છે, તે ઘણો ખરાબ રીવાજ છે. કોઈ મૂર્ખ માબાપો તો, ઘોડીઆમાંથી દીકરાનો સંબંધ થાય, તેમાં પોતાના કુળને માન સમજે છે. અને તેને માટે સર્વદા મગરૂર બને છે. આ રીવાજ ઘણોજ નઠારો છે.

એથી કરીને તે છોકરા અને છોકરી બંનેનો સંસાર બગડે છે. કારણકે, તદ્દન બાળપણમાં વેવિશાળ કરવાથી છોકરી અને છોકરાના રૂપ ગુણ કાંઈ પણ જોવામાં આવતાં નથી. એટલે તેમનું વેવિશાળ લાકડે માંકડું વળગાડવા જેવું થાય છે. આથી કરીને તે જોડું ભવિષ્યમાં સુખી થતું નથી. વળી કેટલીએક જ્ઞાતિની રૂઢિ પ્રમાણે છોકરાને મોટી ઉંમરે કન્યા નહી મળે એવા ભયથી છેક નાનપણમાં પરણાવે છે, અને નઠારિ રૂઢિથી ઘણી વાર એમ પણ જોવામાં આવે છે કે, કોઈ કોઇ કુલવાનના મોટી ઉંમરના છોકરાને કન્યા મળતાં વિલંબ પણ થાય છે. આવા દુષ્ટ રીવાજથી કેટલાએક વિચારવંત માબાપ પણ પોતાના છોકરાને કન્યા નહીં મળશે, એવા ભયથી બાળપણમાંજ લગ્ન કરે છે. અને તે કુમળી વયના બાળકના સંસારના સર્વ સુખને દુઃખ રૂપ અગ્નિમાં હોમી દે છે. એવા લગ્નથી પછવાડેથી વિપરીત ફળ મળે છે. એટલે છેવટે તેમને ઘણુંજ પસ્તાવું પડે છે. બ્હેનો! જેમ છોકરાને માટે એ પ્રમાણે બને છે, તેમ છોકરીને માટે પણ એમ બને છે. છોકરીને પછીથી સારો વર કે ઘર મળશે કે નહીં. એવા વિચારથી અજ્ઞ માબાપો છેક બાળપણે ગુણ તથા દોશનો વિચાર કર્યા વિના પરણાવી દે છે, તે વખતે મૂર્ખ માબાપો વરના રૂપ, ગુણ કે વયની પાકી તપાસ કરતાં નથી. અને આંખો વીંચીનેજ દીકરી આપે છે. આવી નઠારી રૂઢીથી અનેક બાળાઓ પોતાની બધી જીંદગી દુઃખમાંજ ગાળે છે, અને પોતાના અજ્ઞાન માબાપને હૃદયથી શાપ આપે છે. અવિચારથી દીકરીને આપનાર તથા લેનાર તથા દીકરી, એ બધા પાછળથી

મોટા દુખનો અનુભવ કરી રાત દિવસ અગ્નિના જેવો પ-રીતાપ પામે છે. કોઈ કોઈ વાર તો પતિ કે પત્નિના મરણ પણ થઇ જાય છે. બ્હેનો! એ નઠારી રૂઢીને લઇને આપણો શ્રાવક સંસાર અધમ સ્થિતિએ પોહોંચ્યો છે. તેથી ઘણી બાળ શ્રાવિકાઓ અને બાળ શ્રાવકો કજોડાના મહા કષ્ટમાં સપડાઈ જાય છે. કજોડા ત્રણ પ્રકારના કહેવાય છે. વયથી, ગુણથી, અને સ્વભાવથી. તે ત્રણે કજોડાથી સંસારમાં સ્ત્રી અને પુરૂષ બંને દુઃખી થાય છે. પેહેલાં **વયનાં કજોડામાં** કન્યા મોટી ઉમરની અને વર નાની ઉમરનો હોય છે. તેથી કરીને લોકોમાં તેવા જોડાંની ઘણીજ ચર્ચા થયા કરે છે. વયમાં આવેલી છોકરીનો સંસાર નાની ઉમરના પતિની સાથે બરાબર ચાલતો નથી. એટલે તે હમેશાં પરિતાપ પામ્યા કરે છે. બ્હેનો! વયના કજોડાને માટે વધારે વિવેચન કરી હું કહી શકતી નથી. પણ ટુંકામાં એટલું કહેવાનું કે, એ કજોડાથી અનેક જાતના એવા બનાવો બને છે કે, જેથી કુલવાન ઘરની દીકરી હોય, તોપણ, તેની ઉપર કલં[ક] આવે છે.

બીજું **ગુણનું કજોડું** છે. તેમાં સ્ત્રી અને પુરૂષ બંનેમ[ાં] સરખા ગુણ ન હોવાથી તે કજોડું ઉત્પન્ન થાય છે. એ[ ]ટલે સ્ત્રી ભણેલી હોય અને પુરૂષ અભણ હોય અથવા પુ[-]રૂષ ભણેલો હોય અને સ્ત્રી અભણ હોય આવા ગુણથી થ[-]યેલા કજોડામાં પણ અનેક જાતના પરિતાપ થયા કરે છે[.] તેમાં ખાસ કરીને જો સ્ત્રી ભણેલ હોય અને પુરૂષ અ[-]ભણ હોય તો તે કજોડાથી વધારે દુઃખ ઊત્પન્ન થાય છે[.]

લોકોમાં પણ તેવાં કજોડાની ચર્ચા વધારે થાય છે. તેમાં જો સ્ત્રી ભણેલી હોય અને તેણીએ ધર્મનું જ્ઞાન ન મેળવ્યું હોય તો તે સ્ત્રી પોતાના પતિનો ઘણો અનાદર કરે છે. જો કાંઇક ઉતરતા કુળની સ્ત્રી હોય તો તે સ્ત્રી છકી જાય છે. અને પતિને પોતાના નોકરની જેમ ગણે છે. આવું, જોડું આ સંસારના સુખને કદિપણુ મેળવી શકતું નથી. વળી રૂપ એ પણ શરીરનો ગુણ કહેવાય છે, તેથી રૂપથી પણ કજોડું કરવું, એ ગુણથી થયેલા કજોડામાં આવી જાય છે, જો પુરૂષ સ્વરૂપવાન્ હોય અને સ્ત્રી કુરૂપા હોય અથવા સ્ત્રી સ્વરૂપવાન્ હોય અને પુરૂષ કદરૂપો હોય તો તે રૂપથી કજોડું કહેવાય છે. તેવા કજોડામાં સ્ત્રી પુરૂષને પરસ્પર પ્રેમ થતો નથી, અને તેથી એક બીજાનાં મન જુદાં રહે છે. અને આખરે તેમનો સંસાર કદાચ સારી રીતે ચાલતો નથી. અહીં કોઈ પુછે કે, સ્વરૂપવાન થવું, એ તો કર્મને આધીન છે, એમાં કોનો દોષ કહેવાય? તો તેને માટે એટલુંજ કહેવાનું છે કે, સુજ્ઞ માબાપોએ વેવિશાળ કરતી વખતે એ બાબતનો પ્રથમથીજ વિચાર કરવો જોઇએ. જો પોતાની છોકરી સ્વરૂપવાન્ હોય તો તેનું વેવિશાળ કોઈ સ્વરૂપવાન્ છોકરાની સાથે કરવું. અને જો છોકરો સ્વરૂપવાન્ હોય તો તેનું વેવિશાળ કોઈ સ્વરૂપવાન્ છોકરીની સાથે કરવું જોઇએ. એમ ન કરવાથી તેવા કજોડામાં અનેક જાતનાં દુઃખ ઉત્પન્ન થાય છે. સ્વરૂપવાન્ સ્ત્રી જ્યારે લાયક ઉમરની થાય, ત્યારે જો પોતાનો પતિ કદરૂપો હોયતો તેની તરફ તેના અભાવ થાય છે, અને તેથી કરીને કોઈ વાર નઠારી બુદ્ધિ થવાનો સંભવ છે. તેવી રીતે

સ્વરૂપવાન્ છોકરાને માટે પણ બને છે. કહેવાની મતલબ એવી છે કે, જો પોતાની છોકરી અથવા છોકરો ઘણો સ્વરૂપવાન્ હોય તો તેનું વેવિશાળ કરતી વખતે માબાપે તેનો સારી રીતે વિચાર કરવો.

બ્હેનો ! આજકાલ એવા રૂપ કજોડા ઘણાં બને છે. અને તેથી અનેક જાતના નિંદા ભરેલાં કામો પણ બને છે. તેને માટે એક વિદ્વાન્ કવિ નીચેનો શ્લોક લખે છે, તે તમારે ધ્યાનમાં રાખવા યોગ્ય છે--

यः सुंदरस्तद्वनिता कुरूपा ।
या सुंदरी सा पतिरूपहीना ।
यत्रोभयं तत्र दरिद्रता च
विधेर्विचित्राणी विचेष्टितानी ॥ १ ॥

જે પુરૂષ સુંદર હોય, તેની સ્ત્રી કુરૂપા હોય છે. અને જે સ્ત્રી સુંદર હોય, તેનો પતિ કુરૂપી હોય છે. જ્યાં એ બંને જોડ સરખી હોય છે, એટલે સ્ત્રી અને પુરૂષ બંને સ્વરૂપવાન્ હોય છે, ત્યાં ઘરમાં દરિદ્રતા હોય છે. એથી કર્મની ચેષ્ટાઓ વિચિત્ર છે, એમ જાણવું. ૧

બ્હેનો ! હવે ત્રીજું **સ્વભાવનું કજોડું** કહેવાય છે. સ્ત્રીનો અને પુરૂષનો સ્વભાવ જુદો જુદો હોય, તે સ્વભાવથી કજોડું કહેવાય છે. એ કજોડામાં પણ સ્ત્રી પુરૂષનો સંસાર બગડે છે. જો સ્ત્રી શાંત સ્વભાવની હોય, અને પુરૂષ ક્રોધી સ્વભાવનો હોય તો, તેઓની વચ્ચે હમેશાં કંકાશ થાય

કરે છે. તેવી રીતે સ્ત્રી ક્રોધી અને પુરૂષ શાંત સ્વભાવનો હોય, તોપણ તેના ઘરમાં અહોનિશ અનેક જાતનો પરિતાપ થયા કરે છે. તે ઉપર એક **હીરા** નામની શ્રાવિકાની કથા જાણવા જેવી છે.

પ્રપંચપુર નામના એક શેહેરમાં **શીલચંદ્ર** નામે એક શ્રાવક રહેતો હતો. તેને **હીરા** નામે એક સ્ત્રી હતી. તે **હીરા** સારા કુળની દીકરી હતી. પણ તેનો સ્વભાવ ઘણોજ ક્રોધી હતો. હાલતાં ચાલતાં તેણીને ગુસ્સો ચડી જતો હતો. હીરા સારા કુળમાં જન્મી હતી, પણ તેણીએ કાંઈ પણ સ્ત્રી કેળવણી લીધી ન હતી. તેણીનાં માબાપ તેની ઉપર ઘણોજ પ્રેમ રાખતા, તેથી તેને પોતાનાથી જરા પણ વેગળી રહેવા દેતાં નહીં. બીજા આડોશી પાડોશી હીરાને કેળવણી આપવાનું કહેતાં ત્યારે હીરાનાં માબાપ કહેતાં કે, હીરા કેળવણી લેવાને કન્યાશાળામાં જાય, તેટલીવાર અમે હીરા વગર કેમ રહી શકીએ? દીકરીના આવા મોહથી હીરા તદન અભણ રહી હતી. જે માબાપ હીરાની ઉપર પ્રેમ બતાવતાં હતાં, તેઓ હીરાનાં ખરેખરા દુશ્મન થઇ પડયાં હતાં. આથી કેળવણી લીધા વગર રહેલી હીરાના સ્વભાવમાં કાંઇ પણ સુધારો થયો નહીં હતો, તે જન્મથીજ ક્રોધી રહી હતી.

હીરાનો પતિ **શીલચંદ્ર** સ્વભાવે શાંત હતો, જેવું તેનું નામ હતું, તેવોજ તેનામાં ગુણ હતો.

દૈવયોગે હીરાના માતાપિતા ગુજરી ગયાં, અને **હીરા**

અજ્ઞાન અવસ્થામાં મોટી થઈ, પોતાના પતિ **શીલચંદ્ર**ને ઘેર આવી. **શીલચંદ્ર**ના માતાપિતા પ્રથમથીજ ગુજરી ગયાં હતા, તેથી તે એકલો પોતાનોગૃહવ્યવહાર ચલાવતો હતો. **શીલચંદ્ર**ની સ્થિતિ સારી હતી. તેનો પીતા એક સારો વેપારી હોવાથી તેણે સારી દોલત મેળવી હતી, તે બધી દોલતનો શીલચંદ્ર એકજ વારસ હતો.

સારી સ્થિતિ અને સારી આવક છતાં; **શીલચંદ્ર**ના હૃદયમાં કોઈ પણ જાતનું અભિમાન હતું નહીં, તે સદા સંતોષથી પોતાના ઘરમાં રહેતો, અને પોતાના શ્રાવક ધર્મને શ્રદ્ધાથી પાલતો હતો. **શીલચંદ્રે** વ્યવહારની અને ધર્મની સારી કેળવણી લીધી હતી. તે જ્યારે પોતાના ગૃહવ્યવહારના કામથી પરવારતો; ત્યારે નીતિનાં અને ધર્મનાં સારાં સારાં પુસ્તકો વાંચતો હતો. હમેશાં પૈસાના વધારા કરતાં તે જ્ઞાનના વધારાને વધારે પસંદ કરતો હતો.

બ્હેનો ! આવા સંતોષી અને શાંત સ્વભાવના **શીલચંદ્ર** શ્રાવકને **હીરા** જેવી એક હઠીલી અને ક્રોધી શ્રાવિકાનો યોગ થયો, એ તેના કોઈ નઠારા કર્મનું ફળ હતું. **હીરા** પોતાના નઠારા સ્વભાવથી **શીલચંદ્ર**ને ઘણુંજ પજવતી હતી. હાલતાં ચાલતાં ગુસ્સો કરી, એ શાંત પુરૂષનું અપમાન કરતી; અને વખતે ગાળો પણ આપતી હતી. **હીરા**ના આવા સ્વભાવથી, **શીલચંદ્ર** કંટાળી ગયો હતો, અને પોતાના વૈભવવાળા ગૃહ-સંસારને દુઃખરૂપ માની મનમાં ઘણોજ પરિતાપ પામતો હતો. કોઈ કોઈ વારતો **શીલચંદ્ર** પોતાનું ઘર છોડીને વિદેશમાં ચાલ્યા જવાનો વિચાર કરતો

પણ હીરા કોઇ દિવસ સુધરશે એવી આશામાં પોતાના મનને બાંધી તે ઘરમાં રહેતો હતો.

એક વખતે **શીલચંદ્રે** વિચાર કર્યો કે, પોતાની સ્રીને સારો બોધ આપવામાં આવે તો; આ સ્રી સુધરશે, એવું ધારી **શીલચંદ્ર** પોતાની સ્રી હીરાની પાસે આવ્યો અને તેણીને નીચે પ્રમાણે બોધ આપવાની વાત કહેવા માંડી.

**શીલચંદ્ર**—કેમ શ્રાવિકા! જે જરા ધ્યાન આપો તો એક સારી વાત કહું.

હીરા—શી વાત કરવી છે? કહો ને, તમારે મોઢે બોલવું છે, એમાં મારૂં શું જવાનું છે?

**શીલચંદ્ર**—જો, તમે ક્રોધ ન રાખો તો તમારા મનને બહુ આનંદ થાય.

હીરા—અમારામાં તો ક્રોધ નથી, તમારા મનમાં ક્રોધ હશે. જે ક્રોધ રાખતું હશે તે ફાટી પડશે. (સોગન ખાય છે).

**શીલચંદ્ર**—હું તમને ફાટી પડવાનું કહેતો નથી. ફક્ત તમારા હિતની ખાતર કહું છું.

હીરા—એવું હિત અમારે જોઇતું નથી. તમારે મારી આગળ જેમ તેમ બોલવું નહીં.

**શીલચંદ્ર**—એમાં હું જેમ તેમ શું બોલ્યો?

હીરા—ત્યારે શું હું બોલી? જે બોલ્યું હશે તે ફાટી પડશે.

છે, અને તે સમકિતના પ્રભાવથી તેઓ સુખે આત્મ સાધન કરી શકે છે. બ્હેનો! માટે તમારી પ્રજાને કોઈ જાતના કજોડાનું દુઃખ ન થાય, તેવી રીતે વિચારી તેમનો સંબંધ જોડજો.

હે બ્હેનો! સુજ્ઞ માબાપોએ કેવા વરને દીકરી પરણાવવી જોઇએ, એ વાત તમારા જાણવામાં આવી. પણ તેને માટે ફરીવાર વધારે કહું છું, તે ધ્યાન દઇને સાંભળજો. આપણા લોકો ઘણું કરીને બારથી ચૌદ વર્ષ સુધીની મોટી કન્યા કરે છે, કોઈ કુટુંબમાં તો એથી પણ વધારે મોટી કન્યા કરે છે, એ રીવાજ ઘણો નઠારો છે. કન્યાને બારથી ચૌદ વર્ષની અંદર પરણાવવીજ જોઇએ. એથી વધારે મોટી કરવાથી અનેક જાતના દોષો થવાનો સંભવ છે. બ્હેનો! આજ કાલ એવો યુગ ચાલે છે કે, છોકરી બાર વર્ષમાં તો વયમાં આવી જાય છે. કોઈ કોઈ તંદુરસ્ત છોકરીઓ તો તેટલી વયમાં રજસ્વલા પણ થઇ જાય છે, માટે છોકરીને બાર અને વધારામાં વધારે ચૌદ વર્ષની અંદર તો પરણાવી દેવી જોઇએ.

સદ્‌ગુણી બ્હેનો! મોટી ઉમરની થયેલી છોકરીઓ, જે માબાપને ઘેર રહે છે, તો તેથી કરીને તેમના મનમાં અનેક જાતના વિકારો થયા કરે છે. પોતાના સગા વાહાલાની, કે પાડોશની બીજી છોકરીઓને પરણી સાસરે જતી જોઇ તે વયમાં આવેલી છોકરીઓ પોતાના મનમાં અનેક જાતની ચિંતા કર્યા કરે છે. અને નવી નવી હોંશ પૂરી કરવાના મનોરથ કર્યા કરે છે, માટે બનતો યત્ન કરી

છોકરીને વયમાં આવ્યા પેહેલા પરણાવી દેવી જોઈએ. વળી કેટલાએક માબાપો છોકરીને સારા સંબંધની રાહ જોઈને મોટી કરે છે, અને જ્યારે કોઈ સંબંધ સારો મ-ળ્યો એટલે તરતજ તેનું વેવિશાળ અને વિવાહ બંને સાથે કરે છે. આ રીવાજ પણ બરાબર પસંદ કરવા યોગ્ય નથી. જ્યારે કન્યા આઠ વર્ષ ઉપરાંતની થઈ એટલે તેના વેવીશાળને માટે શોધ કરવા માંડવી, જ્યારે દશ વર્ષની કન્યા થાય, ત્યારે તો તેનું વે-વિશાળ થવુંજ જોઈએ. પછી બે વર્ષ જાય ત્યારે તેણીનો વિવાહ કરવો. આમ કરવાથી ઘણાં ફાયદા થાય છે, કારણ કે, વેવિશાળ અને વિવાહની વચ્ચે બે વર્ષ જવાથી વર અને કન્યાના ગુણ દોષ જોઈ શકાય છે, વળી બંનેના માબાપોની નીતિ રીતિ અને કુલીનતા પણ દેખાઈ આવે છે. માટે, પેહેલા વેવિશાળ કર્યા પછી અમુક લાંબી મુદતે વિવાહ કરવામાં ઘણાં ફાયદા થાય છે. તેમ આઠ વર્ષની નાની ઉંમરના છોકરા છોકરીનું વેવિશાળ પણ ન કરવું, કારણ કે, તેટલી ઊંમરમાં વર કન્યાના ગુણદોષ જણાતાં નથી. જો ઘણીજ નાની ઊંમરમાં વેવિશાળ કરવામાં આવે તો પછી ઉપર કહેલા ત્રણ જાતના કજોડામાંથી એક ક-જોડું થયા વગર રહેતું નથી, કેટલેક ઠેકાણે તો ત્રણે જા-તનાં અથવા બે જાતનાં કજોડા પણ સાથે થયેલાં જોવા-માં આવે છે.

પ્રીય પુત્રીઓ! જે માબાપો વેવિશાળ અને વિવાહ સાથે કરે છે, તેમાં કેટલાએક નઠારા બનાવો બને છે, તે તમે ધ્યાન દઈને સાંભળજો. છોકરી જ્યારે વયમાં આવી ગઈ હોય. અને તેનુ વેવિશાળ થતું નહોય તો તેનાં માબાપને

છે, અને તે સમકિતના પ્રભાવથી તેઓ સુખે આત્મ સાધન કરી શકે છે. બ્હેનો ! માટે તમારી પ્રજાને કોઈ જાતના કજોડાનું દુઃખ ન થાય, તેવી રીતે વિચારી તેમનો સંબંધ જોડજો.

હે બ્હેનો ! સુજ્ઞ માબાપોએ કેવા વરને દીકરી પરણાવવી જોઇએ, એ વાત તમારા જાણવામાં આવી. પણ તેને માટે ફરીવાર વધારે કહું છું, તે ધ્યાન દઇને સાંભળજો. આપણા લોકો ઘણું કરીને બારથી ચૌદ વર્ષ સુધીની મોટી કન્યા કરે છે, કોઈ કુટુંબમાં તો એથી પણ વધારે મોટી કન્યા કરે છે, એ રીવાજ ઘણો નઠારો છે. કન્યાને બારથી ચૌદ વર્ષની અંદર પરણાવવીજ જોઇએ. એથી વધારે મોટી કરવાથી અનેક જાતના દોષો થવાનો સંભવ છે. બ્હેનો ! આજ કાલ એવો યુગ ચાલે છે કે, છોકરી બાર વર્ષમાં તો વયમાં આવી જાય છે. કોઈ કોઈ તંદુરસ્ત છોકરીઓ તો તેટલી વયમાં રજસ્વલા પણ થઇ જાય છે, માટે છોકરીને બાર અને વધારામાં વધારે ચૌદ વર્ષની અંદર તો પરણાવી દેવી જોઇએ.

સદ્ગુણી બ્હેનો ! મોટી ઉમરની થયેલી છોકરીઓ, જો માબાપને ઘેર રહે છે, તો તેથી કરીને તેમના મનમાં અનેક જાતના વિકારો થયા કરે છે. પોતાના સગા વાહાલાની, કે પાડોશની બીજી છોકરીઓને પરણી સાસરે જતી જોઇ તે વયમાં આવેલી છોકરીઓ પોતાના મનમાં અનેક જાતની ચિંતા કર્યા કરે છે. અને નવી નવી હોંશ પૂરી કરવાના મનોરથ કર્યા કરે છે, માટે બનતો યત્ન કરી

રાખવાનું છે કે, કન્યાના કરતાં વર મોટો હોવો જોઇએ. પણ કન્યાની વય કરતાં બમણી વયથી વધારે વયવાળો પુરૂષ ન હોવો જોઇએ. એ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. આવી રીતે બરાબર તપાસ કર્યા પછી કરેલો સંબંધ પરિણામે ઘણોજ સુખકારી નીવડે છે. તે મહાનુભાવ આચાર્ય તે પ્રસંગે લખે છે કે, બરાબર તપાસ કરી કરેલા સંબંધ—વેવીશાળથી જે વિવાહ થાય, તે ધર્મ વિવાહ કહેવાય છે. અને પવિત્ર હૃદયના શ્રાવકોએ પોતાની પ્રજાનો ધર્મ વિવાહજ કરવો જોઇએ. ધર્મ વિવાહ કરવાનો હેતુ સદ્ગુણી અને કુલવાન સ્ત્રી પ્રાપ્ત કરવાનો છે. જ્યારે તેવી યોગ્ય સ્ત્રી પ્રાપ્ત થાય છે, એટલે તેની સાથે ગૃહ-સંસાર ઊંચા પ્રકારનો બને છે. તેવો સંસારજ શ્રાવકનો ખરેખરો સંસાર કહેવાય છે. તેવા સંસારને સદ્ગુણી શ્રાવિકા સારી રીતે દીપાવે છે. તે કુલદીપિકા શ્રાવિકાના ઉદરથી ઉત્તમ સંતતિ ઉત્પન્ન થાય છે, ઘરમાં સારી શાંતિ પ્રવર્તે છે, ગૃહકાર્યની વ્યવસ્થા સારી થાય છે, શુદ્ધ સદાચાર સેવાય છે. અને દેવ, અતિથિ—મીજમાન તથા બાંધવ વર્ગનો સારો સત્કાર થઇ શકે છે.

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! આનંદા આ પ્રમાણે પોતાની પુત્રી લલિતા અને બીજી શ્રાવિકાઓને બોધ આપતી હતી. તે વખતે પ્રેમદાએ વચમાં પુછયું.

પ્રેમદા—આનંદા બ્હેન ! તમે આ વાત ઘણા ઉપયોગની કહી છે, શ્રાવકોની પુત્રીઓનો કેવા વરની સાથે સંબંધ જોડવો જોઇએ, એ વાત દરેક માબાપોએ અભ્યાસ

કરવા જેવી છે. આ વિષે જો કાંઇ કવિતા કે ગરબી હોય તો કૃપા કરી સંભળાવો, તો અમને ઘણોંજ આનંદ થાય. એટલુંજ નહીં, પણ અમારા જેવી અજ્ઞાન અબળા ઉપર તમારો મોટો ઉપકાર થાય.

**આનંદા**--લલિતા ! તને તે વિષેની કવિતા આવડે છે, માટે આ બધી શ્રાવિકાને ગાઇ સંભળાવ.

**લલિતા**--બા ! એ કવિતા મને અને ચંચળ બંનેને આવડે છે, તો અમે બંને સાથે ગાઇએ તો કેમ ? કેમ ચંચળ બ્હેન, આપણે સાથે ગાઇશું ?

**ચંચળ**—ખુશીથી, હું પણ ગવરાવીશ.

પછી લલિતા અને ચંચળ બંને નીચે પ્રમાણે તે કવિતા ગાય છે—

---

## બાળ શ્રાવિકાને કેવા વરની સાથે પરણાવવી ?

## તે વિષે ગરબી.

(અસકો મસકો કારેલાં એ રાગ.)

જે ખંત ધરી મન ધારેરે, શ્રાવકના ગુણની માળા;
શ્રાવક જન સ્નેહે સોંપોરે, એ વરને શ્રાવક બાળા. ૧

જે વિદ્યા નિત્ય વધારીરે, વિનય ગુણો કરતાં વ્હાલા;
શ્રાવકજન સ્નેહે સોંપોરે, એ વરને શ્રાવક બાળા. ૨

જે સત્ય વચન મુખ બોલેરે, [1]અવગુણના છોડે ચાળા;
શ્રાવક જન સ્નેહે સોંપોરે, એ વરને શ્રાવક બાળા. ૩

જે શીળ તણું વ્રત રાખીરે, નવ નિરખે [2]પરની બાળા;
શ્રાવક જન સ્નેહે સોંપોરે, એ વરને શ્રાવક બાળા ૪

વ્રત બાર ધરે તે અંગેરે, [3]જે શ્રાવક ગુણની શાળા;
શ્રાવક જન સ્નેહે સોંપોરે, એ વર ને શ્રાવક બાળા. ૫

નવ કરવા [4]પાય પ્રસારેરે, કામ જગતમાં જે કાળાં[5];
શ્રાવક જન સ્નેહે સોંપોરે, એ વર ને શ્રાવક બાળા. ૬

જે સર્વ સધર્મી બંધુરે, હૃદય વિષે કરતાં વ્હાલા;
શ્રાવક જન સ્નેહે સોંપોરે, એ વર ને શ્રાવક બાળા. ૭

જે દુઃખિત જનને દેખીરે, નિત્ય બને [6]કરૂણાવાળા;
શ્રાવક જન સ્નેહે સોંપોરે, એવરને શ્રાવક બાળા. ૮

---

આ પ્રમાણે લલિતાએ અને ચંચળે સાથે ગરબી ગાઇ તે સાંભળી બધી શ્રાવિકાઓ ઘણીજ ખુશી થઈ ગઇ. પછી પ્રેમદા નીચે પ્રમાણે બોલી.

પ્રેમદા—આનંદા બ્હેન! આવી મજેની ગરબી મારી ચંચળને આવડે છે, એ વાત તો હું અહીંજ જાણું છું.

---

૧ નઠારા ગુણના ચાળા. ૨ પારકી સ્ત્રીને. ૩ જે બાર વ્રત ધ- રવાના ગુણોની શાળારૂપ છે. ૪ પગ. ૫ જગતમાં જે કાળાં કામ છે તેને. ૬ દયાળુ.

કરવા જેવી છે. આ વિષે જો કાંઇ કવિતા કે ગરબી હોય તો કૃપા કરી સંભળાવો, તો અમને ઘણોંજ આનંદ થાય. એટલુંજ નહીં, પણ અમારા જેવી અજ્ઞાન અબળા ઊપર તમારો મોટો ઊપકાર થાય.

**આનંદા**—લલિતા! તને તે વિષેની કવિતા આવડે છે, માટે આ બધી શ્રાવિકાને ગાઇ સંભળાવ.

**લલિતા**—બા! એ કવિતા મને અને ચંચળ બંને ને આવડે છે, તો અમે બંને સાથે ગાઇએ તો કેમ? કેમ ચંચળ બ્હેન, આપણે સાથે ગાઇશું?

**ચંચળ**—ખુશીથી, હું પણ ગવરાવીશ.

પછી લલિતા અને ચંચળ બંને નીચે પ્રમાણે તે કવિતા ગાય છે—

---

## બાળ શ્રાવિકાને કેવા વરની સાથે પરણાવવી? તે વિષે ગરબી.

( અસકો મસકો કોરેલો એ રાગ. )

જે ખંત ધરી મન ધારેરે, શ્રાવકના ગુણની માળ; ૧
શ્રાવક જન સ્નેહે સોંપારે, એ વરને શ્રાવક બાળ.

જે વિદ્યા નિત્ય વધારીરે, વિનય ગુણે કરતાં વ્હાલ; ૨
શ્રાવકજન સ્નેહે સોંપેરે, એ વરને શ્રાવક બાળ.

જે સત્ય વચન મુખ બોલેરે, [1]અવગુણના છોડે ચાળા;
શ્રાવક જન સ્નેહે સોંપોરે, એ વરને શ્રાવક બાળા. ૩

જે શીળ તણું વ્રત રાખીરે, નવ નિરખે [2]પરની બાળા;
શ્રાવક જન સ્નેહે સોંપોરે, એ વરને શ્રાવક બાળા ૪

વ્રત બાર ધરે તે અંગેરે, [3]જે શ્રાવક ગુણની શાળા;
શ્રાવક જન સ્નેહે સોંપોરે, એ વર ને શ્રાવક બાળા. ૫

નવ કરવા [4]પાય પ્રસારેરે, કામ જગતમાં જે કાળાં[5];
શ્રાવક જન સ્નેહે સોંપોરે, એ વર ને શ્રાવક બાળા. ૬

જે સર્વ સધર્મી બંધુરે, હૃદય વિષે કરતાં વ્હાલા;
શ્રાવક જન સ્નેહે સોંપોરે, એ વર ને શ્રાવક બાળા. ૭

જે દુઃખિત જનને દેખીરે, નિત્ય બને [6]કરૂણાવાળા;
શ્રાવક જન સ્નેહે સોંપોરે, એવરને શ્રાવક બાળા. ૮

---

આ પ્રમાણે લલિતાએ અને ચંચળે સાથે ગરબી ગાઇ તે સાંભળી બધી શ્રાવિકાઓ ઘણીજ ખુશી થઈ ગઇ. પછી પ્રેમદા નીચે પ્રમાણે બોલી.

**પ્રેમદા**—આનંદા બ્હેન! આવી મજેની ગરબી મારી ચંચળને આવડે છે, એ વાત તો હું અહીંજ જાણું છું.

---

૧ નઠારા ગુણના ચાળા. ૨ પારકી સ્ત્રીને. ૩ જે બાર વ્રત શ્રાવકના ગુણોની શાળારૂપ છે ૪ પગ ૫ જગતમાં જે કાળાં કામ છે તે. ૬ દયાવાળા.

**આનંદા**—પ્રેમદા બ્હેન! તમારી ચંચળને તો બીજી પણ ઘણી સારી ગરબીઓ આવડે છે.

**પ્રેમદા**—(ચંચળની તરફ જોઇ) ચંચળ! આવી સુંદર ગરબીઓ તને આવડે છે, તે છતાં તું કોઇ દિવસ મારી આગળ કેમ ગાતી નથી?

**ચંચળ**—બા! હું ઘણી વાર એકલી એકલી ગાઉં છું, પણ તમારૂં તેમાં ધ્યાન હોય નહિ, તેથી હું તમારી આગળ ગાતી નથી.

**પ્રેમદા**—ચંચળ! હું તો એમજ જાણતી કે, તું કાંઇક ગાય છે, પણ તું આવી સુંદર ગરબીઓ ગાય છે, એવી મને ખબરજ નહતી. આતો બધું અંધારામાં ગયું.

**ચંચળ**—બા! હવેથી હું તમને હમેશાં એક બે ગરબીઓ ગાઈ સંભળાવીશ.

**પ્રેમદા**—બ્હેન ચંચળ! તો હું તારો ઘણોજ આભા[ર] માનીશ.

**ચંચળ**—એમાં આભાર શાનો? એતો મારી ફરજ છે. કારણકે, છોકરાઓએ પોતાની માતાના મનને ખુશ રાખવું જોઇએ. માતાનું મન પ્રસન્ન થાય, એ માતાની ભકિત કહેવાય છે.

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ! આ પ્રમાણે પ્રેમદા અને ચંચળની વચ્ચે વાતચીત થયા પછી બ

શ્રાવિકાઓના કહેવાથી આનંદાએ તેજ વિષય ઉપર પોતાની ઉપદેશ વાર્ત્તા આગળ ચલાવી.

આનંદા કહે છે, હે પુત્રીઓ! એવી રીતે કોઈ જાતનું કજોડું ન થાય, તેવો વિચાર કરી સુજ્ઞ માબાપે પોતાની દીકરીને રૂપ, ગુણ અને વય એ સર્વ બાબતોમાં યોગ્ય એવા પતિની સાથે પરણાવવી.

જો આપણી છોકરી બાર વર્ષની હોય તો તેને માટે વીશ વર્ષનો વર જોવો, અને ખરી અડચણ આવે તો ઘણામાં ઘણો ત્રીશ વર્ષનો જોવો, પણ એથી મોટો જોવો નહિ. બીજા કેટલાએક લોકો કે જેમના કુળમાં વીશ વર્ષની કન્યાઓ થાય છે, તેમણે પણ ત્રીશ વર્ષનોજ વર જોવો જોઇએ, તેવી કન્યાઓને માટે કાંઈ બમણો અથવા અઢીગણો મોટો એટલે ચાલીશ કે પચાશ વર્ષનો ન જોવો જોઇએ; કારણ કે, તેવા મોટા વરની સાથે જે વિવાહ કરવામાં આવે તે ધર્મવિવાહ કહેવાતો નથી. જો કોઈ આપત્તિના કારણથી કન્યા મોટી થઈ ગઈ હોય ને તેમાં પણ કમનીમાં કમતી કન્યા કરતાં પાંચ વર્ષે મોટો વર જોવો. અને ઘણામાં ઘણો પંદર વર્ષે મોટી વયનો વર જોવો, પણ એથી નાનો અથવા મોટો જોવો એ અણઘટતું છે.

બહેનો! ત્યાં એકલું વય જોવાનું નથી પણ રૂપ, ગુણ કુળ તથા બળ એ સુદ્ધા પાંચ વસ્તુ જોવી જોઇએ. રૂપમાં આપણી છોકરીના રૂપની સમાન અથવા સારા રૂપવાળો જોઇએ. તથા ગુણમાં એટલે વિદ્યા, વિનય, વિવેક વગેરે

સાસુ, સસરા કે બીજા વડિલો નઠારા સ્વભાવનાં છે, અને
તેથી આપણી દીકરીને દુઃખ થાય તેવું છે, તો તેને માટે
બનતો પ્રયત્ન કરી તેમને વિનયથી સમજાવવાં જોઇએ.
અથવા સુજ્ઞ માબાપોએ છોકરીનાં લગ્ન કર્યા પેહેલાં તેના
સાસરીયાની યોગ્યતા જોવી જોઇએ; અને જ્યારે આપણી
છોકરીને કોઈ પણ પ્રકારે દુઃખ થવાનો સંભવ નથી, એ-
વું અનુમાન નક્કી થાય, ત્યારેજ પુત્રીનો વિવાહ કરવો.
અને તેને માટેજ વિવાહનો વિધિ કર્યા પેહેલાં છોકરીનાં
વાગ્દાન—વેવિશાલ કરવાનો વિધિ કહેલો છે, પુત્રીને પ-
રણાવી દીધા પછી પોતાનો હક રાખી તેનાં સાસરીયાં સાથે
વારંવાર જુજ કારણસર લઢી વઢી વેર બાંધી આપણી
કરીને દુઃખ ઉભું થાય એવી ખોટી નીતિ વાપરવી, એ
ડહાપણવાન માબાપનું કામ નથી, માટે છોકરીનાં સાસરીયાં
નારાજ ન થાય, એવી રીતે વર્તી છોકરીને સાસરે મોકલ-
વામાં કદિ પણ આસ આવવું નહીં.

હે પ્રિય પુત્રી અને બ્હેનો ! આપણી સદ્ગુણી પુત્રીને
સાસરે મોકલતી વખતે માતા તેને કેવો બોધ આપે છે,
વાત તમારા ધ્યાનમાં હશે અને તેને માટે એક સુંદર ગ
રચી લલિતાને મેં શીખવેલી છે. એ ગરબીનું તમારે વ
રંવાર મનન કરવું જોઈએ.

કેસરી—આનંદ! બ્હેન ! એ ગરબી લલિતા સ
સંભળાવે તો ઘણો સારો આનંદ થાય.

ચંચળ—આનંદ! સખી ! એ ગરબી તો. મેં પણ

સાંભળી, જો લલિતા બ્હેન ગાઈ સંભળાવે તો પછી હું પણ તેને મોઢે કરી લઈશ.

તે પછી પ્રેમ, પુતળી અને જયા વિગેરે પણ બોલી ઉઠયાં. લલિતા બ્હેન ! એ ગરબીનો લાભ અમને પણ મળવો જોઈએ.

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! પછી આનંદાની આજ્ઞાથી લલિતાએ તે સુંદર ગરબી નીચે પ્રમાણે ગાઈ બતાવી હતી.

---

## માતા તરફથી પુત્રીને શિક્ષા.

"તીર્થ તણી આશાતના નવ કરીએ " એ રાહ.

માતા કહે નિજ પુત્રીને સુણ બ્હેની,
સારી શીખની વાત,
પૂરણ પ્રેમથી ધારજે તે [1]મજેની,
તારા હિતની એ વાત. (એ ટેક.)
દેવગુરૂ ને ધર્મને નિત્ય સેવી,
લેજે સમકિત છાપ;
ભાવ ધરીને લાવજે ભલી રીતે,
શુદ્ધ ભાવના આપ. માતા કહે. ૧
સત્યવદી સત્ય ચાલજે સર્વ સાથે,
છોડી છલતાની વાત;

---

૧ મજાહદાર.

અંતરમાં અભિમાનને એમ ધરજે,
હું છું શ્રાવક જાત. માતા કહે. ૨

પ્રેમ પતિમાં રાખજે શુદ્ધ ભાવે,
તેનાં [1]વચનાનુસાર;
વર્ત્તન કરજે વ્હાલથી નિત્ય વ્હાલી,
થાશે ભવ સુખકાર. માતા કહે. ૩

[2]લેશ ન ધરજે ગર્વને પ્રિય બ્હેની,
નવ લોપજે લાજ;
વિનય વડિલનો સાચવી તન મનથી,
કરજે ઘરનાજ [3]કાજ. માતા કહે. ૪

શાણી સહિયરના સાથમાં નિત્ય રહેજે,
ધરી શીલ શણગાર:
સારી સુઘડતા સાધવા સ્નેહ ધરજે,
એ છે શીખનો સાર. માતા કહે. ૫

[4]પાય ન ધરજે પ્રેમદા પર ઘરમાં,
લાગે [5]અનુચિત [6]આળ;
વાત ન કરવી હાસ્યથી પર સાથે,
એ ગણાયે [7]કુચાલ. માતા કહે. ૬

શ્રાવકની [8]કુળદીપિકા બ્હેન થાજે,
તારા માત ને તાત;
કીર્તિ ધરે કુળવાનની જેમ જગમાં,
તેમ રાખજે વાત. માતા કહે. ૭

૧ પતિના વચનને અનુસરીને. ૨ જરા. ૩ કામ. ૪ પગ. ૫ અયોગ્ય. ૬ કલંક. ૭ નઠારી ચાલ. ૮ કુળમાં દીવી સમાન.

પુસ્તક પ્રેમથી વાંચજે બોધ લેવા,
તેમાં રાખજે વ્હાલ;
જૈન સતીના ખ્યાલને મન ધરજે,
તું છે [1]વીરની બાળ. માતા કહે. ૮

---

લલિતાએ આ પ્રમાણે ગરબી ગાઇ સંભળાવી, તે સાંભળી બધી શ્રાવિકાઓ ઘણીજ ખુશી થઇ ગઈ. તે વખતે ચંચળે નીચે પ્રમાણે કહ્યું.

લલિતા બ્હેન! આ સુંદર ગરબી મને લખી આપો તો હું આવતી કાલેજ યાદ કરી લઉં.

**લલિતા**—ચંચળ બ્હેન! એ ગરબી મેં એક ચોપડીમાં લખેલી છે, તે ચોપડીજ હું તમને આપીશ એટલે તમે તમારી જાતે લખી લેજો. બીજી જે કોઈ બ્હેનોને લખવી હોય તેઓ પણ એ ચોપડી ઉપરથી ખુશીથી લખી લે.

**આનંદા**—બ્હેનો! આજે નિત્યના નિયમ પ્રમાણે આપણો વખત થઇ ગયો છે, માટે આજની ઉપદેશ વાર્તા સમાપ્ત કરવામાં આવે છે. (બોલો આદીશ્વર ભગવાનની જય).

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ! પછી આનંદા પોતાની ઉપદેશ વાર્તા સમાપ્ત કરી બેઠી થઇ એટલે બીજી બધી શ્રાવિકાઓ બેઠી થઈ પોતપોતાને ઘેર આવતી

---

૧ મહાવીર પ્રભુની.

થઇ. આ વખતે નંદુ, પોતી, પ્રેમદા અને ચંચળ પણ ઉઠયાં તે વખતે પ્રેમદાએ પોતીને પ્રેમથી નીચે પ્રમાણે કહ્યું.

કેમ પોતી બ્હેન! તમને ઉપદેશ વાર્તામાં રસ આવ્યો કે નહિ?

**પોતી**—માસીબા! મને તો ઘણોજ આનંદ આવ્યો. આનંદાબાના મુખની વાણી સાંભળી મને તો એવો પ્રેમ ઉપજ્યો કે, જાણે હું આખો દિવસ તેમની પાસેજ બેસી રહું.

**પ્રેમદા**—પોતી! આજની વાતમાં તું શું સમજી તે કહી બતાવ જોઉ.

**પોતી**—માસીબા! હજુ તો હું પેહેલવેલી આવી છું. એટલે કેટલીક વાત મને યાદ રહી નથી, પણ જે વાત ખરેખરી શીખામણની હતી, તે વાત તો મારા મનમાં ઠસી ગઈ છે.

**પ્રેમદા**—પોતી! ત્યારે તેં તે ઉપરથી શો બોધ લીધો ? તે કહે જોઇએ.

**પોતી**—માસીબા! મેં જે બોધ લીધો છે, તે મારે ઉપરજ લાગુ પડે છે. તેમજ કેટલીએક વાત મારા મ[...] બાપ ઉપર પણ લાગું પડે છે.

**પ્રેમદા**—તે કેવી રીતે લાગુ પડે છે? તે કહી બતા[...] જોઇએ.

**પોતી**—છોકરીને સાસરે મોકલવા સંબંધી જે વ[...]

કહી છે, તે બરાબર છે. મારા માબાપે મને બાળપણથી મોઢે ચડાવી અને મારા સાસરીયાં તરફ મને અનાદર કરાવ્યો, તેથીજ હું મારા માબાપને અને મારા સાસરીયાને અણુગમતી થઈ પડી છું. તે વિષે આનંદાબાએ આજે ખરેખરો ઉપદેશ આપ્યો છે. મને તો મારા દોષના કરતાં મારા માબાપનો વધારે દોષ માલમ પડયો છે. જો તેમણે બાળપણથીજ મારી ઉપર વધારે મોહ રાખ્યો ન હોત અને મને એટલી બધી વધારે પડતી મોંઘવટ ન કરી હોત તો મારી આ દશા થાત નહીં. માશીબા! તમને વધારે શું કહું, પણ આ તમારી બ્હેને મને ઘણીવાર એવી અવળી શીખામણ આપી છે કે, જેથી કરીને મારાં સાસરીયાઓનો મારી ઉપર ઘણો અભાવ થઈ ગયો અને આખરે મારી ઉપર શોકયનું શાલ ઉભું થયું; જેથી મારો બધો જન્મારો દુઃખમય થઈ ગયો.

પ્રેમદા—કેમ નંદુ બ્હેન! આ પોતી કહે છે, તે ખરૂં છે?

નંદુ—મોટી બ્હેન! તમારી આગળ મારે ખરેખરૂં કહેવું જોઈએ કે, એ છોકરીની વાત ખરેખરી છે. પ્રિય બ્હેન! અમે તેના ઉપરના મોહને લીધે તેની બધી જીંદગી બગાડી છે, જેથી અત્યારે અમારે પોકે પોકે રોવાનો વખત આવ્યો છે. મોટી બ્હેન! તમને કહેતાં પણ શરમ લાગે એવી કેટલી એક અણઘટતી અવળી શીખામણ આ અજ્ઞાન બાળાને મેં આપી હતી. ઘણીવાર તો પોતી જ્યારે

તારામાં જે નઠારી ટેવો હોય તેને દૂર કરી દેજે. બ્હેન! આજે લલિતાએ જે માતાએ પુત્રીને શિક્ષા આપવાની ગરબી ગાઈ સંભળાવી, તે તારા હૃદયમાં કોતરી રાખજે. એ ગરબીનાં વચનને તું તારી માતાના વચન જેવા ગણજે અને તે પ્રમાણે વર્તવાની કોશેશ કરજે, જેથી તારા જીવનમાં તને ઘણાં મીઠાં ફળ પ્રાપ્ત થશે.

પ્રેમદાનાં આવાં વચન સાંભળી પોતીના હૃદયમાં ઘણીજ હીંમત આવી અને તેની મા નંદુને પણ હૃદયમાં જરા ધીરજ આવી. પછી નંદુએ આનંદાની ઉપદેશ વાર્તાનાં ઘણાં વખાણ કર્યાં અને પોતાની છકેલ છોકરી પોતી એકજ દિવસમાં સુધરી ગઇ, તેને માટે મનમાં તે ઘણોંજ આનંદ પામી અને તેણીએ પોતાની મોટી બ્હેન પ્રેમદાનો અંતઃકરણથી ઘણો આભાર માન્યો. પછી હમેશાં આનંદાની ઉપદેશ વાર્ત્તા સાંભળવાને આવવાનો નિશ્ચય કરી નંદુ અને પોતી પોતાને ઘેર ચાલ્યાં ગયાં.

ધર્મદાસ શેઠ કહે છે, હે શ્રાવિકાઓ! આજે આપણો ધર્મવાર્તા કરવાનો સમય પૂર્ણ થઇ ગયો છે. માટે હવે ધર્મ વાર્તાની સમાપ્તિ કરવામાં આવે છે. બાકીની ધર્મ વાર્તા આવતી કાલે શરૂ કરવામાં આવશે. (બોલો આદીશ્વર ભગવાનની જય.)

ધ્વનિથી શ્રાવિકાશાળાની ભૂમિ ગાજી ઉઠે છે અને ધર્મદાસ શેઠ, ગંગા, મણિ, તારા, અજવાળી, દીવાળી, વિગેરે બધાં પોત પોતાને ઘેર ચાલ્યાં જાય છે.

## દિવસ ૧૧ મો.



આનંદાની પુત્રી લલિતા અને પ્રેમદાની પુત્રી ચંચળ રસ્તામાં સાથે મળે છે તે વખતે ચંચળ લલિતાને નીચે પ્રમાણે પુછે છે.

ચંચળ—કેમ લલિતા બ્હેન! ઉતાવળાં ક્યાં જાઓછો?

લલિતા—જ્ઞાનશ્રીને ઉપાશ્રયે જાઉં છું.

ચંચળ—ત્યાં શું છે?

લલિતા—ત્યાં આજે મારી બા ગયાં છે.

ચંચળ—કેમ ત્યાં ગયાં છે?

લલિતા—આજે મારી બા પોષદ લેવાનાં છે, તેથી તે મને ત્યાં બોલાવે છે.

ચંચળ—હા, મને યાદ આવ્યું; આજે મોટી તીથી છે, તેથી આનંદ કાકી પોષદ લેવાનાં હશે ત્યારે તો આ ...ને આવતી કાલે ઘણોજ લાભ મળશે.

લલિતા—હા, આજે જ્ઞાનશ્રીના મુખથી ઉપદેશવાળી ...ની આવતી કાલે તે વાણી આપણને મારી બા ...જણાવશે.

ચંચળ—ત્યારે આજે આપણે ઉપદેશ વાર્તાના ...માં શું કરીશું.

લલિતાનાં આવાં વચન સાંભળી બધી શ્રાવિકાઓએ એકી સાથે કહ્યું કે. લલિતા બ્હેન! ખુશીથી એ વાર્તા કહો. તે વખતે જયા હસતી હસતી બોલી.

**જયા**—લલિતા બા! જ્યારે તમે તમારી બાનું કામ કરો છો, ત્યારે તમે તેમને ઠેકાણે સામા બેશી અમને ઉપદેશ વાર્તા કહો.

**લલિતા**—જયા ભાભી! એમ ઘટે નહીં. મારા પવિત્ર હૃદયના ધર્મિષ્ટ બા ક્યાં? અને હું અલ્પ બુદ્ધિવાળી એક અજ્ઞાન છોકરી ક્યાં? તેમને ઠેકાણે તો મારા પૂજ્ય પ્રેમદા ભાભૂ બેસવા લાયક છે.

**પ્રેમદા**—ના બ્હેન! હું બેસવાને લાયક નથી. હું તો તારાથી પણ ઉતરતી છું, કારણ કે, તારા જેટલું નીતિનું અને ધર્મનું મારામાં જ્ઞાન નથી.

**લલિતા**—પ્રેમદા ભાભુ! તમે વડિલ છો માટે કાંઈ જ્ઞાન લેવાની જરૂર નથી. તમો વયોવૃદ્ધ અને માનનીય હોવાથી માટે તમારે મારી બાને આસને બેસવું યોગ્ય છે.

**પ્રેમદા**—એ વાત બોલીશ નહીં. મારામાં એટલી યોગ્યતા બીલકુલ નથી. હું તો તારી આગળ બેસવાની.

**લલિતા**—જો તમે મારા પૂજ્ય માતુશ્રીની જગ્યાએ નહીં બેસો તો, હું [illegible] વાર્તા કહીશ નહીં.

પછી લલિતા, પ્રેમદા, સુમતિ, જયા અને [illegible]

એ ઘણો આગ્રહ કરી પ્રમદાને આનંદાની જગ્યાએ બેસારી.

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! પ્રેમદા સામે બેઠી એટલે લલિતાએ જયંતિ સતીની વાર્ત્તા કહેવાનો આરંભ કર્યો.

**લલિતા**—પૂજ્ય ભાભૂ અને બ્હેનો ! **કૌશાંબી** નામે નગરીમાં **ઊદાયન** નામે રાજા હતો તે રાજાને **મૃગાવતી** નામે એક રાણી હતી. રાજા ઊદાયન ઘણો ધર્મિષ્ટ અને પ્રજા ઉપર પ્રીતિવાળો હતો. તેના રાજ્યમાં જૈન ધર્મની ઘણી જાહોજહાલી હતી. તે કૌશાંબી નગરીમાં **જયંતી** નામે એક શ્રાવિકા રહેતી હતી.તે રાજ કુટુંબની હતી. તે શ્રાવિકાએ બાલ્ય વયથી ધર્મની અને નીતિની સારી કેળવણી લીધી હતી. એ જયંતી જાતે ક્ષત્રિયાણી હતી. તેના પિતાનું નામ સહસ્રાનીક રાજા હતું. તેને શતાનીક નામે એક ભાઈ હતો. કૌશાંબી પતિ ઉદાયન રાજા તે જયંતીનો ભત્રીજો થતો હતો.

સદ્દગુણી શ્રાવિકા જયંતીના વખતમાં આર્હત ધર્મના પ્રભાવિક અને વર્ત્તમાન શાસનના અધિપતિ મહાવીર ભગવાન્ આર્ય ભૂમિ ઉપર વિચારતા હતા. કૌશાંબી નગરીનું રાજ કુટુંબ મહાવીર પ્રભુનું પરમ ભક્ત હતું. તેમાં ખાસ કરીને રાજ પુત્રી જયંતી ધર્મવીર મહાવીર પ્રભુની પરમ ભક્તા હતી. એ રાજ શ્રાવિકા વીર પ્રભુની પ્રથમ શય્યાતરી થઈ હતી. જયંતીએ હમેશાં પોતાના જીવનમાં સત્સંગ

રથ જ્યારે ચૈત્યની નજીક આવ્યો, એટલે તે બંને રાજ શ્રાવિકાઓ રથમાંથી નીચે ઉતરી પરિવાર સાથે જ્યાં પ્રભુ વિરાજમાન હતા, ત્યાં આવી ઉભી રહી. તેમણે શુદ્ધ ભાવથી વીર ભગવાન્‌ને વંદના કરી અને તે પછી તેઓ તેમની પર્ષદામાં યોગ્ય સ્થાને બેઠી.

આ વખતે કોશાંબી પતિ ઊદાયન રાજા પણ પોતાના પરિવાર સાથે પ્રભુને વાંદવા આવ્યો હતો. પરોપકારી વીર પ્રભુએ સર્વ સમાજને દેશના આપી. તેમની અમૃત સમાન દેશનાં સાંભળી ઉદાયન રાજા તથા સમાજના સર્વ લોકો ખુશી ખુશી થઈ ગયા. દેશના સમાપ્ત થઈ એટલે બીજો સર્વ પરિવાર પોત પોતાને સ્થાને ચાલ્યો ગયો. માત્ર ઊદાયન રાજા, રાણી મૃગાવતી અને જયંતી એ ત્રણજ પ્રભુની પાસે બેસી રહ્યાં.

પૂજ્ય ભાઈ અને બ્હેનો! બીજો બધો પરીવાર ગયા પછી શ્રાવિકા જયંતીએ પ્રભુને કેટલા એક પ્રશ્ન પુછ્યા જે પ્રશ્નો આપણે બધાને ઘણાંજ મનન કરવા લાયક છે. એ પ્રશ્નોની અંદર ઘણો સાર રહેલો છે. તમારા બધાની આગળ આ શ્રાવિકા રત્નની કથા કહેવાની મતલબ પણ એજ છે. માટે આપણે તે જયંતીના પ્રશ્નોનું મનમાં સારી રીતે મનન કરવાનું છે.

શ્રાવિકા જયંતીએ પ્રભુને પુછ્યું કે, હે ભગવન્ આ જીવો જલ્દી ભારે કર્મી કેવી રીતે થાય છે?

તે પ્રશ્નના ઉત્તરમાં પ્રભુએ કહ્યું કે, જયંતી ! અઢાર પાપ સ્થાને કરી જીવ જલદી ભારે કર્મી થાય છે.

**જયંતી**—ભગવન્ ! એ અઢાર પાપ સ્થાન કયાં ? તે કૃપા કરી કહો.

લલિતા કહે છે, બ્હેનો ! પછી વીર ભગવંતે જયંતીને જે અઢાર પાપ સ્થાન કહ્યાં, તે તમે એક ચિત્તે સાંભળજો, આપણે શ્રાવિકાએ એ અઢાર પાપ સ્થાનનો હમેશાં ત્યાગ કરવાનો છે.

ભગવાન્ કહે છે—જયંતી ! જીવની હિંસા કરવી તે પેહેલું પાપ સ્થાન છે. જૂઠું બોલવું એ બીજું પાપ સ્થાન છે. કોઈની ચીજ ચોરીજવી, એ ત્રીજું પાપ સ્થાન છે. શીલને ગુમાવી વિષય સેવવા એ ચોથું પાપ સ્થાન છે. હદ ઉપરાંત પૈસો, ઘરેણાં અને વસ્ત્ર વિગેરે ચીજોનો સંગ્રહ કરવો, એ પાંચમું પાપ સ્થાન છે. ગુસ્સો કરવો, એ છઠું પાપસ્થાન છે. માન કે અહંકાર રાખવો એ સાતમું પાપ સ્થાન છે. માયા-કપટ રાખવું, એ આઠમું પાપ સ્થાન છે લોભ રાખવો એ નવમું પાપસ્થાન છે કોઇ માણસ ઉપર અથવા કોઈ વસ્તુ ઉપર અતિશય રાગ રાખવો, એ દશમું પાપ સ્થાન છે, કોઇની ઉપર દ્વેષ કરવો, એ અગીયારમું પાપ સ્થાન છે. કોઇની સાથે કલહ કજીઓ કરવો, એ બારમું પાપ સ્થાન છે. કોઇની ઉપર ખોટું આળ નાખવું, એ તેરમું પાપ સ્થાન છે. બીજાની સાચી ખોટી ચાડી-ચુગલી કરવી, એ ચૌદમું પાપ સ્થાન છે. કોઈ

હરનારા થાય છે. તેમજ તેવા જીવો આ દુનિયામાં અનેક પ્રકારના ઉપકાર કરનારા થાય છે. હે જયંતી ! એટલા માટેજ મેં તને કહ્યું છે કે, આ જગતમાં કેટલાએક જીવો સુતા સારા છે અને કેટલાએક જીવો જાગતા સારા છે.

પ્રિય બ્હેનો ! આ પ્રમાણે વીર પ્રભુના મુખથી પોતાના પ્રશ્નનો ઉત્તર સાંભળી જયંતી ઘણીજ ખુશી થઇ ગઇ અને તેણીના મનમાં ઘણોજ સંતોષ થયો. અહીં આપણે પણ ઘણુંજ સમજવાનું છે. કારણ કે, જે જીવો જાગતા સારા કહેલા છે, તેઓમાં આપણી ગણત્રી થાય, તોજ આપણું જીવન સાર્થક થાય છે. બ્હેનો ! જો આપણે આપણો શ્રાવિકા ધર્મ પાળી નીતિથી આપણા ગૃહ–સંસારમાં પ્રવર્ત્તીએ તો આપણી ગણત્રી જાગતા જીવોમાં થશે. માટે બનતા પ્રયત્ને આપણી ગણના જાગતા જીવોમાં થાય તેવી રીતે આપણે વર્તવું જોઇએ.

હે પૂજ્ય પ્રેમદા ભાઇ અને બ્હેનો! પછી જયંતી શ્રાવિકાએ ફરીવાર પાછો વીરપ્રભુને પ્રશ્ન કર્યો.

**જયંતી**—પૂજ્ય સ્વામી ! આ જગતમાં બળવાન જીવો સારા કે દુર્બલ જીવ સારા ?

જયંતીનો આવો પ્રશ્ન સાંભળી પ્રભુ બોલ્યા—જયંતી કેટલાએક જીવો બળવાન્ સારા અને કેટલાએક જીવો નિર્બલ સારા.

**જયંતી**—મહાનુભાવ ! એ વિષે મને વિવેચન કરી સમજાવો.

વીરપ્રભુ—શ્રાવિકા જયંતી! પૂર્વે જે મેં તને પાપી જીવો કહેલા છે, તે દુર્બલ સારા. કારણ કે, જો તે જીવો બળવાન્ હોય તો તેઓ બીજા પ્રાણીઓને દુઃખ અને પરિતાપ વધારે આપનારા થાય છે? અને જો તેઓ નિર્બલ હોય તો બીજા જીવોને દુઃખ કે પરિતાપ આપનારા થઇ શકતા નથી. માટે જે પાપી જીવો છે, તે દુર્બલ હોય તો સારૂં છે. અને પુર્વે જે ધર્મી જીવો કહ્યા, તે બળવાન સારા છે. કારણ કે, જો તેઓ બળવાન હોય તો પોતાના મન, વચન અને કાયાના બળથી બીજા પ્રાણીઓના દુઃખ કે પરિતાપને હરનારા થાય છે. અને બીજાઓને ધર્મ જાગરિકામાં યોજનારા થાય છે; માટેજ કહેલું છે કે, કેટલાએક જીવો બળવાન સારા અને કેટલાએક જીવો નિર્બળ સારા છે. વીરપ્રભુનાં આવાં વચન સાંભળી જયંતીના હૃદયમાં વિશેષ આનંદ પ્રાપ્ત થયો અને તે પોતાના નિર્મળ હૃદયમાં એવા બળવાન જીવોની ગણનામાં ગણાવાની ભાવના ભાવવા લાગી.

લલિતા કહે છે, બ્હેનો! શ્રાવિકા જયંતીના પ્રશ્નના ઉત્તરમાં વીરપ્રભુએ જે બાબત જણાવી, તે આપણે હૃદયમાં મનન કરવા યોગ્ય છે. આ જગતમાં જે જીવો સારા બળવાન ગણાવા લાયક છે, તેઓની ગણનામાં આપણે ગણાવું જોઇએ. આપણે મનના બળથી ધાર્મિક કાર્યોમાં જોડાવું જોઇએ અને એ મહાબળનો ઉપયોગ બીજા પ્રાણીઓના ઉપકારમાં કરવો જોઇએ. જૈન જ્ઞાન અને જૈન નીતિરીતિનું મહાબળ પ્રાપ્ત કરી એ બળનો સદુપયોગ કરી આપણે આપણા શ્રાવિકા જીવનને સાર્થક કરવું જોઇએ.

**લલિતા**—વ્હેનો! તમારી આગળ વાર્ત્તા કહેવામાં મને પણ ઘણોજ લાભ થાય છે. કારણ કે, જે વાર્ત્તા મારી આગે કહેલી હોય તેનું ફરીવાર સ્મરણ થાય છે અને વળી તેમાં જે ભાવના ભાવવા જેવી હોય, તે વારંવાર ભાવી શકાય છે. વ્હેનો! આ વખતે મને **સુખદા** નામની એક બ્રાહ્મણીની વાર્ત્તા યાદ આવે છે, તે તમારી આગળ કહેવા જેવી છે.

**ચંચળ**—લલિતા વ્હેન! વળી આપણી શ્રાવિકાની વાતમા બ્રાહ્મણીની વાર્તા ક્યાંથી યાદ આવી અને તે વાર્તા તને કોણે કહી હતી?

**લલિતા**—ચંચળ વ્હેન! હું, જૈન કન્યાશાળામાં ભણવા જતી ત્યારે રસ્તામાં એક સુંદર સ્ત્રી પોતાના દ્વાર આગળ ઉભી રહી નીચેનું એક પદ હમેશાં બોલતી હતી.

" हुताशन चंदनपंक शीतलः "

" અગ્નિ ચંદનના કાદવના જેવો શીતળ થયો."

હું તે પદ નિત્ય સાંભળતી, અને તે સાંભળી સાંભળી મને યાદ રહી ગયું હતું.

એક વખતે મેં તે સ્ત્રીને પુછ્યું કે, તમે કોણ છો! અને આ શ્લોકનું એક ચરણ હમેશાં કેમ બોલો છો? ત્યારે તે સુંદર સ્ત્રી બોલી—વ્હેન! તારે તે જાણવાની શી જરૂર છે? પછી મેં તે સ્ત્રીને વિનયથી જણાવ્યું કે, વ્હેન! હું તો શ્રાવકની છોકરી છું. તમારી પડોશમાં આવેલી આ

બોધક વાર્તા મારા પતિએ મને કહી હતી. તે વાર્તા હું હમેશાં યાદ કર્યા કરૂં છું અને તે શ્લોકનું છેલ્લું પદ ગાઈને મારો કાળ નિર્ગમન કરૂં છું.

બ્હેનો! તે પછી તે શાંતાએ મારી આગળ નીચે પ્રમાણે વાર્તા કહેવાનો આરંભ કર્યો.

હે શ્રાવક સુતા! પૂર્વે લક્ષ્મીપુર નગરમાં **શિવશર્મા** નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તેને **સુખદા** નામે એક સ્ત્રી હતી. **સુખદા** ખરેખર સુખદાજ હતી. તેણીએ બાળપણમાં સારી કેળવણી લીધી હતી. તેણીની મનોવૃત્તિમાં પતિની ભક્તિ સર્વદા રમ્યા કરતી હતી. તે સતી મન, વચન અને કાયાથી હમેશાં પતિની સેવા કરતી હતી. સવારે પતિની પેહેલાં ઉઠી પતિની સેવાને માટે તત્પર રહેતી હતી.

પતિની શૌચ વિધિ, દાંતણ, પાણી અને સ્નાન વિગેરે બધી ક્રિયા, તે પોતાની જાતે કરતી હતી. પછી જ્યારે પૂજા કરવાને બેસે, ત્યારે પૂજાની સામગ્રી પહેલેથી બધી ગોઠવી રાખતી અને ઘરનું કામકાજ કરતાં કરતાં પણ વ... રંવાર પતિની મરજી સાચવતી હતી. જ્યારે પતિને જ... વાનો વખત થાય, ત્યારે તે પતિને પ્રીતિથી ઘરની સં... ત્તિ પ્રમાણે ભાવતાં ભોજન કરી આપી પ્રેમથી પીરસી જમાડતી હતી. પતિ જમી રહ્યા પછી તેના મુખની શુદ્ધિને માટે પાન સોપારી વિગેરે મુખવાસ તૈયાર કરી પતિની આગળ ધરતી હતી.

પતિ જ્યારે-મુખવાસ લઈ ઘડીવાર બેસે તે વખતે તેમની આજ્ઞા લઈને સુખદા સુખે ભોજન કરતી હતી. ભોજન કરી રહ્યા પછી તે પતિની પાસે પાછી હાજર થતી અને પછી સુતેલા પતિના ચરણ દાબવા વિગેરે સેવા કરતી હતી.

હે શ્રાવિકા! સુખદા આ પ્રમાણે હમેશાં પતિની ભક્તિ કરી પોતાના દિવસો નિર્ગમન કરતી હતી. સવારથી તે રાત્રિના એક પોહોર સુધી તે પતિની ભક્તિ કરતી અને તેને જ પોતાનું ખરૂં કર્ત્તવ્ય માનતી હતી. તે કોઈ દિવસ પતિની આજ્ઞા વિના કાંઈપણ કામ કરતી ન હતી. ભોજન, આસન, શયન અને બીજી બધી ક્રિયાઓ કરતી વખતે તે પોતાના પતિને પુછતી અને તેમની આજ્ઞા મળ્યા પછી તે તે કામનો તે આદર કરતી હતી. ટુંકામાં તે પોતાના પતિને એક ઇષ્ટદેવના જેવા પૂજ્ય અને રાજાની જેવા નિયામક તરીકે જાણતી હતી.

મહાસતી સુખદાએ પોતાના પતિ શિવશર્માની પાસે સારો અભ્યાસ કર્યો હતો. નવી નવી ધર્મ તથા નીતિની કથાઓ તે પતિની પાસે હમેશાં વાંચ્યા કરતી હતી. તેની રસિક રસના ઉપર સરસ્વતીએ વાસ કર્યો હોય, તેમ તે સ્પષ્ટ અને મધુર ઉચ્ચારથી શ્રોતાના શ્રવણમાં અમૃત રસ રેડતી હતી.

હે શ્રાવિકા! આ પ્રમાણે સુખદા પોતાના જીવનને ઉન્નતિમાં મુકી પોતાનો ગૃહ-સંસાર ચલાવતી હતી. તેમ

"હે પ્રભુ! હે ઇષ્ટદેવ, જો મેં બરાબર સતી ધર્મ પાળ્યો હોય અને મારા પતિની શુદ્ધ હૃદયથી સેવા કરી હોય તો મારા પુત્રનું રક્ષણ કરજો."

આ પ્રમાણે ચિંતવતી એ બાળા ઘણી વાર સુધી બેસી રહી. અને અગ્નિના કુંડની સામે એક દ્રષ્ટિએ જોવા લાગી. પુત્રને કુંડની બાહેર નીકળતો ન જોવાથી તેણીના હૃદયમાં વધારે શોક થતો પણ પતિભકિતની દઢતા તેણીના હૃદયમાં- થી ખસી નહીં. ક્ષણુવાર પછી શિવશર્મા જાગી ગયો અને સતી સુખદાના ઉત્સંગમાંથી પોતાનું મસ્તક લઇ બેઠો થયો. તેણે ઇંતેજારીથી સતી સુખદાને પુછયું, પ્રિયા! તારા મુખ ઊપર શોક કેમ દેખાય છે? આપણો આનંદશર્મા કયાં છે? સુખદા નમ્રતાથી બોલી—સ્વામિનાથ! આનંદ- શર્મા આપણા અગ્નિહોત્રના કુંડમાં પડી ગયો છે. આપ મારા ખોળામાં મસ્તક મુકી સુઇ ગયા હતા, તેથી આપને અચાનક જગાડી નિદ્રાભંગ કરવા મને યોગ્ય ન લાગ્યું, તેથી હું બેસી રહી છું. અરે સતી! એ તે શું કર્યું? એમ કહી શિવશર્મા અને સુખદા બંને અગ્નિના કુંડ આગળ ઊભા રહ્યા. ત્યાં ધગધગતા કુંડમાં રમતો આનંદશર્મા જો- વામાં આવ્યો. પોતાના માતપિતાને જોઇ બાળક બોલ્યો, માતાપિતા! તમે કેમ દોડી આવ્યા? હું તો અહિં ખુ- શીથી રમું છું. તે જોઇ તેઓ બંને આશ્ચર્ય પામી ગયા અને પોતાના બાળકને કુંડમાંથી બાહેર કાઢયો. તેમણે પુ છયું, બેટા! તું દાઝયો છે કે નહીં? બાળકે હસતાં હસતાં કહ્યું, બાપા! મને તો અગ્નિ ચંદનના જેવો શીતળ લાગ્યો

હું જરા પણ દાઝયો નથી. શિવશર્મા સાનંદાશ્ચર્ય પામી બોલ્યો—પ્રિયા ! આ ચમત્કાર તારા પતિવ્રતપણાંથી થયો છે. પ્રિયા! તારા જીવનને ધન્ય છે. સતીઓનો પ્રભાવ દિવ્ય છે. તારી પતિભક્તિ અને તારૂં પતિવ્રત અલૌકિક છે, અને તેથીજ આપણા બાળપુત્રની રક્ષા થઈ છે. પછી સુખદાએ પોતે કરેલી ઇશ્વરપ્રાર્થના અને પોતાના સતી ધર્મની શુદ્ધતાને માટે કરેલા ચિંતવનની બધી વાત પતિને કહી સંભળાવી.

શાંતા કહે છે, હે શ્રાવક સુતા ! તે વખતે તે સતી સુખદાનો પતિ શિવશર્મા નીચેનો શ્લોક બોલ્યો હતો.

" सुतं पतंतं प्रसमीक्ष्य पावके
न बोधयामास पतिं पतिव्रता ।
पतिव्रताया व्रतभंगशंकया
हुताशन चंदनपंक शीतलः " ॥ १ ॥

" પોતાના પુત્રને અગ્નિમાં પડતો જોઈને પણ પતિવ્રતાએ પોતાના પતિને જગાડયો નહીં. પછી તે પતિવ્રતા સ્ત્રીના પતિવ્રતનો ભંગ થવાની શંકાથી અગ્નિ ચંદનના કાદવની જેમ શીતલ થઈ ગયો." ૧.

હે શ્રાવક પુત્રી ! ત્યારથી મેં આરા પતિની પાસેથી તે શ્લોક મોઢે કરી લીધો છે. અને તેનું છેલ્લું વચન મને બહુ પ્રીય હોવાથી હું તેને વારંવાર બોલ્યા કરૂં છું.

લલિતા કહે છે—હે બ્હેનો ! પછી તે શાંતાની પાસે

તેઓ હમેશાં નિયમસર વાંચવા લખવાનો અભ્યાસ રાખશે, તો તેઓ થોડા વખતમાં સારૂં જ્ઞાન મેળવી શકશે.

પ્રેમદા—લલિતા બ્હેન! અભ્યાસમાં કેવી રીતે નિયમથી વર્ત્તવું? તે મને સમજાવો.

લલિતા—પ્રેમદા ભાભુ! હમેશાં સવારે અગર બપોરે એક બે સામાયિક લેવાનો નિયમ રાખો અને તે સામાયિક વખતે હમેશાં થોડો થોડો અભ્યાસ કરવો, એથી તમને ધર્મ અને જ્ઞાન બંનેનો લાભ થશે.

પ્રેમદા—તે સામાયિક કયાં કરવું?

લલિતા—જે કોઈ ભણેલ બાઈનો યોગ હોય તો ઘેર કરવું, નહીં તો જ્ઞાનથી જેવી સાધ્વીને ઉપાશ્રયે જઇને કરવું. જો તમે હમેશાં જ્ઞાનશ્રી સાધ્વીને ઉપાશ્રયે જઇ શકો તેમ ન હોય તો તમે ઘેર સામાયિક લ્યો, અને ચંચળ બ્હેનની પાસે થોડો થોડો અભ્યાસ કરો.

પ્રેમ—લલિતા બ્હેન! તમે જ્ઞાનશ્રીને ઉપાશ્રયે જવાનું કહ્યું, તે મને વધારે સારૂં લાગે છે.

લલિતા—તે વધારે સારૂં, એ વાત ખરી પણ કદાપિ હમેશાં ત્યાં ન જઇ શકાય તો પછી ઘેર સામાયિક લેવામાં પણ કાંઇ હરકત નથી.

પ્રેમ—લલિતા બ્હેન! ઘેર સામાયિક લેવામાં બીજી

હરકત નથી, પણ ચંચળ બ્હેનની પાસે ભણવું, એ યોગ્ય ન કહેવાય.

**લલિતા**—ચંચળ બ્હેનની પાસે ભણવામાં શી હરકત છે ?

**પ્રેમ**--લલિતા બ્હેન ! મા દીકરીની પાસે ભણે તે સારૂં ન કહેવાય ?

**લલિતા**--પ્રેમ બ્હેન ! એ તમારૂં કહેવું અયોગ્ય છે. જ્ઞાન મેળવવાને માટે કાંઈ નાના મોટાનો ક્રમ જોવાતો નથી. દીકરી માને ભણાવે અને મા દીકરીને ભણાવે, બાપ દીકરાને ભણાવે અને દીકરો બાપને ભણાવે, એમાં કાંઈ હરકતજ નથી. ગમે તેની પાસેથી જ્ઞાનનો લાભ મેળવવામાં કાંઈ દોષજ નથી. જ્ઞાન મેળવવાને માટે માન કે અપમાન અને નાના કે મોટા એવો ક્રમ કાંઇ જોવાનો નથી.

**પ્રેમ**--લલિતા બ્હેન ! આજે મારા મનમાંથી એ શંકા મટી ગઇ. આજ સુધી તો હું એમજ જાણતી હતી કે, જે નાનાં હોય તે મોટેરાંની પાસે ભણે પણ જે મોટેરાં હોય તે નાનાંની પાસે ભણે નહીં. પણ જ્યારે તમે કહ્યું, ત્યારે આજે મારા મનમાંથી એ શંકા મટી ગઈ.

ધર્મદાસ શેઠ કહે છે—હે સદ્ગુણી માતાઓ અને બ્હેનો ! તે પછી લલિતાએ તે શ્રાવિકાઓની પાસે સંસ્કૃત ભાષાના વખાણ કરવા માંડયાં.

લલિતા કહે છે–બ્હેનો ! જે શ્લોકને માટે તમને જાણવાની ઇચ્છા થઈ છે, તે શ્લોક સંસ્કૃત ભાષાનો છે. એ ભાષા આપણા આર્ય દેશમાં ઘણીજ પૂજ્ય ગણાય છે. એ ભાષાને માટે આપણા દેશમાં મોટું માન છે. તે ભાષાને આપણા વિદ્વાનો દેવતાની ભાષા કહે છે. આપણા ધર્મનાં ઘણાં પુસ્તકો એ ભાષામાં લખાએલાં છે. બ્હેનો ! જો તમારે તમારા જીવનમાં ખરેખરો જ્ઞાનનો આનંદ લેવો હોય તો તમે થોડી ઘણી પણ સંસ્કૃત ભાષા શીખજો. આપણા ધર્મનાં જે સૂત્રો છે, તે માગધી ( પ્રાકૃત ) ભાષામાં લખાએલાં છે, તેમજ તે વાંચવાનો આપણો અધિકાર પણ નથી, પણ જે સંસ્કૃત ભાષાના ચરિત્રના ગ્રંથો લખાએલા છે તથા માગધી ભાષામાં લખાએલ પ્રકરણો છે તે વાંચવાનો આપણો અધિકાર છે. એ સંસ્કૃત ભાષાનું જ્ઞાન આખા ભારતવર્ષમાં ઊંચામાં ઊંચું ગણાય છે. બ્હેનો ! જો તમારે તમારા હૃદયને, તમારી જીહ્વાને અને તમારા મુખને પવિત્ર કરવું હોય તો એ ભાષા શીખજો. જ્યારે તમે તમારા મધુર સ્વરથી સંસ્કૃત ભાષાના શ્લોકો બોલશો, ત્યારે તમને બોલનારને અને સાંભળનારને એક જાતીજ તરેહનો આનંદ થઇ આવશે. જ્યારે આપણે દેરાસરમાં દર્શન કરવાને જઇએ છીએ ત્યારે જો કોઈ બ્હેનશ્રી શ્રાવિકા પ્રભુની આગળ ઉભી રહી કોઈ શ્લોક બોલતી હોય તે વખતે આપણને તે સાંભળવામાં કેટલો આનંદ આવે છે ! તેનો તમે અનુભવ કરી જોજો. બ્હેનો ! સંસ્કૃત ભાષાની મધુરતા અલૌકિક છે. એ ભાષાના જેટલાં વખાણ

શ્રાવકો ! તમારા રાજાની હિંસાને માટે મારા સાંભળવામાં પણ આવ્યું છે, તે રાજા ઘણોજ દ્રઢ મિથ્યાત્વી હોવાથી અહીં મારી પાસે આવે નહીં, તેમ વળી તેના ખરાબ સંસ્કારો બંધાયા છે, તો તે અત્યારે માને તેમ પણ નથી. તે છતાં મારા હૃદયમાં એક વિચાર સ્ફુર્યો છે તે તમે સાંભળો. તમારા રાજા ચંડવર્માને સંગીત ગાયન વિદ્યા ઉપર ઘણી પ્રીતિ છે. તો જો કોઈ મધુર કંઠવાળી શ્રાવકની બાળિકાઓ હોય, તો તેમને હું સંસ્કૃત ભાષાની જિન સ્તુતિ શીખવું. પછી જે વખતે રાજા આપણાં જીનચૈત્ય પાસેથી શીકાર કરવા નીકળે, તે વખતે તે બાલિકાઓ મધુર કંઠથી દેરાસરમાં પ્રભુની સ્તુતિ ગાય એવું કરો ગાયન ઉપર પ્રીતિવાળો રાજા શ્રાવકોની બાળાઓના મુખનું મધુર ગીત સાંભળી અંદર આવશે. વળી તે સંસ્કૃત ભાષામાં હોવાથી તેના મનમાં ઘણોજ આનંદ આવશે, એટલે તે બાળિકાઓને ગાવાનો આગ્રહ કરશે જ્યારે રાજા અંદર દેરાસરમાં દાખલ થાય ત્યારે બાળિકાઓએ તે ગીત બંધ કરી દેવું અને નમારે કહેવું કે, જે મનુષ્ય હિંસા કરતો હોય તેને અમારું આ ધર્મ ગીત સાંભળવાની આજ્ઞા નથી. તે [illegible] ભાષાના મધુર ગાયનમાં [illegible]

[illegible]

માંહેથી કેટલીએક શ્રાવકોની બાળિકાઓને ત્યાં બોલાવવામાં આવી, એક બે દિવસમાં શ્રાવકબાળાઓએ મુનિ પાસેથી સંસ્કૃતની મધુર કવિતા શીખી લીધી. અને પછી એક દિવસ નક્કી કરી સંઘના આગેવાનોની સાથે તે બાળિકાઓ શ્રીનગરની બાહેર આવેલા એક જિન ચૈત્યમાં આવી.

એક વખતે રાજા ચંડવર્મા શિકારની તૈયારી કરી નગરની બાહેર નીકળ્યો. બરાબર ચૈત્યની પાસે આવ્યો ત્યાં શ્રાવકોની બાળિકાઓએ ઊંચે સ્વરે સંસ્કૃત ગાયન ગાવા માંડ્યું બાળ શ્રાવિકાઓના મધુર કંઠમાંથી નીકળતો એ સંસ્કૃત ગાયનનો સ્વર સાંભળી રાજા ચંડવર્મા ઊભો રહ્યો. તેની મનોવૃત્તિ એ મધુર ગીતને સાંભળવામાં આકર્ષાઈ ગઇ. તરતજ રાજા શિકારના સોબતીઓને ઊભા રાખી અને પોતે ઘોડા ઉપરથી ઉતરી જિનચૈત્યની અંદર આવ્યો ત્યાં એક તરફ બાલિકાઓને અને બીજી તરફ સંઘના આગેવાનોને બેઠેલા જોયા. રાજા જેવો અંદર આવ્યો, કે તરતજ શેઠીઆઓની સમસ્યાથી તે બાળિકાઓ ગાયન કરતી બંધ થઇ ગઈ. રાજા ચંડવર્મા બોલ્યો. બાળિકાઓ! તમે શા માટે ગાતી બંધ થઇ ગઈ? તમારૂં મધુર ગાયન ચલાવો. તે સાંભળવાની મારી ઘણી ઈચ્છા છે. તે વખતે પેલા આગેવાનો શેઠીઆ આવી કહેવા લાગ્યા-મહારાજા! આ બાલિકાઓ જે ગાયન ગાય છે, તે દેવભાષામાં ગાય છે, એ કોઇ હિંસા કરનાર માણસ પાસે આવે તો તે ભાષા બોલાતી નથી. તે દેવભાષા કોમળથી દયાળુ અને પવિત્ર માણસના કાન ઉપરજ આવે છે. મહારાજા!

આપ અમારા સ્વામી છો. આપની આગળ આ બાલિકાઓ ખુશીથી ગાયન કરે, પણ આપ શિકારી હોવાથી આપની પાસે એ પવિત્ર ભાષા આ બાલિકાઓ બોલી શકેજ નહીં. કદિ બળાત્કારે તે બોલવા જાય તો તે ભાષા તેમના કંઠ ઉપર આવેજ નહીં શેઠીઆઓનાં એવાં વચન સાંભળી રાજા ચંડવર્મા વિચારમાં પડયો. તરતજ તેની મનોવૃત્તિમાં ભવ્યતાનું બીજ પ્રગટ થઇ આવ્યું પછી તેણે પોતાના મનની સાથે ચિંતવ્યું કે, અહા! આ જગતમાં હું કેવો પાપી ગણાઉં છું કે, કાને આવી મધુર ભાષા સાંભળવાને પણ અધિકાર મને નથી. વળી મારી જૈન પ્રજા મને સર્વ રીતે હિંસક ગણી નાલાયક માને છે, માટે આજથી મારે કોઈ પણ જાતનો શિકાર કરવો નહીં. આ પ્રમાણે ચિંતવી તેણે બાહેર આવી પોતાના હાથમાંથી શિકારના હથીઆરો ફેંકી દીધાં અને બીજા શિકારી માણસોને કહ્યું કે, તમે પાછા જાઓ અને હવેથી કદિ પણ શીકાર કરશો નહીં અને મને શિકાર કરવાની પ્રેરણા પણ કરશો નહીં. એવી આજ્ઞા આપી રાજા પાછો જિન મંદિરમાં આવ્યો અને તેણે પ્રભુની પ્રતિમાં, સંઘના આગેવાનો અને બાલિકાઓની સમક્ષ કહ્યું કે, "આજથી મેં બધી જાતના શિકારનો ત્યાગ કર્યો છે, અને મારા આખા રાજ્યમાં કોઈ બીજા શિકારીને પણ શિકાર કરવાનો પ્રતિબંધ છે." આ પ્રમાણે પ્રતિજ્ઞા લઇ રાજાએ વિનયથી પેલા શેઠીઆઓને કહ્યું કે, ભાઇઓ! હવે આ બાલિકાઓના કંઠમાં દેવભાષા આવશે કે નહીં? શેઠીઆ-

એએ નમ્રતાથી જણાવ્યું મહારાજા ! જો આપની પ્રતિજ્ઞા દૃઢ હશે તો આ બાળિકાઓના કંઠમાં દેવભાષા પ્રગટ થશે. પછી તેઓએ પોતાની બાલિકાઓને કહ્યું કે, બ્હેનો ! આ આપણા મહારાજાએ હિંસાનો ત્યાગ કર્યો છે, તો હવે પ્રભુની સમક્ષ ને સંસ્કૃત ગાયનનું સ્મરણ કરો. પછી શેઠીઆઓની સૂચનાથી તે શ્રાવક બાળાઓએ પાછું સંસ્કૃત ગાયન શરૂ કર્યું તે સાંભળી રાજા ચંડવર્મા ઘણોજ પ્રસન્ન થઇ ગયો અને તે ઘણીવાર સુધી ત્યાં ઉભો રહ્યો, જ્યારે એ ગાયન પુરૂં થયું, ત્યારે બાલિકાઓ બોલતી બંધ થઇ. પછી રાજાએ શેઠીઆઓને પુછ્યું કે, આ સંસ્કૃત ગાયન કોણે રચ્યું છે ? અને આ બાળાઓ કયાંથી શીખી છે ? પછી શેઠીઆઓએ રાજાને જણાવ્યું કે, અમારા ગુરૂ એક મુનિએ આ કવિતા કરેલી છે અને આ બાળાઓને શીખવનારા પણ તેઓ છે. રાજાએ શુદ્ધ ભાવથી કહ્યું, મહાશયો ! તમે એ તમારા ગુરૂનાં મને દર્શન કરાવો પછી તે શેઠીઆઓ રાજા ચંડવર્માને તે જૈન મુનિની પાસે લઇ ગયા અને ત્યાં મુનિએ તેમને સારો પ્રતિબોધ આપ્યો. છેવટે રાજા ચંડવર્મા એક જૈન રાજા થયો, અને તેણે વિમાનના જેવા મનોહર ચૈત્યોથી શ્રીનગર અને તેના રાજ્યના બીજા ગામોને અલંકૃત કર્યાં હતાં.

લલિતા કહે છે–હે બ્હેનો ! એવી રીતે સંસ્કૃત ભાષાની મધુરતાથી ચંડવર્મા જેવો હિંસક રાજા પ્રતિબોધ પામ્યો હતો. એ રાજાની પાસે બીજા મિથ્યાત્વી પુરૂષો કદિ સંસ્કૃત ભાષા બોલતા હશે પણ તે ભાષાની મધુરતા અને અસર જૈન બાળિકાઓના મુખથી જેવી તેને થઇ તેવી બીજા

પુરૂષોના મુખથી અસર થઇ નહતી, તેથી આપણે દરેક શ્રાવિકાએ સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવો જોઇએ, તેમજ આપણાં પુજ્ય તીર્થંકર મહારાજે જે આપણા જેવાં અલ્પમતિવાળાઓને માટે માગધી ભાષામાં ગ્રંથો તથા સૂત્રો રચ્યાં છે. તે ભાષા પણ આપણે શિખવી જોઇએ. તે સૂત્રોમાં ને તે ભાષામાં જે પવિત્રતા છે તે સંસ્કૃત ભાષામાં પણ આવવાની નથી જે ગંભીરાર્થ તેમાં રહેલ છે, તે અલૌકિક છે. માટે માગધી ભાષા પણ આપણે શીખવાની ફરજ છે, અને સંસ્કૃત પણ શીખવી જોઇએ; બ્હેનો! હવે આજે નિત્યના નિયમ પ્રમાણે આપણો ઉપદેશ વાર્ત્તાનો વખત થઇ ગયો છે. તેથી હવે હું મારી વાર્ત્તા બંધ કરૂં છું. (બોલો આદીશ્વર ભગવાનની જય.)

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ! જ્યારે લલિતાએ પોતાની વાર્ત્તા બંધ કરી એટલે પ્રેમદા, ચંચળ, પ્રેમ, પુતળી, નંદુ અને પોતી વિગેરે બધી શ્રાવિકાઓ ઉઠી લલિતાની પ્રશંસા કરતી કરતી પોતપોતાને ઘેર ચાલતી થઇ.

પ્રિય માતાઓ અને બ્હેનો! તમે પણ લલિતાના ઉપદેશને ગ્રહણ કરી માગધીભાષા સાથે સંસ્કૃતભાષાનો અભ્યાસ કરજો. જો તમે એ દેવ ભાષાનો અભ્યાસ કરશો તો તમે દેવીરૂપ ગણાશો. વળી એ ભાષાના અભ્યાસથી તમારા ઉચ્ચાર સુધરશે અને શુદ્ધ તથા અશુદ્ધ શબ્દોની સારી રીતે ખબર પડશે. જો તમને એ ભાષાનું મુદ્દલ જ્ઞાન નહીં હોય તો તમે તમારી ક્રિયામાં અને નવસ્મરણ વિગેરે સ્તુતિમાં ઘણુંજ અશુદ્ધ બોલશો. જો મુખમાંથી અશુદ્ધ

પણે કરેલી સ્તુતિનું પુરૂં-ફળ મળે નહીં અને ઉલટો આ-પણને દોષ લાગે એ વધારે.

પદ્મા—સાધ્વીજી! હવે મારે શું કરવું. આજ સુધીનો મારો બધો નિયમ નકામો થયો. મેં પુણ્યને બદલે પાપ ઉપાર્જન કર્યું. આવા અશુદ્ધ નિયમથી મેં જ્ઞાનની ઘણીજ આશાતના કરી. હવે મારી શી ગતિ થાશે?

સાધ્વી—શ્રાવિકા! એ વિષે હવે વધારે અપશોષ કરવો નહીં. તમારામાં સંસ્કૃત જ્ઞાન ન હોવાથી જે દોષ થયો તેને માટે તમે આલોયણા લઇ નિર્દોષ થાઓ. અને હવેથી કોઈ સંસ્કૃત જ્ઞાન ધરાવનાર પુરૂષ વા સ્ત્રીની પાસે તે સ્તુતિને સુધરાવી તેનો પાઠ કરજો.

પદ્મા—ગુરૂણીજી! હવે બીજાની ઉપર આધાર રાખવો, તે મને યોગ્ય લાગતું નથી. હું પોતેજ સંસ્કૃત ભાષાનું જ્ઞાન મેળવવા પ્રયત્ન કરીશ.

સાધ્વી—વધારે ઠીક તો એજ છે. પણ જો તમારે સંસ્કૃત અભ્યાસ કરવો હોય તો હમેશાં નિયમ રાખજો.

પદ્મા—સાધ્વીજી! જેવો મારે પ્રભુની આગળ સ્તુતિ કરવાનો નિયમ છે, તેવો નિયમ હું સંસ્કૃત અભ્યાસને માટે લઇશ.

સાધ્વી—શ્રાવિકા! તો તમે થોડા દિવસમાં એક સારાં અભ્યાસી થઇ શકશો.

થી જ્ઞાનમાં વધારો થવાને લીધે ફાયદો થાય, પણ જેટલું મને જ્ઞાન છે, તેમાં કાંઈ સંસ્કૃતની જરૂર નથી.

**સાધ્વી**—શ્રાવિકા! મેં તમને જે આટલી બધી પુછપરછ કરી, તેનું કારણજ એ છે કે, સંસ્કૃત ભાષાના જ્ઞાન વિના તમારા બોલવામાં ઘણી અશુદ્ધતા દેખાય છે, અને તેથી એ ભાષા ભણવાની તમારે જરૂર છે.

**પદ્મા**—ગુરૂણીજી! મને કૃપા કરી કહો. મારામાં તમે શી અશુદ્ધતા જોઈ?

**સાધ્વી**—હમણા ચૈત્યની અંદર તમે જે સંસ્કૃત ભાષાની સ્તુતિ બોલતા હતા, તેમાં ઘણુંજ અશુદ્ધ આવતું હતું. જેથી કરીને અર્થનો અનર્થ થઇ જતો હતો. જો તમારામાં થોડું ઘણું પણ સંસ્કૃત જ્ઞાન હોય તો તમારા મુખમાં એવું અશુદ્ધ આવેજ નહીં.

**પદ્મા**—ગુરૂણી સાહેબ! એ કેમ બને? કારણ કે, જે શ્રાવિકાની પાસે હું ભણી છું, તે શ્રાવિકા ઘણીજ પ્રવીણ છે. તેઓ કર્મગ્રંથ સુધીનું મોટું જ્ઞાન ધરાવે છે.

**સાધ્વી**—હે શ્રાવિકા! બીજું ગમે તેટલું જ્ઞાન તે ધરાવતાં હોય પણ તેનામાં થોડું ઘણું પણ સંસ્કૃત જ્ઞાન ન હોય તો તેનાથી શુદ્ધ ઉચ્ચાર થઇ શકે નહી. આ શબ્દ શુદ્ધ છે કે અશુદ્ધ છે, એ વાત સંસ્કૃત ભાષાના જ્ઞાન વિના બનતી નથી. હે શ્રાવિકા! પ્રભુ તો વિતરાગ છે. ગમે તેવી સ્તુતિ કરો કે ગમે તેવી નિંદા કરો તોપણ તેમનામાં ગુસ્સો કે રાગ આવતોજ નથી. પણ અશુદ્ધ બોલવાથી આ-

પણે કરેલી સ્તુતિનું પુરૂં ફળ મળે નહીં અને ઉલટો આ-
પણને દોષ લાગે એ વધારે.

પદ્મા—સાધ્વીજી ! હવે મારે શું કરવું. આજ સુધીનો
મારો બધો નિયમ નકામો થયો. મેં પુણ્યને બદલે પાપ
ઉપાર્જન કર્યું. આવા અશુદ્ધ નિયમથી મેં જ્ઞાનની ઘણીજ
આશાતના કરી. હવે મારી શી ગતિ થાશે ?

સાધ્વી—શ્રાવિકા ! એ વિષે હવે વધારે અપશોષ ક-
રવો નહીં. તમારામાં સંસ્કૃત જ્ઞાન ન હોવાથી જે દોષ
થતો તેને માટે તમે આલોયણા લઇ નિર્દોષ થાઓ. અને
હવેથી કોઈ સંસ્કૃત જ્ઞાન ધરાવનાર પુરૂષ વા સ્ત્રીની પાસે
તે સ્તુતિને સુધરાવી તેનો પાઠ કરજો.

પદ્મા—ગુરૂણીજી ! હવે બીજાની ઉપર આધાર રાખવો,
તે મને યોગ્ય લાગતું નથી. હું પોતેજ સંસ્કૃત ભાષાનું
જ્ઞાન મેળવવા પ્રયત્ન કરીશ.

સાધ્વી—વધારે ઠીક તો એજ છે. પણ જો તમારે
સંસ્કૃત અભ્યાસ કરવો હોય તો હમેશાં નિયમ રાખજો.

પદ્મા—સાધ્વીજી ! જેવો મારે પ્રભુની આગળ સ્તુતિ
કરવાનો નિયમ છે, તેવો નિયમ હું સંસ્કૃત અભ્યાસને
માટે લઇશ.

સાધ્વી—શ્રાવિકા ! તો તમે થોડા દિવસમાં એક સારાં
અભ્યાસી થઇ શકશો.

પદ્મા—ગુરૂણીજી ! મને હમેશાં સંસ્કૃત અભ્યાસ કરવાની બાધા આપો.

સાધ્વી—હૃદયમાં દૃઢતા રાખી એ નિયમ પાળશો એટલે તે બાધા લીધા જેવુંજ છે.

પદ્મા—ગુરૂણી સાહેબ ! કોઈ જાતની બાધા લીધા વિના ધારેલો નિયમ સચવાતો નથી.

સાધ્વી—ત્યારે તમારે શેની બાધા લેવી છે ?

પદ્મા—જ્યાં સુધી મને સંસ્કૃત ભાષાનું થોડું ઘણું જ્ઞાન ન થાય, ત્યાં સુધી મારે બધી જાતની વીગી (વિકૃતિ)નો ત્યાગ છે.

સાધ્વી—એ બાધા આકરી પડશે.

પદ્મા—આકરી બાધા વિના કાર્યની સિદ્ધિ થતી નથી.

સાધ્વી—શ્રાવિકા, બે હાથ જોડો.

પછી સાધ્વીએ પદ્માને બાધા આપી

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! તે પદ્મા શ્રાવિકાએ પછી સંસ્કૃતનો સારો અભ્યાસ કર્યો હતો, અને તેમાં તે એટલી બધી પ્રવીણ થઇ હતી કે, તે સંસ્કૃત ભાષામાં વાતચીત કરી શકતી હતી. માટે દરેક શ્રાવિકાએ થોડું ઘણું પણ સંસ્કૃત જ્ઞાન મેળવવાની જરૂર છે. વળી સંસ્કૃત ભાષાના જ્ઞાન વિના આપણી ગુજરાતી ભાષા પણ શુદ્ધ રીતે બોલી શકાતી નથી. જુવોને કેટલીએક શ્રાવિકા-

એ તે ભાષાના જ્ઞાન વિના ઘણા અશુદ્ધ શબ્દો બોલે છે. કેટલીએક ઉપાશ્રયને અપાશરો કહે છે, શ્રાવકને શાવક કહે છે, અને સામાયિકને સમાગ કહે છે, આવા કેટલાએક શબ્દોને તેઓ અશુદ્ધ કરી બોલે છે. તેનું કારણ સંસ્કૃત ભાષાનું અજ્ઞાનજ છે, માટે એ પવિત્ર ભાષાનું જ્ઞાન અવશ્ય મેળવવાની જરૂર છે.

ધર્મદાસ શેઠે ફરીવાર જણાવ્યું કે, હવે આજે આપણો નિત્યનો વખત થઇ ગયો છે, માટે આજની ઉપદેશ વાર્તા બંધ કરવામાં આવે છે, (બોલો આદીશ્વર ભગવાન્‌ની જય.)

પછી ધર્મદાસ શેઠ, અને ગંગા વિગેરે બીજી શ્રાવિકાઓ ઉઠીને પોતપોતાને ઘેર ચાલી જાય છે.

## દિવસ ૧૨ મો.




મદા અને તેની બ્હેન નંદુ આનંદાને ઘેર આવતાં રસ્તામાં મળે છે.

પ્રેમદા—કેમ નંદુ બ્હેન! તારી સાથે પોતી નથી આવી?

નંદુ—મોટી બ્હેન! ગઈ કાલે સાંઝે પોતી દેને સાસરે ગયેલ છે.

**પ્રેમદા**—એ શી વાત? શું પોતીને કોઇએ બોલાવી કે તે પોતાની મેળે ગઇ?

**નંદુ**—ના, ગઈ કાલે તેની જેઠાણી ઘણીજ માંદી છે, એવી તેને ખબર પડી એટલે તે તેને જોવાને માટે ગઇ છે.

**પ્રેમદા**—ત્યારે હજુ સુધી કેમ નથી આવી?

**નંદુ**—પછી પોતીને તેની સાસુએ આગ્રહથી રોકી છે. હવે તો તેનાં તેની સાસુ બારે વખાણ કરે છે.

**પ્રેમદા**—એ વાતની તને શી રીતે ખબર પડી?

**નંદુ**—મોટી બ્હેન! ગઈ કાલે રાત સુધી જ્યારે પોતી આપણે ઘેર આવી નહીં, એટલે મને મનમાં ચિંતા થઈ. પછી આજે સવારે હું તેની તપાસ કરવાને ગઈ હતી, ત્યારે તેનાં સાસરીયાનાં માણસો તેણીનાં બારે વખાણ કરતાં હતાં.

**પ્રેમદા**—તેઓ શાં વખાણ કરતાં હતાં?

**નંદુ**—મોટી બ્હેન! તેઓએ એટલાં બધાં વખાણ કર્યાં છે કે, જે સાંભળી મને ઘણોજ સંતોષ થયો છે. [illegible]

ગયે કરી તે તેણીની પાસે બેસી રહી છે, અને તેણીને દવા-પાણી વિગેરે આપવામાં ઘણીજ સવાચેતી રાખેલી છે. નંદુબાઈ! તમારી દીકરી પોતી ખરેખરી રત્ન છે. તેણીનામાં આવા ગુણ કયાંથી આવ્યા? એ અમને ઘણો અચંબો થાય છે. મોટી બ્હેન! પછી મેં તેમને કેટલા એક વિવેકનાં વચનો કહી સારૂં મનાવ્યું. પછી મેં પોતીને પાસે બોલાવી અને પુછ્યું કે, પોતી બ્હેન ! તું આપણે ઘેર કયારે આવીશ ?

પોતી—જો મારા સાસુ રજા આપે તો હમણાંજ આવું. અત્યારે મારી જેઠાણીની તબીયત સારી છે.

મોટી બ્હેન ! પછી મેં પોતીની સાસુને પુછ્યું કે, પોતીને રજા આપો તો હું તેને મારે ઘેર તેડી જાઉં. પછી પોતાની સાસુએ કહ્યું કે, હવે તો તમારી પોતી વગર અમને અહીં ગમશે નહીં. તમારે પોતીની શી જરૂર છે? પછી મેં તેમને કહ્યું કે. પોતીને મારે ઉપદેશ વાર્ત્તા સાંભળવા લઈ જવી છે. તેની સાસુએ કહ્યું કે, ઉપદેશ વાર્ત્તા સાંભળવાથી શું થાય છે? મેં કહ્યું, જે આ પોતીના તમે વખાણ કરો છો, તેનું કારણ ઉપદેશ વાર્ત્તા છે. જ્યારથી પોતીએ ઉપદેશવાર્ત્તા સાંભળવા માંડી છે, ત્યારથી એનામાં ઘણા સદ્ગુણો દાખલ થઇ ગયા છે. તે વખતે પોતીની સાસુએ શોક કરતાં કહ્યું કે, જો આવા ગુણ પેહેલેથીજ આવ્યા હોત તો તેના વરનું ચેવિયાળ બીજી સાથે શામાટે કરત ? હવે શું કરવું ? જે બન્યું તે ખરૂં. પછી મેં તેમને કહ્યું કે, મારી દીકરીના

તથા પુતળી બ્હેન હજુ કેમ આવ્યાં નહીં હોય? ચંચળે કહ્યું, મને તે વાતની ખબર નથી, પણ તેઓ કોઇ ખરે ખરા કામમાં રોકાયાં હશે, નહીં તો આવ્યાં વિના રહે નહીં. તે વખતે પ્રેમદાએ જણાવ્યું. આનંદા બ્હેન! આપણો નિત્યનો વખત થઈ ગયો છે, માટે ઉપદેશ વાર્તાનો આરંભ કરો.

**આનંદા**—પ્રેમદા બ્હેન! થોડીવાર સુધી પ્રેમ તથા પુતળીની આપણે રાહ જોઇએ.

**પ્રેમદા**—આનંદા બ્હેન! હવે રાહ જોવી નકામી છે. કારણ કે, જો તેઓ આવવાનાં હોત તો કયારનાં આવી ગયા હોત. પણ જ્યારે તેમને આવવામાં વિલંબ થઈ ત્યારે તેઓ હવે નહીં આવે એમ લાગે છે.

**આનંદા**—પ્રેમદા બ્હેન! જો તેઓ ન આવવાના હોય તો કોઈની સાથે જેવું હોય તેવું કહેવરાવે.

આ પ્રમાણે આનંદા અને પ્રેમદા વાતચીત કરતાં હતાં ત્યાં પ્રેમ અને પુતળી બંને ઉતાવળાં આવી પહોંચ્યાં.

તેમને જોઇ લલિતા બોલી, કેમ બ્હેનો! આજે વાર થઇ?

**પ્રેમ**—લલિતા બ્હેન! અમે તો બરાબર વખતે ઘેરથી નીકળ્યાં હતાં, પણ આપણી શેરી પાસે આવતા એક **સુંદરી** નામે શ્રાવિકા મળી, તે અમારી સગી થાય છે. તેણીએ અમને કહ્યું કે, તમે કયાં જાઓ છો? ત્યારે અમે

જણાવ્યું કે, લલિતા બ્હેનને ઘેર તેમની મા આનંદા માસીની પાસે ઉપદેશ વાર્તા સાંભળવાને જઇએ છીએ. પછી તે જરા દિલગીર થઇને બોલી કે, બ્હેનો! મારે તે સાંભળવા આવવાની ઇચ્છા છે. પણ કોઇ રીતે ત્યાં આવી શકાય તેમ નથી. કારણ કે, મેં શુભ વેદનીય કર્મ મેળવ્યાં નહીં હોય, તેથી મારાથી એ ઉપદેશ વાર્તા શી રીતે સંભળાય? પછી અમે તો બંને વિચારમાં પડયાં કે, શુભ વેદનીય કર્મ શું હશે! જ્યારે અમોને તેમાં સમજણ પડી નહીં. પછી અમોએ તેને પુછયું કે, સુંદરી બ્હેન! શુભ વેદનીય કર્મ એટલે શું? તેણીએ હસીને કહ્યું, બ્હેનો! તમે રોજ ઉપદેશ વાર્તા સાંભળવા જાઓ છો, તોપણ શુભ વેદનીય કર્મમાં કાંઇ સમજતાં નથી. તો પછી બીજામાં શું સમજતાં હશો? અમે કહ્યું બ્હેન સુંદરી! અમારી ઉપદેશ વાર્તામાં હજુ એ બાબત આવી નથી. તેથી અમે તે વિષે સમજતાં નથી. તું જો તે વિષે સમજતી હો તો અમને સમજાવ, પછી તે સુંદરીએ અમોને હસતાં હસતાં કહ્યું, બ્હેનો! પેહેલાં હું પણ કાંઈ સમજતી ન હતી. પણ હાલ કેટલાએક દિવસ થયા જ્ઞાનશ્રીને ઉપાશ્રયે ધર્મવાર્તા સાંભળવા જાઉં છું, તેથી મને તે બાબતની સમજણ પડી છે. પછી અમોએ તેને તે સમજાવવાની વિનંતિ કરી એટલે તે સુંદરી બોલી—બ્હેનો! જેના શરીરમાં કોઇ જાતનો રોગ ન હોય, તે શુભ વેદનીય કર્મ કહેવાય છે. એ કર્મ જેને ઉદય આવ્યું ન હોય, તેનું શરીર સારૂં રહેતું નથી અને રોગિષ્ટ રહ્યા કરે છે. બ્હેનો! મારા કહેવાનો અર્થ એવો છે કે, મારા કાનમાં આજે ઘણાં

અતિ મલિન મિથ્યાત્વ [1]વિહુરજો,
સ્નેહે કરી શ્રાવિકા બોધ ધારોરે. ૨

મન મંગળ મંગળે રાખોરે,
નિત્ય સત્ય વચન શુદ્ધ [2]ભાખોરે;
સારા સદ્‌ગુણનાં ફળ ચાખો,
સ્નેહે કરી શ્રાવિકા બોધ ધારોરે. ૩

બુધવારે સુબુદ્ધિથી ચાલોરે,
દોષ દુર્ગુણ દૂરથી ટાળોરે;
પ્રેમ ધારી પતિવ્રત પાળો,
સ્નેહે કરી શ્રાવિકા બોધ ધારોરે. ૪

ગુરૂવારે [3]ગૌરવને વધારોરે,
[4]ચિત્ત ગર્વ ગુમાન ન ધારોરે;
ખોટા વ્હેમ વિશેષ [5]વિદારો,
સ્નેહે કરી શ્રાવિકા બોધ ધારોરે. ૫

શુક્રવારે [6]સુકૃત નિત્ય કરવારે,
વ્રત નિયમ [7]નિરંતર ધરવારે;
ભવસાગરનાં દુઃખ તરવા,
સ્નેહે કરી શ્રાવિકા બોધ ધારોરે. ૬

શનિવારે સુઘડતા ધરજોરે,
[8]સતી ચરિત્ર શ્રવણ નિત્ય કરજોરે;
ધરી પ્રીતિ તેને [9]અનુસરજો,
સ્નેહે કરી શ્રાવિકા બોધ ધારોરે. ૭

---

૧ છોડી દેજો. ૨ બોલો. ૩ મોહોટાઈ. ૪ મનમાં. ૫ નાશ કરો. ૬ સારા કામ ૭ હમેશાં. ૮ સતીઓનાં ચરિત્રો. ૯ તે પ્રમાણે વર્તજો.

સાત વાર આ શ્રાવક નારીરે,
ગાય સાંભળે સ્નેહથી ધારીરે;
જન્મ નારી તણો લે સુધારી,
સ્નેહે કરી શ્રાવિકા બોધ ધારોરે. ૮

આ પ્રમાણે લલિતાએ તે ગરબી ગાઈ, તે સાંભળી બધી શ્રાવિકાઓ ખુશી થઈ ગઇ પછી પ્રેમ અને પુતળીએ આનંદાને પુછ્યું, કે સુંદરીએ જે શુભ વેદનીય કર્મ વિષે કહ્યું હતું, તે શું છે? તે અમને કૃપા કરી કહો? તે વખતે ચંચળે વચમાં કહ્યું, આનંદા કાકી! પ્રેમ તથા પુતળીએ જે વાત પુછી છે, તે ઉપયોગી છે, પણ ગઈ કાલે સાધ્વીજી જ્ઞાનશ્રીએ જે કાંઇ ઉપદેશ આપ્યો હશે, તે અમને પેહેલાં સંભળાવો તો વધારે આનંદ થશે.

**લલિતા**—ચંચળ બ્હેન! તમે ઠીક કહ્યું, મારી ઇચ્છા પણ તે સાંભળવાની છે.

**આનંદા**—બ્હેનો! ગઈ કાલે જે વાત પ્રેમ અને પુતળી પુછે છે, તે વિષેજ અમને જ્ઞાનશ્રીએ બોધ આપ્યો હતો. અને તે વખતે પેલી સુંદરી શ્રાવિકા આવેલી હશે, તેણીએ શુભ વેદનીય કર્મની વાત પોતાને લાગુ પડતી હોવાથી યાદ રાખી લીધી હશે.

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ! પછી આનંદાએ પોતાની ઉપદેશ વાર્તા શરૂ કરી.

આનંદા—બ્હેનો! ગઈ કાલે પર્વનો દિવસ હોવાથી

જીવની ત્રીજી જાતિ એટલે સ્ત્રીજાતિ, પુરૂષજાતિ અને નપુંસકજાતિ, તેને આપણા શાસ્ત્રમાં ત્રણ વેદ કહે છે. સ્ત્રીવેદ, પુરૂષવેદ અને નપુસકવેદ.

જીવની ચોથી જાતિમાં ચાર ગતિ આવે છે. દેવતાની ગતિ, મનુષ્યની ગતિ, નારકીની ગતિ અને તિર્યંચની ગતિ. એ ચારે ગતિમાં સર્વ જીવો રહેલા છે. દેવતાના જીવો દેવતાની ગતિવાળા, મનુષ્યના જીવો મનુષ્યની ગતિવાળા, નારકીના જીવો નારકીની ગતિવાળા અને તિર્યંચના જીવો તિર્યંચની ગતિવાળા કહેવાય છે.

પાંચમી જાતિમાં એકેંદ્રિયથી તે પચેંદ્રિય સુધીના જીવ ગણાય છે.

છઠી જાતિમાં છકાયજીવ કહેવાય છે, પૃથ્વીકાય, (પૃથ્વીના જીવ) અપકાય ( પાણીના જીવ ) તેઉકાય ( અગ્નિના જીવ) વાયુકાય (વાયરાના જીવ) વનસ્પતિકાય (ભાજીપાલાના જીવ) અને ત્રસકાયના જીવ. આ પ્રમાણે છઠી જાતિમાં છકાયના જીવ ગણાય છે.

બ્હેનો ! તેમાં જે એકેંદ્રિય એટલે એક ઇંદ્રિયવાળા જીવો છે, તેના બે ભેદ છે. સુક્ષ્મ અને બાદર જે ઝીણામાં ઝીણા જીવો આ લોકમાં વ્યાપી રહ્યા છે, તે સુક્ષ્મ જીવો કહેવાય છે. તે જીવ પર્વતને ભેદીને જાય આવે છે, કોઇ વસ્તુથી તે છેદાતાં નથી. વળી તેઓ અગ્નિથી બળતા નથી. તેવા જીવો આપણી નજરે આવી શકતા પણ નથી. જે બાદર જીવ છે, તે સુક્ષ્મ જીવોથી જરા મોટા છે. એટલે તે

કોઈ અમુક સ્થાનમાંજ ઉપજીને ત્યાંજ રહેનારા છે. તે કોઇ વસ્તુને ભેદી શકતા નથી અને તે બીજી વસ્તુથી ભેદી શકાય છે. તેને અગ્નિ બાળી શકે છે અને તેઓ આપણી મનુષ્યોની આંખોથી જોઇ શકાય છે.

બ્હેનો! જે પાંચ ઇંદ્રિયવાળા જીવો છે, તેના સંજ્ઞી અને અસંજ્ઞી એવા બે ભેદ થાય છે. જેનામાં મનની સંજ્ઞા હોય એટલે મનથી સમજનારા હોય, તે સંજ્ઞી કહેવાય છે. અને જેઓને મનની સંજ્ઞા ન હોય તેઓ અસંજ્ઞી કહેવાય છે. એટલે તેના સૂક્ષ્મ એકેંદ્રિય, બાદર એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય, સંજ્ઞી પંચેંદ્રિય અને અસંજ્ઞી પંચેંદ્રિય. એવા સાત ભેદ થાય છે.

બ્હેનો! એ સાત પ્રકારના જીવોના પર્યાપ્તા અને અપર્યાપ્તા, એવા બે પ્રકાર પડે છે. એટલે તેના ચૌદ ભેદ થાય છે.

ધર્મદાસ શેઠ કહે છે–હે શ્રાવિકાઓ! આ પ્રમાણે આનંદા પોતાની પુત્રી લલિતા અને બીજી શ્રાવિકાઓને બોધ આપતી હતી, ત્યાં સોમચંદ્રની સ્ત્રી જયા વચમાં બોલી ઉઠી.

જયા—શાહીજી! હું હમણાં નવતત્વ ભણું છું, અને લગભગ તે પૂરા થવા આવ્યાં છે, તોપણ મને પર્યાપ્તા અને અપર્યાપ્તાની બીલકુલ ખબર પડતી નથી. તે મને કહીને સમજાવો.

આનંદા કહે છે—બ્હેનો! અપર્યાપ્ત જીવ જે પુદ્ગલોને

ગ્રહણ કરે છે અને તે રસ વિગેરે રૂપે જે શકિતથી આ-
પણા શરીરમાં ગળે તે પર્યાપ્તિ કહેવાય છે. તે પર્યાપ્તિના
૬ પ્રકાર છે. આહાર, શરીર, ઇંદ્રિય. શ્વાસોશ્વાસ, ભાષા
અને મન. એ ૬ પર્યાપ્તિવાળા બધા જીવ જુદી જુદી રીતે
વર્તે છે. આહાર પર્યાપ્તિથી જીવે ગ્રહણ કરેલ આહારને રસ
રૂપે પરિણમવાની જે શકિત. જેનાથી આહારનો રસ થયો,
અને આહારનો રસ આપણા શરીરમાં લોહી, માંસ, ચરબી,
હાડકાં, મજ્જા અને વીર્ય એ સાત ધાતુ બંધાઈ શરીર રૂપે
થાય તે શરીર પર્યાપ્તિ કહેવાય છે. તે પછી સાત ધાતુઓ-
માંથી ઉત્પન્ન થયેલ ઇંદ્રિયો બનાવવાની જે શક્તિ તે ઇંદ્રિય
પર્યાપ્તિ કહેવાય છે. જ્યારે આહાર, શરીર અને ઇંદ્રિય
એ પર્યાપ્તિ થઇ એટલે પછી જીવ શ્વાસોશ્વાસ લેવાને માટે
જે પુદ્‌ગલો ગ્રહણ કરી શ્વાસોશ્વાસપણે પરિણમાવે તે શ્વાસો-
શ્વાસ પર્યાપ્તિ કહેવાય છે. તે પછી જીવમાં બોલવાની શ-
કિત થાય છે, તે ભાષાના પુદ્‌ગલોને ભાષાપણે પરિણમા-
વાની શકિત તે ભાષા પર્યાપ્તિ કહેવાય છે, જ્યારે આપણે
મનમાં વિચાર કરીએ છીએ. ત્યારે મનના પુદ્‌ગલો મનપણે
પરિણમે છે. તેને મન પર્યાપ્તિ કહેવાય છે.

બ્હેનો ! આ પ્રમાણે છ પર્યાપ્તિ વડે ઉપર કહેલા
સાત પ્રકારના જીવના બે ભેદ પડી શકે છે. તે જીવોને
જુદી જુદી પર્યાપ્તિઓ કહેલી છે. જે જીવને જેટલી પ-
ર્યાપ્તિ કહી હોય, તેટલી પર્યાપ્તિ પૂરી કર્યા પછી જે મ-
રણ પામે તે **પર્યાપ્તા** કહેવાય છે. અને જે જીવને જેટલી
પર્યાપ્તિ કહી છે, તેટલી પૂરી કર્યા વિના જે મરણ પામે

તે અપર્યાપ્તા જીવ કહેવાય છે. એટલે પર્યાપ્તા અને અ-પર્યાપ્તા એમ બધા મળીને જીવના ચૌદ ભેદ થાય છે. બ્હેનો! એવી રીતે પેહેલા જીવ તત્ત્વ વિષે મેં તમને સમજાવ્યું, હવે બીજા અજીવ તત્ત્વને માટે કહું છું. તે ધ્યાનથી સાંભળજો. આ જગતમાં કેટલીક વસ્તુની અંદર ત્રણ ગુણ રહેલા હોય છે. હાલવા ચાલવામાં, સ્થિર રાખ-વામાં, અને અવકાશ આપવામાં સહાય કરનાર એ ગુણ વાળા પદાર્થો અજીવ તત્ત્વમાં આવે છે. જેનામાં હાલવા ચાલવાને સહાય આપવાનો સ્વભાવ તેને આપણાં શા-સ્ત્રમાં ધર્માસ્તિકાય કહે છે. અને જેનામાં સ્થિર રાખવાનો સ્વભાવ હોય તેને અધર્માસ્તિકાય કહે છે. અને જે પદાર્થ એક જગ્યાએથી બીજી જગ્યાએ જતાં અવકાશ આપવાના સ્વભાવવાળો છે, તે આકાશાસ્તિકાયના નામથી ઓળખાય છે. એ ત્રણે ભેદના પાછા દરેકના ત્રણ ત્રણ ભેદ પડે છે. સ્કંધ, દેશ અને પ્રદેશ જે હાલવા ચાલવાને સહાય આપ-વાના સ્વભાવ વાળો આખો પદાર્થ હોય, તે સ્કંધ કહેવાય છે. અને તે સ્કંધની સાથે સંબંધવાળો તેનો કેટલોએક ભાગ તે દેશ કહેવાય છે, અને જેના ભાંગવાથી બીજો ભાગ થઇ શકે નહીં, તે પ્રદેશ કહેવાય છે. આ પ્રમાણે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય દરેકના ત્રણ ત્રણ ભેદ પડવાથી નવ ભેદ થાય છે. અને તેમાં કાળ એટલે સમય નામનો પદાર્થ ઉમેરવાથી તે બધા મળીને અજીવના દશ ભેદ થાય છે. તે અજીવ પદાર્થના પાછા બે ભાગ પડે છે, અરૂપી અજીવ અને રૂપી અજીવ. ઉપર જે દશ ભેદ કહ્યા, તે અરૂપી અજીવના ભેદ છે અને રૂપી

અજીવના ચાર ભેદ પડે છે. ૧ પુદ્દગલ સ્કંધ. ૨ દેશ. ૩ પ્રદેશ અને ૪ પરમાણું એવાં તેના નામ છે, એટલે એકંદર અજીવ તત્ત્વના ચૌદ ભેદ થાય છે.

બ્હેનો! ત્રીજું પુણ્ય તત્ત્વ કહેવાય છે. જે તત્ત્વની અંદર ઘણો સારો બોધ રહેલો છે. દરેક પ્રાણી સારૂં કામ કરે તો તેને પુણ્ય બંધાય છે. તેમાં ખાસ કરીને પુણ્ય બાંધવાના નવ પ્રકાર કહેલા છે. કોઈ સાધુ અથવા સારા પાત્રને અન્ન આપવાથી, તર્ષ્યાને પાણી પાવાથી, ભટકતા માણસોને રહેઠાણ આપવાથી, સુવાને માટે બીછાનું આપવાથી, ઉઘાડા માણસને પેહેરવા અને ઓઢવા વસ્ત્ર આપવાથી, તથા તે આપવાની શક્તિ ન હોય તો બીજાના સારાને માટે સારા વિચાર લાવવાથી, વચને કરી બીજાની સ્તુતિ કે વખાણ કરવાથી, રોગી કે દુઃખી એવા વડિલ કે પૂજ્યની કાયાએ કરી સેવા કરવાથી, અને જે યોગ્ય હોય, તેને હાથે કરી નમસ્કાર કરવાથી, એમ નવ પ્રકારે પુણ્ય બંધાય છે. બ્હેનો! તમે એ બધા પ્રકારો યાદ રાખી તે પ્રમાણે વર્ત્તજો અને પુણ્ય બાંધી તમારા આત્માનું કલ્યાણ કરજો. બ્હેનો! એ નવ પ્રકારે પુણ્ય બાંધવાથી તમે તમારા જીવનમાં ઘણાં પ્રકારનાં સુખ સંપાદન કરી શકશો જેમાં તે સુખનો બેંતાળીશ પ્રકાર કહેલા છે. એ નવ પ્રકારે પુણ્ય કરનારા પ્રાણીઓ હમેશાં સુખ અનુભવે છે. સારા ઊંચા કુળમાં જન્મે છે. મનુષ્યનો અવતાર પામે છે, દેવતાની ગતિ મેળવે છે, પંચેંદ્રિય જીવની જાતિ પ્રાપ્ત કરે છે. ઔદારિક, વૈક્રિય, આહારક, તેજસ અને

કાર્મણ શરીર મેળવે છે. શરીરનું સારૂં સંઘયણ એટલે સારો બાંધો પ્રાપ્ત થાય છે. શરીરનો રંગ ગોરો થાય છે. શરીરમાંથી સારી ખુસબો આવે છે. મીઠા મધુરા રસ મેળવાય છે. શરીરે સારી સુંવાલપ થાય છે. શરીરનું વજન જોઇએ તેવું મળે છે, શરીરમાં સારૂં બળ પ્રાપ્ત થાય છે. શ્વાસોશ્વાસ સારી રીતે લેવાય છે. શરીરમાં તેજ પ્રગટે છે. ચંદ્રની જેમ શીતળતા આવે છે. ચાલવાની શક્તિ સારી થાય છે. શરીરનાં બધાં અંગના અવયવો સારી રીતે ગોઠવેલા થાય છે. ત્રસ નામ કર્મના દશ પ્રકાર સારી રીતે પ્રાપ્ત થાય છે. દાંત વિગેરે નાના અવયવો સ્થિરતાને પામે છે, લોકોમાં પ્રિય થવાય છે. કોયલના જેવો સારો કંઠ મેળવાય છે. બોલેલા વચનને લોકો માન્ય કરે છે. લોકમાં સારી કીર્તિ થાય છે. દેવ, મનુષ્ય અને તિર્યંચનું આયુષ્ય બંધાય છે. અને કોઇ વાર ત્રણ ભુવનને પૂજવા યોગ્ય એવું તીર્થંકર નામ કર્મ મેળવાય છે.

બ્હેનો! આ પ્રમાણે પુણ્ય કરવાથી સારા ફળ મળે છે. માટે તમારે મન, વચન અને કાયાથી પુણ્ય બંધાય તેવાં કામ કરવાં. પુણ્ય કરવાથી આપણે સંસારમાં સારી રીતે સુખી થઇએ છીએ. જો આપણે પુણ્ય કરતાં હોઇએ તો પછી આપણાં છોકરાં પણ પુણ્ય કરતાં શીખે છે. જેના ઘરમાં પુણ્યના કામ થતાં હોય તેનું બધું કુટુંબ પુણ્યવાન્ થાય છે અને તે બધી જાતના સદાચાર પાળે છે.

બ્હેનો! તે પછી ચોથું પાપ તત્ત્વ છે. તે ઘણું જ

બ્હેનો ! વળી કર્મને અટકાવવામાં ત્રણ પ્રકારની **ગુપ્તિ** રાખવાની પણ જરૂર છે. તે ત્રણ પ્રકારની **ગુપ્તિને મનોગુપ્તિ વચનગુપ્તિ** અને **કાયગુપ્તિ** કહેવાય છે. પોતાના મનને ગોપવવું એટલે પોતાને કબજે રાખવું, તે **મનોગુપ્તિ** પોતાના વચનને ગોપવવું એટલે બોલવામાં વિચાર રાખવો તે **વચનગુપ્તિ** અને પોતાની કાયાને ગોપવવી એટલે કાયાને નિયમથી પ્રવર્તાવવી તે **કાયગુપ્તિ** એમ ત્રણ પ્રકારની **ગુપ્તિ** કહેવાય છે. એ ત્રણ પ્રકારની **ગુપ્તિ** રાખવાથી કર્મોને આવતાં અટકાવી શકાય છે.

બ્હેનો ! એ **પાંચસમિતિ** અને **ત્રણગુપ્તિ** એ આઠ બાબત જોઈએ તેવી ગૃહસ્થથી પાળી શકાતી નથી, તેતો સંયમ ધારી **સાધુ** કે **સાધ્વીથી** પાળી શકાય છે. એથી તે આઠ બાબત ચારિત્રનો નિર્વાહ કરવાને **માતા** સમાન છે, તેથી તે જૈનશાસ્ત્રમાં **પ્રવચનની માતા** તરીકે ઓળખાય છે.

બ્હેનો ! વળી કર્મોને અટકાવવાને માટે બીજા બાવીશ પ્રકારના **પરીષહો** કહેલા છે. તે પણ સાધુ સાધ્વીને માટેજ ઉપયોગના છે. તેથી તે આપણે ગૃહસ્થને વિસ્તારથી જાણવાની આવશ્યકતા નથી.

**ચંચળ**—આનંદા કાકી ! તોપણ અમારે તે જાણવાની ઈચ્છા છે. માટે તમે સંક્ષેપ તે કહી સંભળાવો.

**આનંદા**—બ્હેનો ! સાધુ સાધ્વીને અને પડિમાધર

શ્રાવકને પણ બાવીશ **પરિષહો** સહન કરવા જોઇએ. ભુખ, તરષ, ટાઢ અને તડકાની વેદના સહન કરવી જોઇએ. જુ, માંકડ અને ડાંશ વિગેરેની પીડા ખમવી જોઇએ. જુના અને ફાટલ તુટલ વસ્ત્રો મળે તેથી મનમાં ખેદ ન પામવો અને નવાં વસ્ત્રો મળે તેથી હર્ષ ધરવો ન જોઇએ. ટાઢ વિગેરેના સંભવથી કંટાળો આવે, તે સહન કરવો. સાધુએ સ્ત્રીનાં અને સાધ્વીએ પુરૂષનાં અંગ દેખ્યાં હોય, તોપણ પોતાના મનને સ્થિર રાખવું જોઇએ. આળસ કે પ્રમાદ રાખ્યા વિના ગામોગામ વિહાર કરવો જોઇએ.

કદિ કોઇ જંગલ કે શુન્ય સ્થાનમાં કાયોત્સર્ગ વિગેરે કરતાં સિંહ વિગેરે મોટા પ્રાણીઓનો ભય ઊપજે, તોપણ તેનાથી ડરવું ન જોઇએ. ઉંચી, નીચી, ટાઢી, ઉની, કોમળ અથવા કઠણ ભૂમિ ઉપર શય્યા કે આસન કરાય તોપણ મનમાં ઉદ્વેગ રાખવો ન જોઇએ. કોઇ ગુસ્સાથી આકરાં વચન કહે, તોપણ તે વચનો સાંખી રહેવા જોઇએ. કોઈ દુષ્ટ માણસ લપડાક, પાટુ, ચાબુખ કે લાકડીનો પ્રહાર કરે અથવા વધ કરી નાંખે તોપણ મનમાં જરાપણ રોષ લાવવો નહીં. પોતે પૂર્વે સંસારમાં રાજા, કે ધનાઢ્ય હોય. પછી દીક્ષા લઇ સાધુ થતાં કોઇને ઘેર ભિક્ષા માગવા જવામાં લાજથી શરમાવું ન જોઇએ. કદિ કોઈ ગૃહસ્થને ઘેર ભિક્ષા માગતાં તે આપે નહીં, તોપણ મનમાં ઉદ્વેગ કરવો ન જોઇએ. તેમજ તે ગૃહસ્થનું અનિષ્ટ ચિંતવવું કે વાંકુ બોલવું ન જોઇએ. કદિ કર્મયોગે રોગ થઈ આવે તોપણ **આર્તધ્યાન** એટલે રોગની પીડાથી મનમાં નઠારૂં ચિંતવન ન કરવું જોઇએ. કદિ કોઈવાર લાભની પ-

થારી ઉપર સુવાથી તે ડાભના અગ્ર ભાગ શરીરમાં ભોંકાવાથી વેદના થાય, તોપણ તે સારી રીતે સહન કરવી જોઇએ. પસીનાને લઇને શરીર ઉપર મેલ થઈ આવે તેથી દુર્ગંધ છુટે તોપણ ન્હાવાની ઇચ્છા કરવી ન જોઇએ તેમજ મનમાં કંટાળો લાવી ચારિત્ર ઉપર અભાવ લાવવો ન જોઇએ. કોઈ ઠેકાણે આદર મળે તો મનમાં મકલાવું ન જોઇએ. અને કોઇ ઠેકાણે અપમાન થાય તો મનમાં ખેદ પામવો ન જોઇએ. કદિ બુદ્ધિ સારી હોય અને શાસ્ત્રોનું જ્ઞાન સારી રીતે સંપાદન થયું હોય, તેથી કોઈ જિજ્ઞાસુના પ્રશ્નનો ઉત્તર ઝટ આપવાની શક્તિ હોય તો તેથી ખુશી થવું ન જોઇએ. અને મંદબુદ્ધિને લઇને શસ્ત્રનું જ્ઞાન બરાબર ન હોવાથી કોઇએ પુછેલા પ્રશ્નનો ઉત્તર ન આપી શકાય, તેથી નાખુશ થવું ન જોઇએ. કદિ પોતાની અજ્ઞાનતાથી જૈન શાસ્ત્રોની ઝીણી ઝીણી વાતો સમજાય નહીં, તો તેથી તે ઉપર અશ્રદ્ધા કરવી નહીં. વર્તમાનકાળે દેવતાઓ જોવામાં આવતા નથી, તેથી તે વિષે શંકા લાવવી નહીં. પરધર્મીઓની સમૃદ્ધિ કે ઉન્નતિ જોઈ મોહ પામવો નહીં. આ પ્રમાણે દરેક જૈન સાધુ કે સાધ્વી તથા પડિમાધર વગેરે શ્રાવકોએ તે બાવીશ પરિષહો સહન કરવા જોઇએ.

બ્હેનો ! તે પછી કર્મોની આવકને રોકનારા સંવરતત્વને માટે દશ પ્રકારનો યતિધર્મ પણ પાળવો કહેલો છે.

સુંદરી:—આનંદ શ્રાવિકા ! તે દશ પ્રકારનો યતિધર્મ અમને સમજાવો.

**પ્રેમ**—ચંચળ બ્હેન! એ વાત શામાટે કહેવરાવો છો? કારણ કે, સાધુનો ધર્મ સાંભળીને આપણે શું કરવું છે?

**ચંચળ**—પ્રેમ બ્હેન! એ પણ જાણવાની જરૂર છે. સાધુનો ધર્મ જાણ્યો હોય તો આપણે આપણા સાધુ સાધ્વીને સારી રીતે ઓળખી શકીએ.

**પ્રેમ**—બ્હેન! એ ઓળખવાથી શો લાભ?

**ચંચળ**—તે ઓળખવાથી ઘણો લાભ થાય છે. જો આપણે સાધુ સાધ્વીના ધર્મ જાણતા હોઇએ, તો જે ખરેખરા સાધુ સાધ્વી હોય તેની પરીક્ષા થઇ શકે છે. નહી તો જેવા તેવા ઢોંગી સાધુ સાધ્વીઓથી આપણે ઠગાઇએ છીએ.

**આનંદા**—પ્રેમ! ચંચળનું કહેવું બરાબર છે. આજ કાલ ઢોંગી લોકો જૈન સાધુસાધ્વીના વેષ પેહેરી લોકોને ઠગવાને ફર્યા કરે છે. કદિ કોઇ ઢોંગ વગરના હોય પણ જો તેનામાં સાધુના ગુણ ન હોય તો તેઓને ગુરૂપદ આપતાં વિચારવું જોઇએ. સાધુઓ ચારિત્રના પૂરેપૂરા ગુણવાળા હોય તોજ શ્રાવકોને સારો બોધ આપી શકે. નહિ તો તેઓ અનેક જાતના તોફાનો ઉભાં કરે છે. સંઘમાં ખટપટો કરી અનેક જાતનાં કર્મો બાંધે છે. તેવી રીતે સાધ્વીઓ પણ વિપરીતપણે વર્ત્તી બીચારી અજ્ઞાન શ્રાવિકાઓને આડે રસ્તે દોરે છે. માટે જો આપણે દશ પ્રકારનો યતિધર્મ સાંભળ્યો હોય તો દરેક સાધુસાધ્વીના ગુણોની આપણાથી સારી રીતે પરીક્ષા થઇ શકે છે. તેમની પરીક્ષા થયા પછી આપણે

જો તેની સેવા ભક્તિ કરીએ તો આપણને તેમની તરફથી ઘણો લાભ થાય છે. માટે ચંચળના કહેવા પ્રમાણે આપણે પણ દશ પ્રકારનો યતિધર્મ જાણી લેવાની જરૂર છે.

**પુતળી**—પ્રેમ બ્હેન! આનંદા માસી કહે છે, તે વાત ખરેખરી છે. જુવોને પદ્મશ્રી અને જ્ઞાનશ્રી બંને સાધ્વીઓ છે, બંનેએ ચારિત્ર ગ્રહણ કરેલું છે, તે છતાં તેમની વચ્ચે કેટલો તફાવત છે. કયાં જ્ઞાનશ્રી સાધ્વી? અને કયાં પદ્મશ્રી સાધ્વી? પદ્મશ્રીમાં તો યતિધર્મનાં લક્ષણો નથી, તેથી તેમને ઉપાશ્રયે શાણી શ્રાવિકાઓ જતી નથી. અને જ્ઞાનશ્રીમાં યતિધર્મનાં દશે લક્ષણો છે, તેથી ઉત્તમ અને સદ્ગુણી શ્રાવિકાઓ તેમને ઉપાશ્રયે ટોળેને ટોળે જાય છે. જો આપણે પણ યતિધર્મનાં બધાં લક્ષણો જાણતાં ન હોઈએ તો પછી આપણે પદ્મશ્રી જેવી ગુણ વગરની સાધ્વીજીથી લોભાઇ અને તેનો આટો અવળો બોધ લઇએ તો આપણને લાભને બદલે ગેરલાભ થાય. કેમ ચંચળ બ્હેન! ખરી વાત કે નહીં?

આનંદા કહે છે, હે બહેનો! પુતળીએ જે કહ્યું, તે બરાબર છે. હવે તમે સંક્ષેપમાં યતિધર્મના દશ પ્રકાર સાંભળો. પહેલો ક્ષમાધર્મ છે, એટલે દરેક સાધુ તથા સાધ્વીએ ક્રોધ ન કરવો જોઈએ. હમેશાં ક્ષમા રાખવી જોઈએ. તેવી રીતે આપણે ગ્રહસ્થને પણ બને તેટલી ક્ષમા રાખવી જોઈએ. બીજો માર્દવધર્મ છે. એટલે સાધુ સાધ્વીએ માનનો ત્યાગ કરવો જોઈએ. કદાપિ સાધુ કે સાધ્વીઓ

વિદ્યા વગેરે ગુણને લઇને શ્રાવકોમાં બહુ માન થાય, તો. પણ તેમણે અહંકાર રાખવો નહીં. તેવી રીતે આપણે ગ- હસ્થ શ્રાવિકાઓએ કદિ પણ માન રાખવું નહિ. બધાની સાથે કોમળતાથી વર્તવું જોઇએ. ત્રીજો આર્જવ ધર્મ છે. એટલે સાધુ સાધ્વીએ સરળતા રાખવી જોઇએ. અર્થાત નિષ્કપટપણે વર્તવું જોઇએ. તેવી રીતે આપણે શ્રા- વિકાઓએ પણ સરળતા રાખવી અર્થાત્ કોઇની સાથે ક- પટથી વર્તવું નહીં. ચોથો મુક્તિ ધર્મ છે. એટલે સાધુ સાધ્વીએ પોતાના મનમાં નિર્લોભ વૃત્તિ રાખવી. કોઈ પણ પ્રાણી કે પદાર્થની ઉપર લોભ રાખવો નહીં. તેવી રીતે આ- પણે શ્રાવિકાઓએ પણ નિર્લોભ વૃત્તિ રાખવી; કારણ કે, લોભ રાખવાથી આપણું મન રાગ દ્વેષવાળું થાય છે. તે પછી પાંચમો તપો ધર્મ છે. બ્હેનો ! તપનો ખરો અર્થ ઈચ્છાનો નિરોધ કરવો એવો થાય છે. કોઇ પણ જાતની ઇચ્છા થાય તેને અટકાવવી, એનું નામ તપ કહેવાય છે. સાધુ તથા સાધ્વીએ તેવાં તપ કરવાની જરૂર છે. અને તપ કરવાનો હેતુ પણ તેવોજ છે. આપણે ગૃહસ્થ શ્રાવિકાએ પણ એ અર્થ સમજીને તપ કરવાનો છે. તે પછી છઠો સંયમ ધર્મ છે. પ્રાણાતિપાત વિગેરે પાંચ પ્રકારના કામથી વિરામ પા- મવું, એ પાંચ અને પાંચ ઇંદ્રિયોને નિયમમાં રાખવી. એ પાંચ-એટલે બંને મળીને દશ અને ચાર કષાયને જય એટલે ચૌદ અને ત્રણ પ્રકારના દંડમાંથી નિવૃત્ત થવું. એ સત્તર પ્રકારવાળો સંયમ ધર્મ કહેવાય છે. સાધુ તથા સા- ધ્વીઓને સત્તર પ્રકારનો સંયમ ધર્મ પાળવાનો છે. એ

ધર્મ આપણ ગૃહસ્થથી પાળી શકાય તેવો નથી, તે પછી સાતમો સત્ય ધર્મ છે. સાધુ તથા સાધ્વીએ સાચું બોલવું અને સાચી રીતે ચાલવું જોઇએ. આપણે ગૃહસ્થ શ્રાવિકાએ પણ તે પ્રમાણે વર્તવાનું છે. તે પછી આઠમો શૌચ ધર્મ છે. શૌચ એટલે પવિત્રતા રાખવી. સાધુ તથા સાધ્વીએ મુખ્ય રીતે ભાવ શૌચ રાખવાનું છે. અને બને તેટલી રીતે દ્રવ્ય શૌચ પણ રાખવાનું છે. દ્રવ્ય શૌચમાં તેમણે આહાર પાણીના આચારમાં પવિત્રતા રાખવાની છે અને ભાવ શૌચમાં આત્માના શુદ્ધ અધ્યવસાય રાખવા એટલે કષાય વિગેરેના અભાવથી શુદ્ધ પરિણામને વધારવા. તેમજ મન, વચન અને કાયા શુદ્ધ રાખી અતિચાર ન લાગે તેવી રીતે સંયમ પાળવો, તે પણ ભાવશૌચ કહેવાય છે. અથવા જીવ અદત્ત એટલે કોઇ પ્રાણીએ નહીં આપેલી વસ્તુ લેવી, સ્વામી અદત્ત એટલે ધણીએ નહીં આપેલી વસ્તુ લેવી, ગુરૂ અદત્ત એટલે ગુરૂએ નહીં આપેલી અથવા ગુરૂની આજ્ઞા વિના વસ્તુ લેવી. અને તીર્થંકર અદત્ત એટલે જિન ભગવંતે નહીં આજ્ઞા કરેલી વસ્તુ સ્વીકારવી. એ ચાર પ્રકારની ચોરી ન કરવી, તે પણ ભાવશૌચ કહેવાય છે. સાધુ તથા સાધ્વીએ એ શૌચ ધર્મ સારી રીતે પાળવાનો છે.

બ્હેનો! આપણે ગ્રહસ્થ શ્રાવિકાઓએ પણ બને તેટલો શૌચ ધર્મ પાળવાનો છે. આપણો શૌચ ધર્મ સદાચાર છે. અંદરની અને બાહેરની પવિત્રતા રાખવી, તેમજ શરીર તથા વસ્ત્ર વિગેરેની સફાઇ રાખવી અને ઘરના ઉપકરણાં સારાં રાખી સુઘડતાથી વર્તવું, એ આપણો શૌચ ધર્મ છે.

નવમો અકિંચન ધર્મ છે, એટલે સાધુ તથા સાધ્વીએ

સર્વ પરિગ્રહનો ત્યાગ કરવાનો છે. કોઈ વસ્તુ ઉપર મૂર્છા રાખવી ન જોઇએ. હે બ્હેનો! આપણ ગૃહસ્થથી એ ધર્મ બધી રીતે પાળી શકાતો નથી. તોપણ થોડે ઘણે અંશે એ ધર્મ આપણે પણ પાળવાનો છે. પ્રિય શ્રાવિકાઓ! આ પ્રસંગે સાધ્વીજી જ્ઞાનશ્રીએ શ્રાવિકાઓને ઘણો બોધ આપ્યો હતો.

ચંચળ—આનંદા કાકી! સાધ્વીજી જ્ઞાનશ્રીએ બીજો શો બોધ આપ્યો હતો? તે અમને કહો? કારણ કે, એથી અમને ઘણોજ લાભ થશે.

આનંદા—બ્હેનો! પરમ પવિત્ર સાધ્વીજીએ કહ્યું કે, કેટલીએક શ્રાવિકાઓ ઘરેણાં લુગડાં અને બીજી ચીજોથી ધરાતી નથી. તેમજ નવાં નવાં આભૂષણો અને નવ રંગિત વસ્ત્રો એકઠાં કરી મોટા મોટા બચકા બાંધે છે, કપાટો ભરે છે, અને શરીર ઉપર ખડક્યા કરે છે. એ ઘણું નઠારૂં કહેવાય છે. ઘણી સ્ત્રીઓ ઘરેણાં અને લુગડાંને માટે પોતાના ધણીઓને પજવે છે અને નાહક ખર્ચ કરાવી પતિને પૈસાના ખાડામાં ઊતારે છે; તે પણ ઘણી નઠારી રીત છે. સૌભાગ્યવતી સ્ત્રીઓએ પોતાના ઘરની સંપતિ પ્રમાણે વસ્ત્ર આભૂષણ પેહેરવાં જોઇએ, પણ તેની હદ હોવી જોઈએ. વસ્ત્ર આભૂષણમાં લુબ્ધ બનેલી કેટલીએક લલનાઓ બીજી સ્ત્રીઓનાં નવાં નવાં વસ્ત્રો તથા આભૂષણો દેખી લલચાય છે. અને તે મેળવવાને પોતાના પતિને અતિશય પજવી દુઃખ આપે છે. આભૂષણોને માટે ખર્ચેલો પૈસો કદિ કોઈવાર લેખે થાય છે. પણ લુગડાં લત્તામાં જે મોટો ખર્ચ કરવામાં આવે

છે, તે તદ્દન નકામો છે. જો ઘરની સ્થિતિ ઘણીજ સારી હોય તો આભૂષણ વગેરે કરાવવાં એ વાત જુદી છે, પણ સાધારણ સ્થિતિવાળા ગૃહસ્થોનાં બૈરાંઓ હુજત કરી વસ્ત્ર વિગેરેમાં મોટો ખર્ચ કરાવે છે, તે તદ્દન ગેરવાજબી છે. જો કે બહુજ નઠારાં વસ્ત્રો કે આભૂષણોજ લેવાં એમ પણ ન કરવું, પણ "**શોભિતું અને સાંપડતું પેહેરવું**" એ નિયમને અનુસરીને ગ્રહસ્થનાં બૈરાંઓએ વસ્ત્ર આભૂષણો રાખવાં જોઇએ અને તે પણ અમુક હદમાંજ રાખવાં જોઇએ. જથ્થાબંધ એકઠાં કરી તેનો નકામો સંગ્રહ ન કરવો જોઇએ. તેવો નકામો સંગ્રહ કરી પરિગ્રહ વધારવો નહીં, એ ગ્રહસ્થ શ્રાવિકાઓનો અકિંચન ધર્મ કહેવાય છે.

દશમો બ્રહ્મચર્ય ધર્મ છે. એ બધા ધર્મની અંદર મોટામાં મોટો ધર્મ છે. દરેક સાધુ તથા સાધ્વીઓએ બ્રહ્મચર્ય એટલે શીળવ્રત રાખવું જોઇએ. બીજા નવ ધર્મ બરાબર પાળે અને દશમો બ્રહ્મચર્ય ધર્મ ન પાળે તો તે બધા ધર્મો નકામા છે. માટે તે ધર્મ અવશ્ય પાળવો જોઇએ. બ્હેનો ! જેવી રીતે સાધુ તથા સાધ્વીને એ ધર્મ પાળવાની આવશ્યકતા છે, તેવી રીતે ગ્રહસ્થ શ્રાવિકાઓને પણ તે ધર્મ પાળવાની આવશ્યકતા છે. હે બ્હેનો ! તે વિષે એ પૂજ્ય સાધ્વીજીએ ઘણું સારૂં વિવેચન કર્યું હતું. અને શ્રોતાઓના હૃદયમાં અસર પણ ઘણીજ સારી કરી હતી. તેમનાં વચનો સાંભળી મને તો નિશ્ચય થઇ ગયો છે કે, આપણા શ્રાવિકાઓનો ખરો ધર્મ શીળ પાળવાનો છે. શીળ એ આપણે મોટામાં મોટો અલંકાર છે. જે શ્રાવિકા પોતાના પતિ શિ-

વાય બીજા પુરૂષને દ્રષ્ટિથી પણ જોતી નથી, તે શ્રાવિકા ખરેખરી સતી કહેવાય છે. કાયાની વાત તો દૂર રહો પણ મનથી અને વચનથી પણ જે શ્રાવિકા પરપુરૂષની ઈચ્છા કરતી નથી, તે શ્રાવિકા સતીમાં શિરોમણી રૂપ છે. એવી સતી શ્રાવિકાઓથીજ આ ભારતભુમિ પવિત્ર ગણાય છે. તેવી સતી શ્રાવિકાનો અવતાર કૃતાર્થ છે. તેમનાં દર્શન કરવાથી પણ પાપ દૂર થઈ જાય છે. બ્હેનો! શીયળવ્રત પાળનારી પવિત્ર સતીઓની સઝાય ગાવાથી અને સાંભળવાથી પણ ઘણુંજ પુણ્ય બંધાય છે. શીળવતી શ્રાવિકાઓની સત્કીર્તિ પૃથ્વીની દશે દિશાઓમાં ગવાય છે; તેથી આપણે શુદ્ધ મન, વચન અને કાયાથી શીળવ્રત પાળવું જોઈએ.

બ્હેનો! જે શ્રાવિકા એવા શીળવ્રતથી ભ્રષ્ટ થયેલી છે, તે આ લોકમાં નિંદા પામી પરલોકે નારકીમાં પડે છે. શીળને નહીં પાળનારી શ્રાવિકાનું નામ લેવું એ પણ ઘણુંજ અપવિત્ર છે. શીળ નહીં પાળનારી સ્ત્રી ચાંડાળી જેવી છે, તેનું મુખ પણ જોવાને લાયક નથી. જે શ્રાવિકાના મુખ ઉપર શીળવ્રતનું પ્રકાશમાન તેજ ચળકતું નથી, તે નિસ્તેજ અને કલંકિત શ્રાવિકા સર્વ રીતે નિંદા પાત્ર છે. તેવી અધમ શ્રાવિકા પોતાના પિતાના અને સસરાના કુળને કલંકિત કરે છે અને પછી આ લોક તથા પરલોક બંનેમાં તે શિક્ષા પામે છે. બ્હેનો! તેથી આપણ સ્ત્રીઓનો ખરો ધર્મ, ખરૂં કર્તવ્ય, ખરી નીતિ રીતિ અને સ્ત્રીપણાનું ખરૂં તેજ શીળમાંજ રહેલું છે. આ વાત લક્ષમાં રાખી

દરેક શ્રાવિકાએ શીળનું સર્વદા રક્ષણ કરવાની પુરેપુરી જરૂર છે.

બ્હેનો ! આ પ્રમાણે દશ પ્રકારનો યતિધર્મ કર્મને અટકાવવામાં ઉપયોગી હોવાથી તેને સંવર તત્વના ભેદોમાં ગણેલો છે. તે પછી બાર ભાવનાઓને પણ એ તત્વની અંદર ગણેલી છે. આ જગતમાં પૈસો, જુવાની, કુટુંબ પરિવાર, વિગેરે જે સ્થાવર અને જંગમ પદાર્થો છે, તે બધા ડાભના અગ્ર ભાગ ઉપર રહેલા જળના બિંદુની પેઠે ચપળ–અસ્થિર છે. એવો જે વિચાર લાવવો તે પેહેલી **અનિત્ય ભાવના** કહેવાય છે. આ સંસારમાં દરેક પ્રાણીને જન્મ, જરા અને મરણ થયા કરે છે, તેનો મોટો ભય દરેકના માથા ઊપર રહેલો છે, તે ભયમાંથી મુક્ત થવાને ધર્મ વિના બીજું કોઈ શરણ નથી, આવી જે ભાવના ભાવવી તે બીજી **અશરણ ભાવના** કહેવાય છે. આ સંસારમાં એવી વિચિત્રતા થયા કરે છે કે, જે આપણી માતા હોય તે કોઈ ભવે આપણી સ્ત્રી થાય છે. અને જે સ્ત્રી હોય તે માતા થાય છે. તેવી રીતે પુત્ર પિતા થાય, અને પિતા પુત્ર થાય છે, દીકરી મા થાય અને મા દીકરી થાય છે, આ પ્રમાણે દરેક જીવને સર્વભાવનો અનુભવ થયા કરે છે. આવી જે ભાવના ભાવવી તે ત્રીજી **સંસાર ભાવના** કહેવાય છે. આ સંસારમાં જીવ એકલો આવ્યો છે અને પાછો એકલો જવાનો છે, એ પ્રમાણે ધારવું, તે ચોથી **એકત્વ ભાવના** કહેવાય છે. આપણાં શરીરમાં જે જીવરૂપે આત્મા છે, તે જ્ઞાન સ્વરૂપ છે, અને આ શરીર જડ છે, માટે તે બંને પ

દરપર જુદાં છે એટલે આત્મા શરીર નથી અને શરીર આત્મા નથી. એવો જે વિચાર લાવવો તે પાંચમી અન્યત્વ ભાવના કહેવાય છે. આ શરીર બધું અશુચિથી ભરેલું છે. રસ રૂધિર, માંસ, હાડકા, વીર્ય અને પરૂ વિગેરેથી આ શરીર ભરેલું છે. તે શરીરનાં પુરૂષ તથા સ્રીને આશ્રી નવ તથા બાર દ્વારો સદા વહ્યા કરે છે. આ પ્રમાણે ભાવવું, તે છઠ્ઠી અશુચિ ભાવના કહેવાય છે. પાંચ ઇંદ્રિયો ચાર કષાય, પ્રાણાતિપાત વિગેરે પાંચ અવ્રત, ત્રણ યોગ અને પચીશ ક્રિયાથી હમેશાં પ્રાણીને કર્મ બંધાય છે, તેમાં દયા, દાન વિગેરે કરવાથી શુભ કર્મ અને વિષય કષાય વિગેરે સેવવાથી અશુભ કર્મ બંધાય છે, એવું જે ભાવવું, તે સાતમી આશ્રવ ભાવના કહેવાય છે. જે જે સંવર આદરવાથી જે જે આશ્રવ રોકાય એટલે કર્મનો અટકાવ કરાય, તેને સંવરનું આદરવું અને આશ્રવનું રોકવું, તે આઠમી સંવર ભાવના કહેવાય છે. જેમ સંકલ્પ ધ્યાન વિગેરેના યોગથી રોગીનું દુઃખ નાશ થાય છે, તેમ બાર પ્રકારના તપથી કર્મને પચાવવા એટલે પૂર્વે કરેલા કર્મને ખપાવવાની જે ભાવના ભાવવી તે નવમી નિર્જરા ભાવના કહેવાય છે. આ લોક કે જે કેડ ઉપર બે હાથ દઇને અને પગ પહોળા કરી ઊભેલા પુરૂષના જેવા આકારવાળો અને જેનું નીચેનું તળીયું ઊંધા વાળેલા શરાવડા જેવું, મધ્ય ભાગ ઝાલરના આકારનો અને ઉપરનો ભાગ મૃદંગના જેવો છે. તેમાં જે જે ઉત્પાદ, વ્યય તથા ધ્રુવ રૂપે છે. એટલે પૂર્વ પર્યાયનો નાશ થઈ, નવા પર્યાય ઉત્પન્ન થાય અને દ્રવ્યરૂપે નિશ્ચળ રહે એવા, ઉત્પાદ વગેરૂપનાં જે કારણ ભાવવાં તે દશમી લોક

આહાર પાણી લાવી આપે તથા ગુરૂ વિગેરેનાં અંગ ચાંપે અને આપણ ગૃહસ્થ શ્રાવિકાઓ આપણાં વડીલ કે પૂજ્યની સેવા કરીએ તે **વૈયાવૃત્ય** નામે ત્રીજું આભ્યંતર છે. ભણવું, ભણાવવું, સંદેહ દૂર કરવો, ભણેલાને ફરી સંભારવું, અર્થ ચિંતવવો અને ધર્મનો ઉપદેશ કરવો તે **સ્વાધ્યાય** નામે ચોથું આભ્યંતર તપ છે. અશુભ—નઠારા ધ્યાનને દૂર કરવું અને શુભ—સારૂં ધ્યાન ધ્યાવું, તે **ધ્યાન** નામે પાંચમું આભ્યંતર તપ છે. બીજાની વસ્તુનો ત્યાગ કરવો તથા કર્મનો ક્ષય કરવા માટે કાઉસ્સગ્ગ કરવો. એ **કાર્યોત્સર્ગ** નામે છઠું અભ્યંતર તપ કહેવાય છે.

પ્રિય બ્હેનો! એવી રીતે બાર પ્રકારનું તપ કરવાથી કર્મની નિર્જરા થાય છે. એ નિર્જરા તત્ત્વનો હેતુ બરાબર સમજી તે પ્રમાણે વર્તવું, એ આપણ શ્રાવિકાઓનો ધર્મ છે. આજ કાલ કેટલીએક શ્રાવિકાઓ તપસ્યાનો અર્થ સમજ્યા વિના આગ્રહથી અથવા દેખાદેખીથી તપસ્યા કરે છે અને તપસ્યાની અંદર કામ ક્રોધ વિગેરે કષાયને સેવે છે, તેવી શ્રાવિકાઓ તે કરેલી તપસ્યાનું ફળ પામતી નથી અને તે કરેલો શ્રમ વૃથા થાય છે.

પ્રિય બ્હેનો! આઠમું બંધ તત્વ છે. આત્માને કર્મનો બંધ લાગે એટલે આત્માની સાથે કર્મનું મળી જાવું થાય તે બંધ તત્વ કહેવાય છે. તે બંધ તત્વના ચાર ભેદ છે. એટલે ચાર પ્રકારે આત્માની સાથે કર્મનાં બંધ થાય છે. જે કર્મનું સ્વભાવે પરિણમન થવું એટલે આત્માના અમુક

ગુણને હણવા રૂપ આત્માની સાથે મળી જવું, તે પહેલો **પ્રકૃતિબંધ** કહેવાય છે. આત્માની સાથે કર્મનું કાલ પરિણામરૂપ એટલે અમુક વખત સુધી અમુક કર્મનો બંધ રહે, એવી સમયની મુદતને બતાવનારો જે બંધ તે બીજો સ્થિતિ બંધ કહેવાય છે. કર્મ તીવ્ર અથવા મંદ પણે ઉદયમાં આવે તે **અનુભાગ બંધ** નામે ત્રીજો બંધ કહેવાય છે. કર્મનાં પુદ્ગલોના પ્રદેશોનો જે બંધ તે **પ્રદેશબંધ** નામે ચોથો બંધ કહેવાય છે.

હે બ્હેનો! આ બાબત ઘણીજ બારીક છે. જ્યારે જૈન શાસ્ત્રનું ઘણું જ્ઞાન થાય, ત્યારે તે સમજાય એવી છે. સાધ્વીજી જ્ઞાનશ્રીએ પણ જણાવ્યું હતું કે, જે શ્રાવિકા કર્મ બંધને જાણતી હશે, તે શ્રાવિકા બંધ તત્વના સ્વરૂપને સમજી શકશે. વળી ઉપકારી સાધ્વીજી જ્ઞાનશ્રીએ એમ પણ કહ્યું હતું કે, આ બંધ તત્વને માટે હું તમને આગળ કોઇ વખતે સમજાવીશ. માટે હે બ્હેનો! તેઓ જ્યારે કોઈ પ્રસંગે તે વિષે ઉપદેશ આપશે, અને જો તે મારા સાંભળવામાં આવશે, તો હું તમને સારી રીતે સમજાવીશ.

હે સદ્ગુણી સાધર્મી બ્હેનો! નવમું મોક્ષ તત્વ છે. એ તત્વ ખરેખર જાણવા જેવું છે. આપણા જૈન ધર્મમાં એ તત્વ સર્વમાં શિરોમણિ રૂપ છે. દરેક શ્રાવકના પુત્ર અને પુત્રીએ એ મોક્ષ તત્વ અવશ્ય જાણવું જોઇએ.

પ્રિય બ્હેનો! એ મોક્ષ તત્વને સમજાવવા નવ દ્વારે નવ પ્રકાર પડે છે. તેથી તે નવ પ્રકારને નવ દ્વાર કહે છે.

મોક્ષ એ છતું પદ છે, સાચી વસ્તુ છે, એવી પ્રરૂપણા ક-રવી, તે પેહેલું **સત્પદપ્રરૂપણા દ્વાર** કહેવાય છે. સિદ્ધના જીવનાં દ્રવ્ય કેટલાં છે? એ પ્રમાણનો વિચાર કરવો, તે બીજું **દ્રવ્ય પ્રમાણ દ્વાર** કહેવાય છે. સિદ્ધના જીવો ને અવગાહના કરવાનું ક્ષેત્ર કેટલું છે? એ વિચાર કરવો તે ત્રીજું **ક્ષેત્ર દ્વાર** કહેવાય છે. સિદ્ધના જીવ આકાશના કેટલા પ્રદેશને સ્પર્શે છે? એમ વિચારવું; એ ચોથું **સ્પર્શના દ્વાર** કહેવાય છે. સિદ્ધના જીવનો કાલ આદિ અ-નંત છે, એમ વિચારીને કહેવું, તે પાંચમું **કાલ દ્વાર** કહેવાય છે. સિદ્ધના જીવને વિષે અંતર નથી, એમ કહેવું, તે છઠું **અંતર દ્વાર** કહેવાય છે. સિદ્ધના જીવ સંસારી જીવના કેટલામે ભાગે છે, એમ વિચારવું, તે સાતમું **ભાગદ્વાર** કહેવાય છે. ક્ષાયિક વિગેરે પાંચ ભાવમાંથી સિ-દ્ધના જીવ કયા ભાવે છે, એમ વિચારવું; તે આઠમું **ભાવ દ્વાર** કહેવાય છે. સિદ્ધના પંદર ભેદમાંથી કયામાં થોડા જીવ છે, અને કયામાં વધારે જીવ છે, એમ વિચારવું, તે નવમું **અલ્પ બહુત્વ દ્વાર** કહેવાય છે. પ્રિય બ્હેનો! આ નવ દ્વાર મોક્ષ તત્વના ગણાય છે. અને તે દ્વાર જાણ-વાથી મોક્ષ તત્વનું સ્વરૂપ સારી રીતે સમજવામાં આવેછે.

આ વખતે ચંચળ વિનયથી બોલી—આનંદા કાકી! તમે જે સિદ્ધના પંદર ભેદ કહ્યા, તે કેવી રીતે છે? તે સમજાવો તો અમને તેથી ઘણો લાભ થશે.

**આનંદા**—પ્રિય બ્હેનો! આપણાં જૈન શાસ્ત્રમાં

દર પ્રકારે સિદ્ધ થએલા છે, તે તમને જુદા જુદા સમજાવું, તે તમે લક્ષ દઈ સાંભળો. જે જીવ તીર્થંકર પદવી પામીને મોક્ષે ગયેલા છે, તે પેહેલા **જિણસિદ્ધ** કહેવાય. જે સામાન્ય કેવલી થઈને મોક્ષે ગયેલા છે, તે બીજા **અજિણ સિદ્ધ** કહેવાય છે. તીર્થંકરને કેવળ જ્ઞાન ઉપજ્યા પછી જે મોક્ષે ગયેલા છે. તે ત્રીજા **તીર્થ સિદ્ધ** કહેવાય છે. તીર્થંકરને કેવળજ્ઞાન ઉપજ્યા પેહેલા જે મોક્ષે ગયેલા છે, તે ચોથા **અતીર્થ સિદ્ધ** કહેવાય છે. જે ગૃહસ્થાવાસમાં મોક્ષે ગયેલા છે, તે પાંચમા **ગૃહસ્થલિંગ સિદ્ધ** કહેવાય છે. જે યોગી, સંન્યાસી કે તાપસ વિગેરેના વેષે [1]મોક્ષે ગયેલા છે, તે છઠા **અન્યલિંગ સિદ્ધ** કહેવાય છે. જે સાધુના વેષે મોક્ષે ગયેલા તે સાતમા **સ્વલિંગ સિદ્ધ** કહેવાય છે. જે સ્ત્રી વેદ પામીને મોક્ષે ગયેલા તે આઠમા **સ્ત્રીલિંગ સિદ્ધ** કહેવાય છે. જે પુરૂષ વેદ પામીને મોક્ષે ગયેલા તે નવમા **પુરૂષલિંગ સિદ્ધ** કહેવાય છે. જે નપુંસક વેદ પામીને મોક્ષે ગયેલા, તે દશમા **નપુંસક લિંગ સિદ્ધ** કહેવાય છે. જે જીવ કોઈ પદાર્થ દેખીને પ્રતિબોધ પામી ચારિત્ર લેઇ મોક્ષે ગયેલા તે અગીયારમા **પ્રત્યેકબુદ્ધ સિદ્ધ** કહેવાય છે. જે જીવ ગુરૂના ઉપદેશ વિના જાતિ સ્મરણ વિગેરેથી પ્રતિબોધ પામી મોક્ષે ગયેલા, તે બારમા **સ્વયંબુદ્ધ સિદ્ધ** કહેવાય છે. જે ગુરૂનો ઉપદેશ સાંભળી વૈરાગ્ય પામી મોક્ષે ગયેલા તે તેરમા **બુદ્ધબોધિત સિદ્ધ** કહેવાય છે. જે એક સ-

---

[1] કેવળ જ્ઞાનને પામ્યાં છે, અને આંન કેરીની સભા છે.

મયને વિષે એકજ મોક્ષે ગયેલા તે ચૌદમા **એક સિધ્ધ** કહેવાય છે. અને જે એક સમયમાં ઘણાં જીવ મોક્ષે ગયેલા તે પંદરમાં **અનેક સિદ્ધ** કહેવાય છે. આ પંદરમાં સિદ્ધ સમજવાની અપેક્ષા ઘણી છે, કેમકે આ પંદર ભેદ શી રીતે લાગે છે, તે હું તમને બીજે અવસરે સમજાવીશ.

પ્રિય બ્હેનો! આ પ્રમાણે પંદર પ્રકારના સિદ્ધો કહેવાય છે, તે બધા તમારે યાદ રાખવા અને તેમનાં નામ પ્રમાણે ગુણ જાણી તે વિષેની સારી ભાવના ભાવ્યા કરવી. હે પુત્રી લલિતા! તારે પણ આ વાત સ્મરણમાં રાખવી અને દરેક સિદ્ધના નામને હમેશાં યાદ કરી તેમના બધા ગુણો સંપાદન કરવાની ભાવના કર્યા કરવી.

હે! પુત્રી લલિતા અને બીજી બ્હેનો! સાધ્વીજી જ્ઞાનશ્રીએ આ પ્રમાણે નવ તત્વ વિષે સમજાવ્યું હતું અને તે પ્રસંગે સારાં સારાં દ્રષ્ટાંતો આપી દરેક શ્રાવિકાઓના હૃદયમાં ઘણોંજ આનંદ આપ્યો હતો. તે પછી દિવસ અસ્ત થવાનો વખત થવા આવ્યો હતો, એટલે ઉપદેશ વાર્તા સમાપ્ત કરી હતી અને અમે બધી શ્રાવિકાઓએ તે સાધ્વીજીની પાસે પડિકમણું કરવાનો આરંભ કર્યો હતો.

ધર્મદાસ શેઠ કહે છે–હે સદ્દગુણી શ્રાવિકાઓ! આ પ્રમાણે આનંદાએ પોતાની પુત્રી લલિતા અને બીજી શ્રાવિકાઓને ઉપદેશ વાર્તા કરતાં જણાવ્યું કે, હે પુત્રી લલિતા અને બીજી બ્હેનો! આજે આપણો ઉપદેશ વાર્તા

કરવાનો સમય થઇ ગયો છે, તેથી હવે ઉપદેશ વાર્તા બંધ કરવામાં આવે છે. ( બોલો આદીશ્વર ભગવાનની જય. )

(પછી ચંચળ, પ્રેમ, પુતળી, જયા, પ્રેમદા અને પોતી વિગેરે સૌ આનંદાને પગે લાગી પોત પોતાને ઘેર વાનો કરતા જાય છે.)

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ! પ્રેમદાની પુત્રી પોની કે જે પેહેલાં ઘણીજ માથે ચડાવેલી અને તોફાની હતી, તે આનંદાની ઉપદેશ વાર્તા સાંભળ્યા પછી ઘણીજ સુધરી ગઇ હતી. પોતીના સદ્ગુણોને લેઇ તેના સાસરીયાં અને તેનો પતિ ઘણુંજ ખુશી થતાં હતાં. અને તેઓ બધા પોતીની ઉપર ઘણોજ પ્રેમ રાખતાં હતાં. ટુંકામાં એટલુંજ કહેવાનું કે, આનંદાના ઉપદેશથી પોતીનું જીવન સુધરી ગયું. અને તેણી એક સદ્ગુણી શ્રાવિકા થઈ પડી. હે માતાઓ અને બ્હેનો! હવે આજનો વખત થઇ ગયો છે માટે આપણી ધર્મ વાર્તા સમાપ્ત કરવામાં આવે છે. ( અંબા તરફ નજર કરી ) કેમ શ્રાવિકા! આજે તમે કાંઈક પ્રભુની ભક્તિનું ગીત ગાઓ, તો આ બધી બ્હેનોને આનંદ થશે.

અંબા—સ્વામિનાથ! કેવી આપની આરત

પછી અંબા નીચે પ્રમાણે પ્રભુની સ્તુતિ ગાય છે, અને બધાએ સાંભળે છે.

મયને વિષે એકજ મોક્ષે ગયેલા તે ચૌદમા **એક સિદ્ધ** કહેવાય છે. અને જે એક સમયમાં ઘણાં જીવ મોક્ષે ગયેલા તે પંદરમાં **અનેક સિદ્ધ** કહેવાય છે. આ પંદરમાં સિદ્ધ સમજવાની અપેક્ષા ઘણી છે, કેમકે આ પંદર ભેદ શી રીતે લાગે છે, તે હું તમને બીજે અવસરે **સમજાવીશ.**

પ્રિય બ્હેનો! આ પ્રમાણે પંદર પ્રકારના સિદ્ધો કહેવાય છે, તે બધા તમારે યાદ રાખવા અને તેમનાં નામ પ્રમાણે ગુણ જાણી તે વિષેની સારી ભાવના ભાવ્યા કરવી. હે પુત્રી લલિતા! તારે પણ આ વાત સ્મરણમાં રાખવી અને દરેક સિદ્ધના નામને હમેશાં યાદ કરી તેમના બધા ગુણો સંપાદન કરવાની ભાવના કર્યા કરવી.

હે! પુત્રી લલિતા અને બીજી બ્હેનો! સાધ્વીજી જ્ઞાનશ્રીએ આ પ્રમાણે નવ તત્વ વિષે સમજાવ્યું હતું અને તે પ્રસંગે સારાં સારાં દ્રષ્ટાંતો આપી દરેક શ્રાવિકાઓના હૃદયમાં ઘણોંજ આનંદ આપ્યો હતો. તે પછી દિવસ અસ્ત થવાનો વખત થવા આવ્યો હતો, એટલે ઉપદેશ વાર્તા સમાપ્ત કરી હતી અને અમે બધી શ્રાવિકાઓએ તે સાધ્વીજીની પાસે પડિકમણું કરવાનો આરંભ કર્યો હતો.

ધર્મદાસ શેઠ કહે છે—હે સદ્દગુણી શ્રાવિકાઓ! આ પ્રમાણે આનંદાએ પોતાની પુત્રી લલિતા અને બીજી શ્રાવિકાઓને ઉપદેશ વાર્તા કરતાં જણાવ્યું કે, હે પુત્રી લલિતા અને બીજી બ્હેનો! આજે આપણો ઉપદેશ વાર્તા

करवानो समय थइ गयो छे, तेथी हवे उपदेश वार्त्ता बंध करवामां आवे छे. (बोलो आदीश्वर भगवानकी जय.)

(पछी चंचळ, प्रेम, पुतळी, जया, प्रेमदा अने पोती विगेरे सो आनंदाने पगे लागी पोत पोताने घेर वातो करता जाय छे.)

धर्मदास शेठ कहे छे—हे श्राविकाओ! प्रेमदानी पुत्री पोती के जे पेहेलां घणीज माथे चडावेली अने तोफानी हती, ते आनंदानी उपदेश वार्त्ता सांभळ्या पछी घणीज सुधरी गइ हती. पोतीना सद्गुणोने जोइ तेना सासरीयां अने तेनो पति घणांज खुशी थतां हतां. अने तेओ बधा पोतीनी उपर घणोज प्रेम राखतां हतां. टुंकामां एटलुंज कहेवानुं के, आनंदाना उपदेशथी पोतीनुं जीवन सुधरी गयुं. अने तेणी एक सद्गुणी श्राविका गई पडी. हे माताओ अने व्हेनो! हवे आजनो वखत थइ गयो छे माटे आपणी धर्म वार्त्ता समाप्त करवामां आवे छे. (गंगा तरफ नजर करी) केम श्राविका! आजे तमे कांईक प्रभुनी भक्तिनुं गीत गाओ, तो आ बधी व्हेनोने आनंद आवशे.

**गंगा**—स्वामिनाथ! जेवी आपनी आज्ञा.

पछी गंगा नीचे प्रमाणे प्रभुनी स्तुति गाय छे, अने बधाओ सांभळे छे.

## પ્રભુ સ્તુતિ

("શ્યામ રંગ સમીપે ન જાવું, મારે
આજ થકી" એ રાહ)

વીરજિન ચરણ શરણ જાવું, મારે નિત્ય સખી વીર જિ...
ચરણ શરણ જાવું (એ ...

[1]ધર્મ રંગ અંગમાં ઉમંગથી ધરીને,
વીરના ગુણોનું ગાન ગાવું. મારે નિત્ય સખી. ...

[2]ભવ તરાવનાર ભજી ભાવથી જિનેશને,
કર્મને [3]વિદારનાર થાવું. મારે નિત્ય સખી. ૨

ધર્મ વીરતાથી વીર ધર્મને વધાવવા,
વિર [4]બાળ બની નિત્ય [5]ધાવું. મારે નિત્ય સખી. ૩

કર્મને [6]કષાય નિત્ય કષ્ટ રૂપ માની,
વિર પ્રભુ તણું ધ્યાન ધ્યાવું. મારે નિત્ય સખી ૪

શ્રાવિકા સતી ચરિત્ર સાંભળી સુખેથી,
શ્રાવિકા [7]સુબોધ ધારી થાવું. મારે નિત્ય સખી ૫

ધ્યાન શ્રી દેવાધિદેવનું ધરી [8]ધરામાં,
[9]જ્ઞાન નીર માંહી નિત્ય ન્હાવું. મારે નિત્ય સખી. ૬

---

૧ ધર્મનો આનંદ. ૨ સંસારના તરાવનારા. ૩ નાશ કરના...
૪ વીર પ્રભુનું બાળક. ૫ દોડવું. ૬ ક્રોધ, માન, માયા, લોભ, ...
ચાર કષાય. ૭ સારા બોધને ધરનારી, શ્રાવિકા થાવું. ૮ પૃથ્વીમ...
૯ જ્ઞાન રૂપી જળમાં

પ્રેમનો પ્રભાવ પ્રભુ ભક્તિમાં [10]પ્રસારી,
પુણ્યવંત પ્રાણીમાં ગણાવું. મારે નિત્ય સખી. ૭

[11]શમધરી [12]સ્વધર્મ નિત્ય [13]સમકિતે સુધારી,
[14]શિવપુરી સમીપ [15]સદા જાવું મારે નિત્ય સખી. ૮

---

ગંગાએ પ્રભુ સ્તુતિ ગાઈ બતાવી, તે સાંભળી ધર્મદાસ શેઠ અને બીજી શ્રાવિકાઓ ઘણીજ ખુશી થઈ. પછી મોતિચંદ શ્રાવકની વિધવા પુત્રી ચંદન બોલી। ધર્મ પિતાજી આનંદાના મુખથી જે નવતત્વની ઉપદેશ વાર્ત્તા તમે કહી, તે સાંભળી મને એક શંકા ઉત્પન્ન થઈ છે. તે જો તમારી આજ્ઞા હોય તો કહું.

ધર્મદાસ શેઠ—ચંદન બ્હેન। ખુશીથી કહે? તમને શી શંકા થઇ છે.

ચંદન—ધર્મ પિતાજી। આનંદાએ નવ તત્વનું સ્વરૂપ કહી બતાવ્યું, તે બધિ શ્રાવિકાઓને એક વખત કહેવાથી શી રીતે યાદ રહ્યું હશે?

મણિ—ચંદન બ્હેન! એમાં શું તમે શંકા કરી? એટલું શું ન યાદ રહે?

ચંદન—મણિ બ્હેન? મને તો બરાબર યાદ નથી રહ્યું, તેથી હું આ વાત જણાવું છું.

---

૧૦ ફેલાવી. ૧૧ શમતા. ૧૨ સ્વ ધર્મને. ૧૩ સમકિતના ધારી. ૧૪ મોક્ષ રૂપ નગરીની પાસે. ૧૫ હમેશ.

પછી ગંગા, મણિ, ચંદન વિગેરે બધી શ્રાવિકાઓ પોત પોતાને ઘેર ચાલી જાય છે.

## श्राविका भूषण द्वितीय अलंकार समाप्त.

### अनुष्टुप्.

श्राविका भूषणं धृत्वा श्राविका श्राविका भवेत् ।
श्राविका श्राविकाभासा श्राविका भूषणं विना ॥ १ ॥